પિતૃવંદના

સ્વર્ગસ્થ ધર્મોનુરાગી પૂજ્ય પિતાશ્રી

અમૃતલાલ દીપચંદ શાહ



પિતૃદેવો ભવ ! માતૃદેવો ભવ !

# શ્રદ્ધાંજલિ

સ્વ પૂ પિતાશ્રી તથા ગ સ્વ પૂ માતુશ્રીના ચરણકમળોમા

બાલ્યાવસ્થાથી મારામા ધાર્મિક સસ્કારોનુ આપે જે સિંચન કર્યું અને મારા જીવનને સન્માર્ગે લઇ જવામાં જે પ્રેરણા આપી, તે માટે હુ આપનો ભવોભવનો ઋણી છુ

તેઓનાં યત્કિંચિત ઋણતર્પણમાં સ્મૃતિરૂપે શારદા-સુધાનુ આ વ્યાખ્યાન પુસ્તક તેમને અર્પણ કરતાં સતોષ અનુભવું છુ અને મુજ આત્માને કૃતાર્થ કરુ છુ

| | |
|---|---|
| અક્ષયતૃતીયા<br>સ ૨ ૨ | આપનો પુત્ર<br>જયતીના વદન |

## पंच परमेष्ठी-मंगलस्तुति

अर्हन्तो भगवन्त इन्द्र महिता सिद्धाश्च सिद्धि स्थिता।
आचार्या जिनशासनोन्नतिकरा, पूज्या उपाध्यायका॥

श्री सिद्धान्त सुपाठका मुनिवरा रत्नत्रयाराधका।
पंचैते परमेष्ठिन प्रतिदिन कुर्वन्तो वो मंगलम्॥ १॥

## वीर स्तुति

वीरः सर्व सुरा सुरेन्द्र महितो, वीरं बुधा संश्रिता।
वीरेणाभिहतः स्वकर्म निचयो वीराय नित्य नमः॥

वीरात्तीर्थ मिद प्रवृत्तमतुलं वीरस्य घोर तपो।
वीरे श्री धृति कीर्ति कांति निचय श्री वीरभद्रं दिश॥ २॥

# "સંપાદકીય વક્તવ્ય"

ખંભાત સંપ્રદાયના બા. બ્ર. વિદુષી મહાસતી શ્રી શારદાબાઈએ, ગત વર્ષમાં માટુંગા ખાતે ચોમાસુ કર્યું હતુ એ વખતે એમણે આપેલાં વ્યાખ્યાનોની સુધા દ્વારા શ્રોતા-વર્ગની મૃતપ્રાય થઈ ગયેલી ધર્મ ભાવનાને એમણે નવપલ્લવિત કરી હતી. વ્યાખ્યાનો સામાન્ય અને અસામાન્ય, વૃદ્ધ અને બાળક સ્ત્રી અને પુરૂષ સૌને એક સરખી રીતે હિતકર અને રુચિકર બનવા પામ્યાં હતાં. તથારૂપના જૈન શ્રમણ-શ્રમણીના બધાજ વ્યાખ્યાનો આમ તો શ્રવણના અધિકારી છે છતાં ચોમાસુ ધર્મની ઋતુ હોઈ એ દરમ્યાન આપવામાં આવેલા વ્યાખ્યાનો વિશેષ શ્રવણીય, આદરણીય અને આચરણીય લેખવામાં આવે છે સ્થળ, કાળ, દ્રવ્ય અને ભાવની ચતુરંગી સુવિધા મળતાં જેમ કાર્યસિદ્ધિ સંપૂર્ણતયા પ્રાપ્ત થાય છે તેમ માટુંગા જેવા સ્થળમાં ચોમાસામાં મહાસતીજીના વ્યાખ્યાનોએ શ્રોતાજનોના હૃદયમાં ધર્મભાવનાની રમઝટ જગાડી હતી. ધર્મની સરવાણીનો લહાવો પામી શ્રોતાવર્ગે ખરેખર ધન્યતા અનુભવી હતી.

શારદાબાઈ મહાસતીજીની વ્યાખ્યાન આપવાની શૈલિ સ્વાભાવિક હોવાને કારણે શ્રોતાઓના હૃદયની આરપાર નીકળી પાકું નિશાન પાડવા સમર્થ નીવડી હતી.

પૂજ્ય શ્રમણ-શ્રમણીઓએ ચાતુર્માસ દરમ્યાન આપેલાં વ્યાખ્યાનોને પ્રગટ કરવાનો ચીલો હમણાં હમણાં શરૂ થયો છે જે પ્રશંસનીય છે આપણે જાણીએ છીએ અને અનુભવીએ પણ છીએ કે કાળના પસારા સાથે ઘણુંય વીસરાઈ જાય છે પરંતુ જો એ લીપીબદ્ધ હોય તો કોઈક વખતે પણ એને વાંચી પુનઃપ્રેરણાના ભાગી બની શકાય છે આ એક જ હેતુ વ્યાખ્યાનોનું પુસ્તક છપાવવા પાછળ કરવામાં આવતા ખર્ચ કરતાં અનેકગણો મૂલ્યવાન છે એમ દરેક સમજે

બોલેલું જ્યારે લખાણમાં ઉતારાય ત્યારે એનાં રૂપ અને આકાર બદલાય, પરંતુ હાર્દ તો એનું એજ રહે, એ દૃષ્ટિએ મેં મહાસતીજીના વ્યાખ્યાનોનું સંપાદન કર્યું છે એટલે વ્યાખ્યાતા અને સંપાદક વચ્ચેના આ ભેદને વાચક ન લેખે એ વિનંતિ છે

તેની ઉજવણીની પુણ્યસ્મૃતિમાં આવા અને આના જેવા અને અનેક ધાર્મિક ગ્રંથો બહાર પાડી ધર્મ પ્રભાવનાનાં પ્રશસ્ત કાર્યો કરે એવી શાસનદેવને પ્રાર્થના છે. લક્ષ્મી અને ધર્મની વૃત્તિ બંનેનો સંયોગ મળવો દુર્લભ છે. સરળ અને સૌમ્ય પ્રકૃતિવાળાં—સદ્ભાવના અને સૌજન્યની સુવાસવાળાં આ દંપતીમાં શ્રી અને શાસન સેવાનો સુભગ યોગ શાસન નાયકે યોજ્યો છે અને સ્વાધ્યાય, ધ્યાન અને પરોપકારના ગુણમાર્ગે તેઓ વિકાસ સાધે એવી શુભેચ્છા છે.

આ ઉપરાંત આ વ્યાખ્યાનોને છપાવવાની પ્રેરણા કરનાર શ્રી ઝવેરચંદભાઈ લાલજી કામદારનો ખાસ ઋણી છું. શ્રી ઝવેરચંદભાઈ નદરજી કામદાર આપણા સંઘ જૈન સમાજના એક શ્રાવક છે. ગૃહસ્થ ધર્મમાં પણ સાધુ ધર્મનું પાલન કરી બતાવનાર આવા ઉત્તમ કોટિના શ્રાવક રત્ન આવા ઉપકારી ધાર્મિક કામમાં રસ લઈ રહ્યા છે તે અભિનંદનીય છે.

આરંભથી અંત સુધી આ પુસ્તકને સજાવટનો ભાર ઉઠાવનાર મારા પરમ સ્નેહી મનુભાઈ પી. દોશી અને પ્રકાશનનો સર્વ પ્રકારનો આર્થિક બોજો ઉઠાવનાર ધર્માનુરાગી દંપતી શ્રી [illegible] અમૃતલાલ શાહ અને અ. સૌ. શ્રીકાંતાબહેનના ખાસ આભારી છું.

ચાતુર્માસમાં આપેલાં તમામ વ્યાખ્યાનોને બે ભાગમાં પ્રસિદ્ધ કરવાની યોજના છે. તદનુસાર, પ્રસ્તુત પ્રથમ ભાગમાં કુલ્લે ત્રેપન (૫૩) વ્યાખ્યાનોને સ્થાન આપવામાં આવ્યું છે. બાકીના વ્યાખ્યાનોને બીજા ભાગમાં પ્રસિદ્ધ કરવાનું વિચાર્યું છે.

અંતમાં સંપાદન સંકલનમાં જે કાંઈ ત્રુટિ રહી જાય તે માટે વાચકોનો હું ક્ષમાપ્રાર્થી છું. એટલું કહી આ વક્તવ્ય પૂરું કરીશ.

૨, નવજીવન ગ્રીન સ્ટ્રીટ
પો. સાન્તાક્રુઝ (પશ્ચિમ)
મુંબઈ ૫૪
શ્રી મહાવીર જયંતી ૨ ૨

અમૃતલાલ સવચંદ ગોપાણી

## શારદા–સુધા પ્રગટ કરતી વખતે

# પ્રકાશકનું નિવેદન

હરિસાપુરી સમુદાયના પૂ. વિદુષી આર્યાજીઓ–પૂ. પાર્વતીબાઈ ગોતમુનિ કેસરબાઈ સ્વામીજીના આજ્ઞાના પૂ. વસુમતીબાઈ મહાસતીજી તથા પૂ. વિદુષી તારાબાઈ મહાસતીજી આદિ સાધ્વી–સમુદાયના આબુ આ–ક્ષેત્રના ચાતુર્માસોએ આપણા સૌની ધર્મભાવના પ્રજ્વલિત કરી અને મહાસતીજીઓના પરિશ્રમે મને વર્ષીતપ કરવાની પ્રેરણા જાગી. સં. ૨૦૧૭ માં વર્ષીતપ શરૂ થયો અને તે દરમ્યાન પૂ. વિદુષી મહાસતીજી શારદાબાઈ ઠાણા ૧૧ નું ચાતુર્માસ ખંભાત હતું. અમો સદ્ભાગ્યે પૂ. વિદુષી મહાસતીજીના દર્શનાર્થે ખંભાત ગયા. શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ–કાંદાવાડી તેમજ માટુંગા વિ. સંઘોની વિનંતી પૂ. મહાસતીજીઓને મુંબઈ પધારવા માટેની હતી અને આપ સૌ જાણો છો તેમ આપણા સૌની વિનંતીનો સ્વીકાર કરી સંવત ૨૦૧૮ માં પૂ. વિદુષી મહાસતીજીઓએ મુંબઈ તરફ મંગલ પ્રસ્થાન કર્યું. સંવત ૨૦૧૮નું પ્રથમ ચાતુર્માસ કાંદાવાડીના શ્રી સંઘની વિનંતીથી શ્રી [illegible] મેઘજી થોભણ જૈન ધર્મ સ્થાનકમાં થયું અને સંવત ૨૦૧૯નું ચાતુર્માસ શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ માટુંગાની વિનંતીથી શ્રી મનજી ભિવજી જૈન ધર્મ સ્થાનક–માટુંગામાં થયું. ચોમાસા દરમ્યાન તેમના સંપર્કમાં જિનવાણીનું પયપાન કરવાનો અને લ્હાવો મળ્યો. સંવત ૨૦૧૮ માં શાસનદેવની કૃપાથી મારું વર્ષીતપનું પારણું નિર્વિઘ્ને પરિપૂર્ણ થયું.

સંવત ૨૦૧૯ ના ચાતુર્માસમાં પૂ. વિદુષી મહાસતીજીની જિનવાણીએ સૌને ધર્મમય વાતાવરણમાં ભરી દીધા અને તેમની વાણીને ગ્રંથરૂપે પ્રગટ કરવાની ભાવના જાગૃત થઈ. મારા પૂજ્ય પતિદેવને પણ વર્ષીતપની આરાધના કરવાની દઢ ભાવના જાગી અને સં. ૨૦૧૯ માં તેમણે વર્ષીતપનો મંગલ પ્રારંભ કર્યો. અમારા કુટુંબના ધાર્મિક સંસ્કારોનું સંવર્ધન કરવામાં

અમારા સ્નેહ સંબંધના સહૃદયી ભાવે આ પુસ્તક-સંપાદનનું વિશિષ્ટ કામ કરી આપી, વ્યાખ્યાનોને વિદ્વતાભરી સરલ શૈલીમાં જે સ્વરૂપ આપ્યો છે તે માટે અમે ઋણી છીએ. પુસ્તકપ્રકાશન પાછળ બીજી બધી સગવડો કરી આપવા માટે અમારા કુટુંબીજન જેવા બની રહેલ ધર્મપ્રેમી-સેવાભાવી યુવક શ્રી મનુભાઈ પી. દોશીનો સહકાર મળ્યો છે તે માટે તેમના આભારી છીએ.

આ વ્યાખ્યાનો અમદાવાદમાં છપાયા છે અને ત્યાં આ કામને લગતી બધી વ્યવસ્થા કરવામાં મારા પૂ. પિતાશ્રી (કસ્તુરચંદ રાયચંદ શાહ) એ જે શ્રમ લીધો છે તે માટે આભારી છીએ. સ્થાનકવાસી જૈન પત્રના સેવાભાવી તંત્રીશ્રી છોટાલાલ જીવનલાલ સંઘવીએ તેમના સતત માર્ગદર્શન અને દેખરેખ નીચે સજ્જન પ્રિન્ટરીમાં આ પુસ્તકને સુઘડ-સુરુચિ-આકર્ષક રીતે અને ત્વરાએ છાપી આપ્યું તે માટે જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

જે જે શ્રી સંઘોએ અને ભાઈબહેનોએ અગાઉથી પુસ્તકના ગ્રાહક તરીકે નામો નોંધાવ્યા છે તે માટે આભારી છું. આ ઉપરાંત આ પુસ્તક અંગે અગાઉથી ગ્રાહક થયેલ ભાઈબહેનોની શુભ નામાવલિ ક્રમે આપી છે તેમ છતાં કોઈનું નામ ભૂલથી ન છપાયું હોય તો દરગુજર કરવા વિનંતી છે.

મારા પતિદેવે આ પુસ્તક પ્રકાશિત કરવાનો મને જે અપૂર્વ લહાવો અને અવસર આપ્યો તે માટે હું હાર્દિક કૃતજ્ઞતા અનુભવું છું.

લીલાનિવાસ
ગુજરાત સોસાયટી-બ્લોક નં. ૧૪૪
શિવ, મુંબઈ-૨૨
મહાવીર જયંતી. સંવત ૨૦૨૦
તા. ૨૪-૪-૬૪

લી. ધર્મ સુપુત્રી—
ભાવિકા—
અ. સૌ. લીલાવતી

પરંતુ શારદાબ્હેન સોળ વર્ષની ઉંમરે દીક્ષા લેવામાં જ મક્કમ હતા તેમણે કહ્યું કે સત્તર વર્ષની વિમળાબ્હેનના મૃત્યુને કોઈ રોકી શક્યું નહિ તો આ જિંદગીનો શો ભરોસો? મારું મન વૈરાગ્ય રંગે રંગાયેલું છે તેમાંથી પીછેહઠ થનાર નથી" અંતે માતા–પિતા સગા–વહાલા–કુટુંબીજનોને જણાયું કે શારદાના દીક્ષાના વિચારો દૃઢ છે આથી રાજીખુશીથી સંમતિ આપી.

સંવત ૧૯૯૬ ના વૈશાખ શુદ છઠ્ઠને સોમવારે તેમની ભાગવતી દીક્ષા સાણંદ મુકામે થઈ ખૂબજ ધામધૂમથી દીક્ષામહોત્સવ ઉજવાયો દીક્ષાવિધિ પૂજ્ય ગુરુદેવ રત્નચંદ્રજી મ. સાહેબે કરાવી ગુરુજી પૂ. રત્નચંદ્રજી અને ગુરુણી પાર્વતીબાઈ મહાસતીજીના શિષ્યા તરીકે તેમને જાહેર કર્યા.

શારદાબ્હેન તથા સાણંદના બીજા બ્હેન છબીબહેનની દીક્ષા સાથે થઈ તે બંનેને મહાસતી પાર્વતીબાઈની શિષ્યાઓ તરીકે જાહેર કરવામાં આવ્યા છબી બહેનનું નામ જશુબાઈ મહાસતીજી રાખવામાં આવ્યું શારદાબ્હેનનું નામ શારદાબાઈ મહાસતીજી રાખવામાં આવ્યું વૈરાગ્ય અને વૈવિશાળ વચ્ચેની પાતળી રેખા વિલીન થઈ ગઈ અને વૈરાગ્ય વિજયી બન્યો.

દીક્ષા જીવનની શરૂઆતમાંજ મહાસતીજી શારદાબાઈનો ધાર્મિક–શાસ્ત્ર–અભ્યાસનો પુરૂષાર્થ પ્રબળ બન્યો પૂ. ગુરુદેવ અને ગુરૂણીની શીળી છાયામાં પૂ. મહાસતીજીએ પણ જ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું શાસ્ત્રોનું પરિશીલન કર્યું સંસ્કૃત–પ્રાકૃત ભાષાનું ઠીક ઠીક જ્ઞાન મેળવ્યું આ જ્ઞાનનો બીજાને લાભ આપતા અલ્પ સમયમાં જ પ્રતિભાશાળી અને વિદુષી વ્યાખ્યાતા તરીકે પૂ. મહાસતીજી ખ્યાતિ પામ્યા.

પૂ. વિદુષી મહાસતીજી જ્યારે વ્યાખ્યાન આપે છે ત્યારે માત્ર વિદ્વત્તાજ નહિ પણ આત્માના–ચૈતન્યની વિશુદ્ધિનો રણકાર તેમના અંતરના ઉંડા ઘુમાંથી આવે છે કે ધર્મના તત્વના સ્પર્શ આવાથ ગુરુવર્ગને એવી ધીર, ગંભીર પ્રસાદમય શૈલીમાં વિવિધ દૃષ્ટાંતોથી સમજાવે છે કે શ્રોતાવૃંદ તેમાં તન્મય–ચિન્મય બની જાય છે અને અપૂર્વ શાંતિથી શારદા–સુધાનું રસપાન કરે છે બાળબ્રહ્મચારિણી વિદુષી મહાસતીજી શ્રી શારદાબાઈની વાણીમાં આત્માનો અંતરધ્વનિ આવે છે અને જે ધ્વનિએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયા છે સુષુપ્ત આત્માને જગાડી સંયમ માર્ગે દોર્યા છે

માટુંગાની વિનતીને માન આપી માટુંગા કર્યું માટુંગા ચાતુર્માસ પૂર્ણ કરીને પૂ. વિદુષી મહાસતીજીઓએ મહારાષ્ટ્ર પ્રદેશમાં લોનાવલા પુના, અહમદનગર, ઘોડનદી શ્રીરામપુર માલેગાંવ નાસિક ઈગતપુરી વિ. સ્થળોનો ઉગ્રકાળ વિહાર કર્યો અને તેમના ઉપદેશથી આ પ્રદેશમાં અપૂર્વ ધર્મ જાગૃતિ આવી છે

મુંબઈ અને ઉપનગરના પૂ. મહાસતીજીના ત્રણ વર્ષના વિહારે, પૂ. મહાસતીજીની વાણીએ મન આકર્ષ કરીને બ્રહ્મચર્ય પરના તેમનાં આખ્યાનોએ અલૌકિક અસર કરી અને પરિણામે કાંદાવાડીમાં તેમના સાન્નિધ્યમાં શ્રી સંઘના મંત્રીશ્રી રમણિકભાઈ કોઠારી સહિત એકાવન ભાઈબ્હેનોએ એકી સાથે બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લીધી મુંબઈ માટે—મોહમયી મુંબઈ માટે આ અભૂતપૂર્વ બનાવ હતો. માટુંગામાં પણ સંઘના પ્રમુખશ્રી મણીભાઈ ઉમેદચંદ શાહ, મંત્રીશ્રી શાંતિલાલ નારણજીભાઈ વગેરેએ સજોડે બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કરેલ છે આ તેમની વાણીની વીણાએ મુંબઈની જનતામાં ધાર્મિક સંસ્કારોનું સુંદર સિંચન કર્યું છે મુંબઈની જૈન જનતામાં ધાર્મિક ભાવનાની અભિવૃદ્ધિ કરી છે

આ બધો પ્રભાવ બાળબ્રહ્મચારિણી વિદુષી વ્યાખ્યાતા મહાસતીજી શારદાબાઈનો છે

એમને અનન્ય ભાવે વંદના હો!

માટુંગા–શિવમાં રહેતા સૌને સૌ કોઈ સુખી માને છે ભૌતિક સુખ હોય ત્યાં વૈભવ–વિલાસ, મોજશોખ હોય તે સ્વાભાવિક છે

પરંતુ મહા તેમાં જૈન ધર્મની મહા અનન્ય વસ્તુ છે. અને સાચે સાચે જૈન ધર્મનું મહત્ત્વ એ તો સોનામાં સુગંધ જેવું છે ચાતુર્માસના ચારે મહિના માટુંગાના કાનજી શિવજી જૈન ધર્મ સ્થાનકમાં શ્રાવક શ્રાવિકાઓ સવારમાં સમયસર વ્યાખ્યાનમાં હાજર થઈ જતા. સભાગૃહ ચિક્કાર ભરાઈ જતું સાથે અદ્‌ભૂત શાંતિ અને શિસ્ત રહેતાં. ભલે આપણે ભૌતિક સુખમાં માનતા હોઈએ છતાં અંતરમાં આત્મિક સુખની શોધમાં માનવો મથી રહ્યા છે તે શ્રોતાઓની વિશાળ હાજરી જોઈ પ્રતીતિ થતી હતી.

પૂ. વિદુષી મહાસતીજીએ ચાતુર્માસના આ વ્યાખ્યાનોમાં અનન્ય ઉમળકાથી જિનવાણીનું જે રસપાન કરાવ્યું છે અને ભૌતિક સુખની સમૃદ્ધિમાં તન્મય શ્રોતાઓને આધ્યાત્મિક સુખનો જે સાચો રાહ બતાવ્યો છે તે માટે સૌ કોઈ તેમનું ઋણી છે

પૂ. વિદુષી મહાસતીજીના અમૃતમય પરનાં વ્યાખ્યાનોથી પ્રભાવિત થઈને, શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ–માટુંગાના પ્રમુખ શ્રી મણીભાઈ ઉમેદચંદ શાહે મંત્રી શ્રી શિવલાલ જાદવજી પંચમીયા વગેરેએ સર્વેને [illegible] આભાર [illegible]

પૂ. વિદુષી મહાસતીજીના પ્રવચનો શ્રવણ કરવાનો જેમને લાભ મળ્યો છે લહાવો મળ્યો છે જેમણે એક વાર ત્યાગ, વૈરાગ્ય સંયમ સભર વ્યાખ્યાનો સાંભળ્યાં છે તેમના મનમાં સહેજે એમ થાય કે આવા વ્યાખ્યાનોને પ્રગટ કરવામાં આવ્યા હોય તો તેનો લાભ સૌ કોઈને મળ્યા કરે.

ભાઈ શ્રી જયંતિલાલ શાહ અને તેમના ધર્મ પત્ની અ. સૌ. લીલા બ્હેનમાં આ ભાવના પ્રગટી અને તેમણે આ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાની તૈયારી બતાવી અને તે અંગેનું સંપાદન કાર્ય પ્રાધ્યાપક શ્રી અમૃતલાલ સવચંદ ગોપાણી M. A. Ph. D એ કરી આપવાની સંમતિ બતાવી.

સં ૨ ૨ અક્ષય તૃતીયાના શુભ દિવસે ભાઈ શ્રી જયંતીલાલના વર્ષીતપની તપશ્ચર્યા નિર્વિઘ્ને પરિપૂર્ણ થાય છે અને તે પ્રસંગની સ્મૃતિમાં પારણાંના શુભ દિવસે જ અ. સૌ. લીલાબ્હેન તરફથી શારદા–સુધાનું આ પ્રથમ સ્વાતિબિંદુ આપણા સૌને મધુરસનું પયપાન કરાવી રહ્યું છે તે અતિશય આનંદની વાત છે

# મુખપૃષ્ઠ પર અપાયેલ ચિત્રનો પરિચય –

## સંસાર–આસક્ત માનવીની મોહદશાનું કરુણ રહસ્ય!

---

જૈન ધર્મશાસ્ત્રમાં શ્રી જંબુસ્વામી શ્રી પ્રભવસ્વામીને મધુબિંદુનું એક સુંદર દૃષ્ટાંત આપે છે. "અટવીમાં પસાર થતાં એક પુરુષની પાછળ જંગલી હાથી પડવાથી તે ભયભીત બનીને દોડી જતાં, એક કુવાની કિનારી પરના વડની વડવાઈ પકડીને ઊંચે લટકી રહે છે. તે કુવામાં નજર કરે છે તો ત્યાં એક મોટો અજગર તેને ગળી જવા મુખ ફાડીને બેઠો છે. વળી ચાર ખૂણામાં ચાર ભયંકર સર્પ કરડવાની ઇચ્છાવાળા રહેલા છે. પકડેલી વડવાઈને કાળા ધોળા બે ઉંદર કાપી રહ્યા છે. હાથી થડને હલાવે છે તેથી અને પવનથી, વૃક્ષ ઉપર એક મધપુડો રહેલો તેમાંથી કોઈ વાર મધના બિંદુ ટપકે છે, તે પુરુષના મુખમાં પડે છે. તેનો તેને મધુર સ્વાદ લાગે છે. મધમાખી તેને કરડવાની ઇચ્છાથી ચારે બાજુ ઊડે છે. મોતની આવી દુઃખદ સ્થિતિમાં પડેલા તેને જોઈને ત્યાંથી પસાર થતા વિમાનમાં રહેલી વિદ્યાધરીને દયા આવે છે. વિદ્યાધરી વિદ્યાધરને આ માણસ પર દયા કરવા કહે છે. તેથી તે વિમાન થોભાવી પેલા પુરુષને તે વિમાનમાં આવી જવાનું કહે છે, જેથી વડવાઈ તૂટયે, તે કુવામાં પડીને ભયંકર દુઃખને ન નોતરે.

પણ આ પુરુષની બુદ્ધિ તો જુઓ! તે જાણે છે કે ભયંકર આફતની આ પળો છે અને બચવાનો ઉપાય વિમાનમાં બેસી જવું તે જ એકમાત્ર છે. તેમ છતાં તે વિદ્યાધરને પેલા મધના સ્વાદના લોભમાં કહે છે કે ભાઈ બે મિનિટ થોભી જા, એક વધુ ટીપું પડે અને હું તે ચાખી લઉં ત્યાં સુધી થોભી જા. વિદ્યાધર થોભે છે. ટીપું મળ્યું તો ખરું પણ હવે વધુ સ્વાદ લેવાની ઇચ્છા જાગે છે. તેથી વધુ થોભવા કહે છે. વિદ્યાધર અનેકવાર તેની વિનંતી માન્ય રાખે છે પણ પોતાને ટીપામાં જ લુબ્ધ થતો જોઈ અંતે તેના નસીબ પર છોડીને વિદ્યાધર વિમાન લઈ ચાલ્યો જાય છે. ત્યાર બાદ પેલા પુરુષની શી દશા થઈ તેના ઉલ્લેખની જરૂર નથી

પ્રાધ્યાપક શ્રી અમૃતલાલ સવચંદ ગોપાણીએ, મારા સ્નેહ સંબંધને લીધે તેમની નાદુરસ્ત તબિયત હોવા છતાં વ્યાખ્યાન-સંપાદનનું કાર્ય હોંશથી કરી આપ્યું છે તે માટે આભારી છું.

અંતમાં આ પુસ્તક-પ્રકાશનની વ્યવસ્થા કરવાનું કાર્ય કરવા બદલ શ્રી શાંતીલાલ શાહે અને અ. સૌ. લીલાબહેને મને પોતાનો કુટુંબીજન સમજી, જે અમૂલ્ય તક આપી છે તે માટે હું તેમનો આભારી છું.

૪૦ કોલભાટ લેન, કાલબાદેવી
મુંબઈ ૨ તા. ૨૪-૪-૬૪
શ્રી વીર જયંતી

ભવદીય
અમુભાઈ પી. દોશી

# વ્યાખ્યાન પહેલુ

(સોમવાર - તા ૮-૭-૧૩)

વીતરાગ પ્રભુના શાસનની કેવી અજબ બલિહારી ને કેવો અદ્ભુત અને અચિંત્ય પ્રભાવ છે! એ ઉપકારી દેવના ધર્મ-શરણમાં ગએલો આત્મા અતિઅલ્પ સમયમાં પોતાનુ સહજ નિર્મળ જ્ઞાનસ્વરૂપ મેળવી લે છે વીતરાગતાની પરાકાષ્ઠાએ પહોંચેલા તીર્થંકર ભગવાનનો એ કેવો અનહદ ને અસીમ ઉપકાર છે! સયમ અને તપની તીવ્ર નિરતિચાર સાધનાથી એ દેવો પોતે પરમાત્મા બને છે, ને મિથ્યાત્વના ગાઢ અંધકારમાં ભટકતા ને કર્મસત્તાને પનારે પડી રીબાતા જગત પર કરુણા વર્ષાવી તેમને સંસાર અટવીમાંથી નિસ્તાર પામવાનો ને પરમાત્મા બનવાનો માર્ગ બતાવે છે સુજ્ઞ બધુઓ! ચાતુર્માસના માંગલિક દિવસોનો આરભ થઈ ગયો છે ભવ્યજીવોનો ભવરોગ મગાડવા ભગવાન મહાવીરે કરેલો પ્રતિબોધ અલૌકિક અમૃતમય વાણીમાં ગણધરે ઝીલ્યો છે વીતરાગવાણી પૂર્ણ ને નિશ્ચિત છે પચમ અગ-ભગવતીસૂત્ર-શ્રી ભગવતીજી પરમાગમમાં પણ એવાં જ નિગૂઢ રહસ્યો ભરેલાં છે અનુભવથી અદર ઊતરીને નિરીક્ષણ કરીએ તો જ એ વાણી સમજાય. ભગવતીસૂત્રમાં અલૌકિક અને ચમત્કારી ભાવો ભરેલા છે એવા ભગવતી જ્ઞાનરત્નોથી ભરપૂર વિશાળ સાગર જેવાં છે સાગર કાંઠે ઊભા રહી વિશાળ જલ રાશિનુ અવલોકન કરનાર આગળ નથી જઈ શકતો. કાંઠા ઉપરથી તો માછલા જ દેખાય. સાગરને તળીએ જનારો જ રત્નો જુએ છે ને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે ભગવતી જેવામા રહેલા ભાવ અને રહસ્ય જાણનાર સમ્યગ્દર્શન જ્ઞાન ને ચારિત્રરૂપી રત્નત્રયી મેળવે છે માત્ર ઉપાશ્રયે જઈ આવવાથી

# વ્યાખ્યાન પહેલુ

(સોમવાર - તા ૮-૭-૬૩)

વીતરાગ પ્રભુના શાસનની કેવી અજબ બલિહારી ને કેવો અદ્ભુત અને અચિંત્ય પ્રભાવ છે! એ ઉપકારી દેવના ધર્મ-શરણમાં ગએલો આત્મા અતિઅલ્પ સમયમાં પોતાનુ સહજ નિર્મળ જ્ઞાનસ્વરૂપ મેળવી લે છે વીતરાગતાની પરાકાષ્ઠાએ પહોંચેલા તીર્થંકર ભગવાનનો એ કેવો અનહદ ને અસીમ ઉપકાર છે! સયમ અને તપની તીવ્ર નિરતિચાર સાધનાથી એ દેવો પોતે પરમાત્મા બને છે, ને મિથ્યાત્વના ગાઢ અંધકારમાં અટવાતા ને કર્મસત્તાને પનારે પડી રીબાતા જગત પર કરુણા વર્ષાવી તેમને સસાર અટવીમાંથી નિસ્તાર પામવાનો ને પરમાત્મા બનવાનો માર્ગ બતાવે છે સુજ્ઞ બધુઓ! ચાતુર્માસના માંગલિક દિવસોનો આરભ થઈ ગયો છે ભવ્યજીવોનો ભવરોગ મટાડવા ભગવાન મહાવીરે કરેલો પ્રતિબોધ અલૌકિક અમૃતમય વાણીમાં ગણધરે ઝીલ્યો છે વીતરાગવાણી પૂર્ણ ને નિશ્ચિત છે પચમ અગ-ભગવતીસૂત્ર-શ્રી ભગવતીજી પરમાગમમાં પણ એવાં જ નિગૂઢ રહસ્યો ભરેલાં છે અનુભવથી અદર ઊતરીને નિરીક્ષણ કરીએ તો જ એ વાણી સમજાય. ભગવતીસૂત્રમા અલૌકિક અને ચમત્કારી ભાવો ભરેલા છે એમા ભગવતી જ્ઞાનરત્નોથી ભરપૂર વિશાળ સાગર જેવાં છે સાગર કાંઠે ઊભા રહી વિશાળ જલ રાશિનુ અવલોકન કરનાર આગળ નથી જઈ શકતો કાંઠા ઉપરથી તો માછલા જ દેખાય સાગરને તળીએ જનારો જ રત્નો જુએ છે ને પ્રાપ્ત કરે છે તેવી જ રીતે ભગવતી એમાં રહેલાં ભાવ અને રહસ્ય જાણનાર સમ્યગ્દર્શન, જ્ઞાન ને ચારિત્ર્યરુપી રત્નત્રયી મેળવે છે માત્ર ઉપાશ્રયે જઈ આવવાથી

આ ભાવ નહિ સમજાઇ જાય. એ માટે તો જોઇએ સતત જાગૃતિ ને પ્રમાદના સતત ત્યાગ સહિતની આરાધના. જ્યાં જાગૃતિ નથી ત્યાં સ્થિરતા નથી, વૈભવને વરોળે ચડેલા ચેતનને સ્વરૂપનું વિસ્મરણ થયું છે સ્વરૂપનાં લક્ષે સ્થિર બન્યા વિના સાધનાને પંથે નહિ જવાય. પાણીમાં પડેલી વસ્તુ જ્યાં સુધી પાણીનાં મોજાં ઉછળી રહ્યાં છે ત્યાં સુધી નહિ દેખાય. પાણી સ્થિર થયા પછી જ એ જડી શકે તેમ છે દેવાનુપ્રિયા, આત્માના શુદ્ધભાવમાં વરોળરૂપી વિભાવ છે ત્યાં સુધી સમ્યક્ત્વરૂપી રત્નને પામી શકીશું નહિ. "તીજોરી, મને રૂપિયા આપ, રત્ન આપ" એવો જપ કરવાથી રૂપિયા કે રત્ન નહિ મળે, એ માટે તો તીજોરીને યોગ્ય ચાવી દ્વારા ખોલવી પડશે. તેવી રીતે કેવળજ્ઞાન કે કેવળદર્શનરૂપી રત્નો બહારથી નથી મળવાનાં, એ તો તમોમાં જ શુદ્ધસ્વરૂપમાં પડેલા છે

માનવજીવન કેટલું ક્ષણિક છે! સહેજ પણ પ્રમાદ કર્યા વગર હે ચેતન! ધ્યાન કર.

કુસગ્ગે જહ ઓસ બિન્દુએ, થોવં ચિટ્ઠઇ લમ્બમાણએ।
એવં મણુયાણ જીવિયં સમયં ગોયમ! મા પમાયએ॥

ઘાસના પાંદડા ઉપર પડેલું ઝાકળનું બિંદુ થોડીક જ વાર સ્થિર રહે છે પવનનો સપાટો લાગતાં તે તરત જ ખરી પડે છે તેમ હે મનુષ્યો! માનવ જીવન ઝાકળનાં ખરતાં બિન્દુ જેવું છે માટે પ્રમાદ છોડી સત્વર જાગૃત બનો. સમયં ગોયમ મા પમાયએ। ભગવતી સૂત્રનાં એક એક પદને સમજવા તૈયાર થાઓ. ભગવતી સૂત્રના તેત્રીસ શતકના ઘણા ઉદ્દેશામાં શ્રુત દર્શનનો અધિકાર વધાર્યો, તે સાંભળવા જીવનની શુદ્ધતાને સાધો. તમારા પુણ્યયોગે પ્રાપ્ત થયેલી માનવજીવનની સાધનામાં જીવનને ઓળખતાં શીખો. પરિણામની વિશુદ્ધિ માટે આમ વિશુદ્ધિ આવશ્યક છે આજે જીવનમાં ક્ષણિક સુખ માટે

કેટલી તમારી તૈયારી છે તેટલી શું આત્મા માટે છે? થોડી પણ ગરમી લાગતાં પંખો યાદ આવે છે, અને હવે તો એર-કંડીશનના વૈભવને પણ ભગો છો પરંતુ એ ક્ષણિક સુખો તમારી ઝળહળતી જ્યોતને કયાં ફેંકી દેશે તેનો તમને ખ્યાલ છે? મુંબઈના મોજીલા જીવનમાં તમે જ્યારે આવ્યા ત્યારે ફક્ત પેટનું પોષણ કરવું ને શાંતિમય જીવન વીતાવવું એટલી જ તમારી તૃષ્ણા હતી. આજે તમારી એ તૃષ્ણાનું પૂર કયા સુધી પહોંચી ગયું છે તેનો વિચાર કરો.

" जहा लाहो तहा लोहो लाहा लोहो पवड्ढई ।

તમારું જીવન જોતા દયા આવે છે જેમ લાભ વધતો ગયો તેમ લોભ વધતો ગયો અને તેમ તેમ તૃષ્ણાની વેલ લાંબી થતી ગઈ હવે તૃષ્ણાના પૂરથી પાછા વળી સંતોષના ઘરનો અનુભવ કરો ખોટા ખર્ચને બંધ કરી એક એક વ્યસનનો ત્યાગ કરો. સમાજના કેટલાક ભાઈઓની આજની વિષમ પરિસ્થિતિ જોઈ અનુકંપા આવે છે રહેવાસ થઈ શકે તેટલી જગ્યાનો પણ અભાવ છે જૈન દર્શનમાં કહ્યું છે કે અંધારી જગ્યાએ રસોઈ બનાવી અજવાળે જમે તો તે અશુદ્ધ છે, અજવાળે બનાવી અંધારે જમે તો પણ અશુદ્ધ છે, અંધારે બનાવી અંધારે જમે તો તે પણ અશુદ્ધ છે, અજવાળે બનાવી અજવાળે જમે તો જ આહાર શુદ્ધ છે જો તમારે રાત્રિ-ભોજનની પ્રતિજ્ઞા હોય, અભક્ષ્ય આહારનો ત્યાગ હોય તો શું તમે શુદ્ધ આહાર લેવાને શક્તિમાન છો? દીવાનખાનું પ્રકાશમાં ને રસોડું અંધારામાં હોય છે, કારણ કે શુદ્ધ અને અશુદ્ધ આહારનો વિવેક રહ્યો નથી. તમને થતું હશે કે જૈન મુનિઓને સુંદર ધર્મસ્થાનોમાં રહેવાનું મળે છે પછી તેમને શું દુઃખ છે? સંયમના કારણે પગે જતાં અમે તેમાં કષ્ટ આવવા છતાં મુનિ સમભાવ ચૂકતા નથી તેમ ગરીબાઈ બતાવતા નથી. પાપને રોકવા

મત્યાખ્યાનની સાધનામાં જવુ પડશે. એ પછી નહિ જાગે તો મનરૂપી ઘોડો ક્યારે પણ આત્મના દ્વારમાં પટકાવી નાખશે. મોટર ચલાવનાર સહેજ પણ ભૂલની બેદરકારી સાંખતો નથી. તેમ જીવનની ભૂલ કર્યા છે તેનો વિચાર કરો તો જ ભગવતી સૂત્રનાં મહાન રહસ્યોને સમજી શકશો.

ભગવતી સૂત્રનુ વાંચન શરુ કરતાં પ્રથમ પંચ પરમેષ્ઠીનુ સ્મરણ કરવામાં આવે છે પંચ પરમેષ્ઠી–મહાન નવકાર મંત્ર ચૌદપૂર્વનો સાર છે એનુ સ્મરણ કરતાં અનંત કર્મની નિર્જરા થાય છે 'નમો અરિહંતાણં' બોલતા જઘન્ય વીશ તીર્થંકર અને ઉત્કૃષ્ટા ૧૭૦ અને જઘન્ય બે ક્રોડ કેવલી અને ઉત્કૃષ્ટા નવક્રોડ કેવલી ભગવાનને આપણા ભાવનમસ્કાર થાય છે નમો સિદ્ધાણં કહેતાં વનસ્પતિ ક્કડ વર્જીને ત્રેવીસ ક્કડથી સિદ્ધનાં જીવો અનંત ગણા અધિક છે એવા સિદ્ધ ભગવાનને નમસ્કાર થાય છે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજીને નમસ્કાર કરતાં જઘન્ય બે હજાર ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ–સાધ્વીજીને નમસ્કાર કરીએ છીએ. આવા ૫ પદનુ સ્મરણ કરતા હૃદયમાં ઉમળકો આવવો જોઈએ. આવા ઉમળકાથી હૃદયની ચિત્તવિશુદ્ધિ નહિ કરો ત્યા સુધી ભગવતી સૂત્રના મહાન રહસ્યો નહિ સમજી શકો. વર્ષાકાળ આવતાં પહેલાં ખેડૂત ખેતરને બધી રીતે વિશુદ્ધ કરે છે ને પછી વરસાદ આવતાંની સાથે જ વાવણી કરવા માંડે છે આપણને પણ જીવનમાં વાવણી કરવાનો અમૂલ્ય અવસર સાંપડ્યો છે

ભગવતે કહ્યુ છે કે શ્રાવકો સંતોના અમ્માપિયા છે એક પ્રસંગ છે જેની તપની જ્યોત ઝગઝગતી છે એવા એક ચારિત્ર સંપન્ન સંત માસખમણનાં પારણાને દિવસે ગૌચરી અર્થે ફરતા ફરતા એકવીસ ગુણ સંયુક્ત શ્રાવકને ઘેર જઈ પહોંચ્યા, (ેમકાશી છલકાતા હૃદયે સાત આઠ પગલા સામે જઈ વિધિ

પૂર્વક વંદન કરી શ્રાવકે સંતને આમંત્ર્યા. ઘરમાં રહેલાં નિર્દોષ ખાનપાન સંતને વહોરાવ્યાં, પણ ઘરમાં પડેલા સિંહકેસરીઆ લાડવા વહોરાવવાનું ચૂકી ગયો, પરંતુ સાધનાને પંથે ગએલા મહાનયોગી તપસ્વી મુનિના હૃદયમાં સિંહકેસરીઆ લાડવા વહોરવાની ભાવના રહી ગઈ એની પ્રબળ વાસનાએ જોર કર્યું ને પૂનમની અજવાળી રાત્રીના પાછલા પહોરે, 'આ દિવસ છે' એમ માની સિંહકેસરીઆ લાડુ મેળવવાની ભાવનાથી મુનિ શ્રાવકને આંગણે પહોંચ્યા ઉદાર ભાવનાવાળો શ્રાવક વિસ્મય પામ્યો. ગુરુદેવ આ સમયે ગોચરી માટે ન આવે, છતાં ભક્તિભાવથી સત્કાર કરી, સિંહકેસરીઆ ચાર લાડુ વહોરાવ્યા. ને પછી ગુરુદેવને કહ્યું "ગુરુદેવ! મને નવકારશી પચ્ચક્ખાણ કરાવો." નવકારશી કાળ આવ્યો છે કે કેમ તે જોવા મુનિએ સૂર્યની સામે દૃષ્ટિ કરી તો સૂર્યને બદલે ચન્દ્ર દેખાયો. મુનિનું હૃદય કંપી ઉઠ્યું ધિક્કાર છે, મારી વૃત્તિની વાસનાને! પશ્ચાત્તાપનો તેજસ્વી અગ્નિ પ્રદિપ્ત થઈ ઉઠ્યો ને કર્મરૂપી લાકડાને બાળવા સમર્થ બની ગયા. મહાન મુનિએ શ્રાવક પાસે રાત્રિનો પાછલો સમય પૂરો થાય ત્યાં સુધી બેસવા જગ્યા માગી, ધન્ય છે તે શ્રાવકને કે જેણે મહામુનિના ચારિત્ર્યમાં ખૂબ જ સહકાર આપ્યો, મુનિ ચાર લાડુ વોસરાવવા તૈયાર થયા, લાડુમાં મુખ્ય ત્રણ વસ્તુ છે, તેમ જીવને પણ કર્મ બાંધવાનાં ત્રણ કારણો છે ને છોડવાનાં પણ ત્રણ કારણો છે સમદૃષ્ટિ પ્રાપ્ત થતાં આત્માના શુદ્ધ ઉપયોગમાં સ્થિર બનતાં શુક્લધ્યાનથી ચારિત્રના પંથે ચડી મુનિએ ચાર ઘાતીકર્મનો ક્ષય કરી દીધો ધન્ય છે તે મુનિને ને ધન્ય છે તે શ્રાવકને. શ્રાવકે સંતના અમ્માપિયા બની સંતને માર્ગદર્શન કરાવી દીધું, આવા શ્રાવકને આગમકારે એકવીસ ગુણોથી સંયુક્ત કહ્યા છે વ્યાખ્યાન પૂરું થતાં ભગવતી સૂત્ર વંચાશે. વ્યાખ્યાનમાં ઉદાયન મહારાજનો અધિકાર વંચાશે, તેનો ભાવ યથા અવસર કહેવાશે.

## વ્યાખ્યાન બીજું

(મંગળવાર તા. ૧-૯-૫૩)

ભવ્યજીવોનાં આત્મકલ્યાણ માટે, ભગવતીસૂત્રનાં મહાન સિદ્ધાંતોનું વાંચન ચાલે છે. ભગવાન એટલે આત્મા, ભગવતી એટલે આત્માનો સાર. ઉત્થાન શક્તિના અધિકાર દ્વારા એ સમજાવવામાં આવશે. પરમાત્માના શાસનને પામી વાસનાના બળને ક્ષય કરવા માટે આપણે પુરુષાર્થી બન્યા છીએ. વાસનાની ભૂખને આત્મા હજુ મીટાવી શક્યો નથી. વાસનાનો ખાડો કદી પૂરો કરી શકાય તેમ નથી. એક એક ઈન્દ્રિયના વિષયોની વાસના આત્માને પામર બનાવી દુર્ગતિની ઊંડી ખાઈમાં ખોસી દે છે. દુષ્ટ વાસનાના આક્રમણો આત્માપર ક્ષણે ક્ષણે થાય છે પણ વાસના ઉપર માનવભવમાં જ વિજય જરૂર મેળવી શકીએ. આત્માનો સમ્યગ્‌ વિવેકરૂપી પુરુષાર્થ સતેજ થાય તો કર્મસત્તા કાંઈ કરી શકે નહિ.

જ્ઞાનીઓએ સમજાવેલ સંસારનું સ્વરૂપ અને સુખદુઃખનાં સ્વરૂપ સમજી લેવા જોઈએ.

जम्मं दुक्खं जरा दुक्खं, रोगाणि मरणाणि य ।
अहो दुक्खो हु संसारो जत्थ कीसन्ति जन्तवो ॥"

—ઉત્ત અ ૧૯ ગા ૧૧

અહા! દુઃખના ભરેલાં સંસારમાં-શાસ્ત્રોએ સંસાર દુઃખરૂપ છે જન્મનું દુઃખ, જરાનું દુઃખ ને મરણનું દુઃખ. આ દુઃખમાંથી મુક્ત થવા માટે માનવજીવન પ્રાપ્ત થયું છે ભગવાને તો આપણા પર મહાન કૃપા કરી છે એ નાથ કેવા છે? અભયદયાણં ચક્ખુદયાણં મગ્ગદયાણં આ શબ્દો બોલતાં આપણી છાતી ઉછળવી જોઈએ. ભાગ્યના દિવસોમાં સતત

ગરમીમાં તમે માર્ગ પર ચાલ્યા જતા હો ત્યારે ધરતી પર પગ મૂકાતો નથી, ગરમીથી કંઠ સુકાઈ જાય છે ને માર્ગ પર ભૂલ્યા પડયા હોઈએ ત્યારે કોઈ યોગ્ય માર્ગ બતાવનાર મળી જાય તો તેનો આપણે કેટલો ઉપકાર માનીએ! ચારગતિ, ચોવીશ દંડક અને ચોરાશી લાખ જીવાયોનિના ભૂલેલા પંથે પડેલા આપણને જ્ઞાનીઓએ કેવો સુંદર માર્ગ બતાવ્યો છે! એ જ માર્ગે જવું હોયતો 'सम्यग्दर्शनज्ञान-चारित्राणि मोक्षमार्गः' મિથ્યાત્વનાં મૂળ ઉખેડી એ માર્ગ લેવો જ પડશે. સમ્યકૃત્વ વિનાનું જ્ઞાન અજ્ઞાનમય છે અજ્ઞાનનો અંધકાર વિષમ છે ઘરમાં લાઈટ ચાલી ગઈ હોય, રાત અંધારી હોય ત્યારે એક મીણબત્તી સળગાવતાં પણ કેટલો પ્રકાશ થાય છે! એ તો સામાન્ય અંધકાર અને સામાન્ય પ્રકાશ જ્યારે જીવનમાં તો અનાદિ કાળનું અંધારૂં છે એને સમ્યકત્વનો પ્રકાશ ઝગી જાય તો?

## ૫૬

"જાણું છું હું દીપક એવો જે ક્યાંએ ના બુઝાયે; સુજને સુઝે ન કાંઈ, દીપક પ્રભુ તું થાજે, દેવાધિદેવ! જિનવર! ભૂલ્યો હું માર્ગ આજે, સુજસે સુઝે ન કાંઈ, દીપક પ્રભુ તું થાજે"

અનાદિ કાળથી આત્મા આ પ્રકાશને ભૂલી ગયો છે આંખે મોતિયો આવ્યો હોય તો ડાકટર પાસે ઉતરાવો છો જ્યારે આંખનું તેજ સત્તામાં હતું ને તે આવ્યું છે તેથી તેનો ઉપકાર માનો છે રોગ મટાડવા જેમ ડોકટરને અરપણ થાઓ છો તેવી રીતે અનાદિનાં રોગને મટાડવા એકવાર ગુરૂને અરપણ થઈ જાઓ. ગુરૂ એટલે કોણ?

"ગુરૂ બિના કો નહિ મુક્તિદાતા,
ગુરૂ બિના કો નહિ માર્ગ જ્ઞાતા;

અર્પણ કરી દેવાનો નિશ્ચય કર્યો. એક જ દેશના સાંભળતાં એમનાં જીવનના પડદા ખુલી ગયા. અંતરચક્ષુ ઉઘડી ગયા. હે દેવાનુપ્રિયા! શું કહું? તમે તો ઘણા સંતોનો ઉપદેશ સાંભળ્યો હશે, છતાં આજે બ્રહ્મચારી બનવાનું થઈ શક્યું નથી, જ્યાં સુધી આત્મિકની સુવાસ નહિ અનુભવો ત્યાં સુધી જીવનની સાચી મઝા નહિ અનુભવી શકો. મોરના એક જ ટહુકારથી હજારો સર્પો ચંદનના વૃક્ષને છોડી ચાલ્યા જાય છે. તમારા જીવનમાં ભગવાનની વાણીરૂપી મોરલો ટહુક્યો છે કે નહિ? એ વાણીનો ટહુકાર તમારા હૃદય સુધી પહોંચ્યો હશે તો તો તમારા વિકારોરૂપી સર્પો તરત જ પલાયન થઈ જશે. ક્યાં સુધી ઠંડે કલેજે બેસી રહેવું છે? ઊઠો, જાગો, વહેલી તકે સમજો. જીવન ક્ષણિક છે. જીવન ચંચળ છે.

"વાદળી આકાશમાં આવી અને ચાલી ગઈ,
હાં! જરા આવી, જુવાની હાથ દઈ ચાલી ગઈ;
વાદળી આકાશમાં આવી અને ચાલી ગઈ"

આકાશના પચરંગ ક્ષણમાં વિલીન થઈ જાય છે તેમ જીવન ક્યારે વિલીન થઈ જશે તેનો ભરોસો નથી. ભગવતી મૈયાનાં રહસ્યો સમજવા જીવનને શુદ્ધ અને મનને પવિત્ર કરવું જ પડશે. પાના ફેરવવાથી પણ રહસ્યનો પાર નહિ પામી શકો. ભૂખ વગર ભોજનનો સ્વાદ નથી તેમ આત્મજાગૃતિની પિપાસા વગર રહસ્ય નહિ સમજી શકો. અહા! ધન્ય છે જંબૂકુમારને! સુધર્માસ્વામીની એક જ દેશના સાંભળી વૈરાગ્યના રંગે રંગાઈ ગયા. તેમની નજીક એક દિવાલ તૂટી પડી. દિવાલ તૂટતાં જ જંબૂસ્વામીનો જાણે સંસાર જ તૂટી પડ્યો ને વૈરાગ્યનો પ્રબળ પુરુષાર્થ ઉપાડ્યો. ભગવાન! કેવી તમારી વાણી ને કેવો તમારો ઉપકાર!

ગુરુ વિના કો નહિ આતમ જ્ઞાતા;
ગુરુ વિના કો નહિ સૌખ્ય કર્તા.॥"

ગુરુ શોધવામાં પણ પૂબ ચતુરાઈ જોઈએ. બજારમાં કપડા ખરીદતા તેની પરીક્ષા કરીએ છીએ. ગુરુ શોધતી વખતે ખૂબ જાગૃતિ જોઈશે. મહાન યજ્ઞો કરનાર ઈન્દ્રભૂતિએ ભગવાનને જોયા અને તેમની વાણી સાંભળી અર્પણ થઈ ગયા. ઘણા સંતોને શરીર નમાવ્યા છતાં તમે કોઈને અર્પણ થયા છો ખરા? જ્યાં સુધી અર્પણ નહિ થાઓ ત્યાં સુધી ભાવને નહિ પામી શકો. અર્પણતાથી જ આત્મવિકાસ સધાશે. આશા છોડો. અંતરમાં સ્થિર બનો. અગિયાર ગણધરોમાંના નવ ગણધર આત્મસ્વરૂપની પીછાણ કરતાં મહાવીરની હૈયાતીમાં મોક્ષને પામી ગયા. મહાવીર સ્વામીના નિર્વાણ પછી પંચમ ગણધર સુધર્માસ્વામી આવ્યા. કેશરી સિંહ સમા. એમની વાણી ઝીલનાર મહાન વૈરાગી જંબૂ જેવા શિષ્ય હતા. મહાન સંપત્તિવાન "દેવતાને વલ્લભ લાગે એવા જંબૂસ્વામી ભાગીએ.' આવા જંબૂસ્વામી રાત્રે પરણે છે ને સવારે મહાલય કર મમતાની જાળને તોડી સુધર્માસ્વામીને શરણે જાય છે

તમે કહેશો કે 'મહારાજ હમણાં જ નીકળી જાઉં', પણ શું કરું! શ્રીમતીજીના નિસાસા લાગે" તમે તો પુત્રની પાવડી આપી છે કોઈના નિસાસા લેતા જ નથી શું તમારી ખૂબી છે કે સંસાર છોડતી વખતે જ નિસાસા લાગે છે!

"જનની જણ તો ભક્ત જણ કાં દાતા કાં શૂર,
નહિતર રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર.'

વીરને પમે થયા વગર તમારો ઉદ્ધાર નથી. જંબૂસ્વામી જેવા એકવાર સુધર્માની દેશના સાંભળી સંયમ લેવાનો નિર્ણય કરી ઘેર ગયા માતાની આજ્ઞા માગી સુધર્માસ્વામીએ ઉત્તમ

થાય છે? તમારે પુદ્ગલાનંદી ક્યાં સુધી રહેવું છે? પ્રમાદ છોડી, જીવનની ચાલી જતી ઘડીઓ જીવનને સાર્થક કરવામાં લેઈ દો. સંસારના ભાવો ઉપર અરુચિ જાગી હશે તો દેવ, ગુરુ અને ધર્મ ઉપર રુચિ થશે. આ ત્રણ તત્ત્વોમાં ગુરુતત્ત્વ વચ્ચે છે ત્રાજવાના બે પલ્લાથી જોખાય નહિ. વચ્ચે દાંડી જોઈએ. એ દાંડી સાથે બન્ને ત્રાજવાં જોડાવવા જોઈએ. એ દાંડીમાં પણ બરાબર નાકું જોઈએ દાંડીમાં અને નાકામાં ફેરફાર હોય તો તોલમાં ફેરફાર પડે જ ત્રાજવાંના બે પલ્લાં કેમ? એક માપનું, બીજું માલનું તોલ જેટલો માલ છે એ દાંડી બતાવે ને તે પણ મધ્યમાં નાકું હોય તો. મધ્યમાં નાકાવાળી આ દાંડી જેવું ગુરુતત્ત્વ છે એ જેટલું ગુરુ તરફ જોઈએ તેટલું ધર્મ તરફ પણ જોઈએ.

ધર્મ એટલે શું? દુર્ગતિમાં પડનાર જીવોને અટકાવનાર ધર્મ છે એ પાપથી પાછા હઠાવે. સંસારીનું લક્ષ પણ પાપથી પાછા હઠવાનું છે હિંસા તમને પ્રિય ખરી કે નહિ? અસત્ય ચોરી, ભોગ તમને પ્રિય ખરાં કે નહિ? બોલો. ઝટ ના કેમ નથી પાડતા? છોડવાની વાત પછી, પણ અઢાર પાપ કરવાં જેવા નથી. એ અમને પ્રિય નથી એમ તો બોલો ભગવાન મહાવીરની પેઢીના મેમ્બર બનવું હશે તો આ બધું છોડવું જ પડશે. અઢાર પાપથી કેમ મુક્ત થવું તે ભાવ હૃદયમાં લાવવો જ જોઈશે. રાજા ઉદાયન રાજપાટના વૈભવમાં હોવા છતાં, તેમના વિચારો કેવા થાય છે અને ભગવાન મહાવીર ગ્રામાનુગ્રામ વિચરતા રાજગૃહ નગરમાં પધારે છે તે નગર કેવું છે તેના ભાવ અવસરે કહેવાશે.

---

"અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણા સિંધુ અપાર,
આ પામર પર કર્યો, અહો! અહો! ઉપકાર.
શું પ્રભુચરણ કને ધરું આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન."
(શ્રીમદ્ રાજચંદ્ર)

હે પ્રભુ! તમે અમારા ઉપર અપાર કરુણા કરીને જગતનો અજ્ઞાન અંધકાર ટાળ્યો છે પરંતુ જ્યાં જંબૂકુમારના મનમાં આવા વિચારો આવતા. તમારા મગજમાં આવા વિચાર આવે છે કે પછી વેપારના વિચાર આવે છે? તમારા જીવનમાં એક જ તાલાવેલી છે કે ધનવાન બનું, પેઢી મજબૂત બનાવવા ખૂબ તૈયાર છો, પણ અનાદિકાળની અવળાઈ છોડવા થોડો વિચાર કરવાની ફુરસદ નથી મળતી. જંબૂકુમાર વૈરાગ્યના રંગે રંગાઈ, આઠ આઠ કન્યાઓના સ્વામી હોવા છતાં ક્ષણવારમાં સંસારના સંપૂર્ણ મોહ છોડી ભગવાન સુધર્માસ્વામીના શિષ્ય બન્યા આખા કુટુંબને સંસાર મુક્ત કર્યું તમે જાગો, જાગો, ક્યાં સુધી ઊંઘશો? તમારી માતાના ઉજ્જવળ કૂખને દીપાવવા વીરને ચાહે જિંદગી અર્પણ કરો. જૈન સિદ્ધાંત કહે છે

"पच्छा वि ते पयाया खिप्पं गच्छन्ति अमर-भवणाइं ।
जेसिं पिओ तवो संजमो य खंती य बम्भचेरं च ॥"

પાછલી વયે ઉદાયન રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું યુવાન અવસ્થાએ મેઘકુમારે અને બાલ્યાવસ્થામાં ગજસુકુમારે સંયમ લીધો. તપ, સંયમ, ક્ષમા અને બ્રહ્મચર્ય જે જીવોને પ્રિય છે તે જીવો વૈમાનિક દેવોના વિમાનમાં જલદી પહોંચી જાય છે ભાગ્યશાળીઓ! જ્યારે તમે તમારી પેઢી ઉપર બેઠા છો ત્યારે તમારાં શૌર્ય પરાક્રમ, બુદ્ધિ જાગૃતી ઊઠે છે પરંતુ ધર્મસ્થાનની પેઢી ઉપર બેસો છો ત્યારે એ ક્યાં ચાલ્યાં

ત્યાં સુધી માનવજીવનનો સાચો સાર પમાય નહિ. માટે બન્ધુઓ પાંચે ઇન્દ્રિયોની ગુલામી છોડો. મહાપુરુષો ઇન્દ્રિયોને હુકમ કરે છે કે 'હું તમારો ઉપયોગ કરીશ પરંતુ તમે જ્યાં જવા ઈચ્છો એ, ત્યાં જવા દઈશ નહિ. આપણે ઇન્દ્રિયો પર કાબુ રાખવાનો છે ઇન્દ્રિયો આપણા ઉપર કાબુ રાખે તો તો માનજો કે મઝા ઉલટી થઈ રહી છે એને સવળી કરવાનો અવસર મળ્યો છે અનંતજ્ઞાનીની વાણી સાંભળવાનો અમૂલ્ય અવસર મળ્યો છે આ જિનવાણી સાંભળતાં જેનું હૃદય ઉલ્લાસ પામી નથી શકું તે ખરેખર

"ભીંજી શકે ના અંતર જેનું, એળે ગયો અવતાર;
જાણે એ તો મોક્ષ પ્રમાણ, એવી મારા વીરની વાણી."

એ વીરની વાણી સાંભળી અનાદિ અજ્ઞાન અંધકારને દૂર કરો. એમ ન થાય તો માનજો કે હજુ તમારા હૃદયમાં વીરની વાણીનો મધૂર નાખ્યો નથી. વિષયભોગના રસની આશા હજી નહિ છોડો ત્યાં સુધી આત્મભાવ નહિ પામી શકો. પાણી પીવા છતાં તરસ ન મટે ને રોટલી ખાવા છતાં ભૂખ ન મટે તો, પાણી પીધું નથી ને રોટલી ખાધી નથી.

"કલ્પવૃક્ષ ફળીયો આંગણિયે, તૃષ્ણા નહિ સમાણી રે જી
કાં તો ભાગ્ય બીજાનું ભરીયું, કાં પાપી એ પ્રાણી
મારા સંતો! જૂનો ધર્મ તો જાણી જી રે"

આંગણામાં કલ્પવૃક્ષ હોય અને તૃષ્ણા પૂરી ન થાય તો કાં તો તમારું ભાગ્ય નથી, કાં તો પ્રાણી પાપી છે વૈભવ-વિલાસ, ભોગયોગ એ તો અજ્ઞાન તપ કરવાથી પણ મળી જાય. કમઠ અજ્ઞાન તપે દેવપણું પામ્યો હતો. એમાં શી વિશેષતા! નંદીસૂત્રમાં ત્રણ પ્રકારની પરિષદ કહી છે જાણયા અજાણયા અને દુવિયડ્ઢા જાણયા-જ્ઞાની સુલભબોધિ આત્માઓ

## વ્યાખ્યાન ત્રીજું

(બુધવાર : તા ૧૦–૭–૬૪)

ત્રણે કાળમાં સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. તે જ શ્રવણ મહાપુરુષોની મહાનવાણી. સદ્ભાગ્ય હોય અને મહાન પુણ્યોદય હોય તો સુઅવસરે એ સાંભળવા મળે, જ્યારે જીવ તમે બે ઇન્દ્રિયમાં ઉત્પન્ન થયો ત્યારે કાયા ને મુખ મળ્યું, તે ઇન્દ્રિયમાં ઉત્પન્ન થયો ત્યારે કાયા, મુખ અને નાસિકા મળી, ચાર ઇન્દ્રિયમાં કાન, મુખ, નાક અને આંખ એ ચાર ઇન્દ્રિયો મળી હજુ એક વસ્તુની ખામી રહી, કઈ? કાનની. જીવાત્મા જ્યારે પંચેન્દ્રિયમાં આવ્યો ત્યારે કાન મળ્યા. આ રીતે પાંચ ઇન્દ્રિયોમાં કાનનું મૂલ્ય સમજતાં શીખો; આંખે ન જોઈ શકનાર પણ કાને સાંભળીને સ્વરૂપને પામી શકે, 'દુલ્લહે ખલુ માણુસે ભવે'' માનવ ભવ દુર્લભ કહ્યો છે. જંબુઓ, જ મ એ સ્વભાવે સારો નહિ છતાં જ્ઞાનીઓએ મનુષ્ય જન્મને એટલા માટે સારો કહ્યો છે કે એ કાસ જ જ મરહિત થઈ શકાય છે જીવનને કિંમતી બનાવવા માટે જન્મની કિંમત સમજો. જન્મનું દુઃખ એટલે શરીરનું દુઃખ, શરીર છે તો બધી ઉપાધિઓ છે, એના પર તમને પ્રેમ છે કે દ્વેષ? પ્રેમ હોય તો આપવાનું મન થાય, દ્વેષ હોય તો છૂટવાનું મન થાય, ઇન્દ્રિયોની ગુલામીમાંથી મુક્ત બનવાનો માર્ગ જ્ઞાનીઓએ બતાવ્યો છે શરીર ઉપરનો મમત્વ ભાવ છૂટી જવો જોઈએ. અશરીરી અવસ્થા પામવાનું જેને મન નથી થતું તેને જન્મ, મરણના ફેરા ખરાબ નથી લાગ્યા. એ ખરાબ નહિ લાગે ત્યાં સુધી ઇન્દ્રિયોના વિષયથી મુક્તિ મેળવવાનું મન થાય નહિ ને એવું મન થાય નહિ ત્યાં સુધી જીવન સારું બને નહિ. જીવન સારું બને નહિ

ત્યાં સુધી માનવજીવનનો સાચો સાર પમાય નહિ. માટે બન્ધુઓ પાંચે ઇન્દ્રિયોની ગુલામી છોડો. મહાપુરુષો ઇન્દ્રિયોને હુકમ કરે છે કે 'હું તમારો ઉપયોગ કરીશ પરન્તુ તમે જ્યાં જવા ઇચ્છો છો, ત્યાં જવા દઈશ નહિ. આપણે ઇન્દ્રિયો પર કાબુ રાખવાનો છે ઇન્દ્રિયો આપણા ઉપર કાબુ રાખે તો તો માનજો કે ગંગા ઉલટી વહી રહી છે એને સવળી કરવાનો અવસર મળ્યો છે અનંતજ્ઞાનીની વાણી સાંભળવાનો અમૂલ્ય અવસર મળ્યો છે આ જિનવાણી સાંભળતા જેનુ હૃદય ઉલ્લાસ પામી નથી શક્યું તે ખરેખર

> "ભીંજી શકે ના અંતર જેનું, એળે ગયો અવતાર;
> આવે એ તો મોક્ષ પમાય, એવી મારા વીરની વાણી"

એ વીરની વાણી સાંભળી અનાદિ અજ્ઞાન અંધકારને દૂર કરો. એમ ન થાય તો માનજો કે હજુ તમારા હૃદયમાં વીરની વાણીનો મધુર નાચ્યો નથી. વિષયભોગના રસની આશા હશે નહિ છોડો ત્યા સુધી આત્મભાવ નહિ પામી શકો. પાણી પીવા છતા તરસ ન મટે ને રોટલી ખાવા છતા ભૂખ ન મટે તો પાણી પીધુ નથી ને રોટલી ખાધી નથી.

> ' કલ્પવૃક્ષ ફળીયો આંગણિયે તૃષ્ણા નહિ સમાણી રે જી
> કાં તો ભાગ્ય બીજાનું ભરીયું, કાં પાપી એ પ્રાણી
> મારા સતો ! જૂનો ધર્મ તો જાણી જી રે "

આંગણામાં કલ્પવૃક્ષ હોય અને તૃષ્ણા પૂરી ન થાય તો કાં તો તમારું ભાગ્ય નથી, કાં તો પ્રાણી પાપી છે વૈભવ-વિલાસ મોજશોખ એ તો અજ્ઞાન તપ કરવાથી પણ મળી જાય. કમઠ અજ્ઞાન તપે દેવપણું પામ્યો હતો એમાં શી વિશેષતા ! નંદીસૂત્રમાં ત્રણ પ્રકારની પરિષદ કહી છે જાણુયા અજાણુયા અને દુવિયડ્ઢા. જાણુયા-જ્ઞાની સુલભબોધિ આત્માઓ

છે અબુધ—અજ્ઞાની સમજાવવા સુલભ છે પરંતુ દુર્વિદગ્ધ એટલે અધદગ્ધને સમજવા-સમજાવવા કઠણ છે

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति ॥

ભર્તૃહરિ જેવા કહી ગયા છે કે અજ્ઞાનીને સુખેથી સમજાવી શકાય અને જ્ઞાનીઓને વિશેષ સહેલાઈથી સમજાવી શકાય, પરંતુ અધકચરા જ્ઞાનવાળા, બળેલા બીજ જેવા આત્માઓને બ્રહ્મા પણ સમજાવી શકતા નથી. અહો બંધુઓ, બ્હેનો, આ ત્રણ પ્રકારના આત્મા છે જ્ઞાની, અજ્ઞાની ને અધદગ્ધ, એમાંથી તમારો કયો નંબર છે? ત્રીજો? તો તો પહેલા નંબરની પંક્તિના અધિકારી બનો. તમારી માતાએ મીઠા હાલરડાં ગાઈને સુવાડ્યા છે તો જ્ઞાની કહે છે હવે જાગ, જાગ. અજ્ઞાન અનાદિના મિથ્યાત્વનાં ઝેરને કાઢો. તમારાં આવરણો ખસેડી કેવળજ્ઞાની બનો. આ પ્રકાર જેટલી જ અજ્ઞાનમય અજ્ઞાનની અનુભવો. કેવળજ્ઞાનીની સત્તામાં અને આપણી સત્તામાં કાંઈ ફેર નથી. દરેકની સત્તામાં કેવળજ્ઞાન પડેલું છે આવરણો દૂર કરવા માત્ર જરૂર છે પુરૂષાર્થની. એક વાર આ બધુ—સંસારના વૈભવ વિલાસ વગેરે છોડીને જવાનું છે તેમાં તમને વિચાર આવે છે ખરો? હું કોણ? ક્યાંથી આવ્યો? મરીને ક્યાં જઈશ? એનો વિચાર કરો છો ખરા?

વિચાર કરો કે માણસ બીજા જીવોથી ઉંચો કેમ? બીજા જીવોને દુ:ખ રૂપ ન થવાય તેવી રીતે જીવો. 'कालस्य कलं विरतिः' માનવ ફળ વૈરાગ્ય સાડા નવ વાગે ઘર તરફ દૃષ્ટિ દોડે પણ સાડા આઠ થાય ત્યારે ઉપાશ્રય તરફ દૃષ્ટિ દોડે છે કે નહિ? સાડા આઠનો ટાઈમ છે અમે હાજર ન થઈ શક્યા તો જરૂર તમોને થશે કે મહારાજને ટાઈમની કિંમત નથી. ઓફિસોમાં પણ બારી પાસેથી સમયસર હાજર થવા એટલી જ કાળજી-ઉત્સુકતા

જ્ઞાનીનાં વચનો સાંભળવા માટે છે ખરી? મૈયા ભગવતી અંગમાં કહ્યું છે તેનો અનતભાવ સમ્યક્દૃષ્ટિ વિના સમજવો કઠણ છે. તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશાની કથામાં—ભગવાન મહાવીરસ્વામી રાજગૃહી નગરમાં પધાર્યા આપણે પણ સાદુ ગાને. રાજગૃહી નગરી બનાવવી છે રાજગૃહીનગરીનો એક વખતનો રાજા શ્રેણિક કેવો હતો? ને અનંત જ્ઞાની મળ્યા પછી કેવો થઈ ગયો? મહારાજા શ્રેણિકના પત્ની ચેલ્લણા મહારાણી મૈયા જેવા તાખરી શ્રાવકોના મતને પાળનાર મહારાજાની પુત્રી હતાં કયા ચેડા મહારાજનો આદર્શ અને કયા આજના શ્રાવકોનો? મહારાજા ચેડા રાજાના વિચારો એવા હતા કે પુત્રી પરણાવુ તો તેને જ કે જીવાજીવને જાણતો હોય વીતરાગને પગે જનાર ને વીરના માર્ગને જાણનાર જમાઈ એને જોઈએ છે અને તમારે જોઈએ છે અમેરિકા, જર્મની, જાપાન જઈ આવ્યો હોય તેવો! તમારી પુત્રીનુ એવે ઠેકાણે સગપણ થાય એ વખતે તમારા મુખ ઉપર હર્ષની છોળો ઉછળતી જોઈને કોઈ સત પૂછે કે 'દેવાનુપ્રિય! આજે શુ છે?' તો જવાબ વાળશો કે 'આપ જેવાના પુણ્ય યોગે આવો જમાઈ મળ્યો" સસારના ઊંડા ખાડામાં ઉતરવામાં અમારા પુણ્ય! શુ તમારૂ અજ્ઞાન! શુ તમારી ઘેલછા!

કૃષ્ણ મહારાજા જૈનદર્શનના એક એક વચનમાં પ્રતીતિ, શ્રદ્ધા અને રુચિ રાખતા પુત્રીને ખોળામાં બેસાડી પૂછયુ: 'રાણી બનવુ છે કે દાસી? રાણી બનવુ હોય તો નેમિનાથ ભગવાનને શરણે જા.' આ પરિષદમાં કોઈ મહારાજા કૃષ્ણ છે કે? દીકરીને રાણી બનાવવા માગતા હો તો ભગવાનને મેડા નીસ્ની પેઢી ઉપર મોકલી દો. પર્યુષણની પહેલી જ રાત્રીએ ચેલ્લણાએ ભગવાન મહાવીરના આગમના રહસ્યોની વાત શરુ કરી. તમારે ત્યાં આવી વાત થાય છે ખરી? ચેલ્લણાએ શ્રેણિક મહારાજાને સ્વમાર્ગમાં સ્થિર કર્યા. એક વખત મહારાજા શ્રેણિક જ્યારે અન્યમતમાં હતા અને શિકારે ગયેલા, ત્યાં ગર્ભવતી હરણી

ઉપર આયુ બંધાવતા, તીવ્ર કર્મના પરિણામે કરીને નારકીના આયુષ્યનો બંધ પાડી દીધો. અનાદિથી જીવ કર્યા ભૂલ કરી રહ્યા છે તેનું તેને ભાન નથી.

મહાનુભાવો! જરા વિચાર કરો. સ્વભાવના રસિયા જીવને કર્મ લઈ જાય છે? જીવનનો પલટો થાય તો જ અનંત જ્ઞાનીની વાણી સાંભળી કહેવાય. આઠ કર્મમાં પ્રબળમાં પ્રબળ મોહનીય કર્મ છે જેની સીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે. યુદ્ધ સંગ્રામમાં પહેલે જ ધડાકે હજારો સુભટોને બદલે જો સરદારને જ જીતી લે તો સુભટો જીતાયેલા જ ગણાય. મોહનીય કર્મ ઉપર વિજય થઈ જાય તો બધાં જ કર્મો ઉપર વિજય મેળવેલો જ કહેવાય. આ પરિવારનો સંઘપતિ જ જો વૈરાગ્ય પામી જાય તો બીજા જીવોને અનુગત થવાની પ્રેરણા થવાની જ. જેનો માલિક છૂટે તેનો પરિવાર છૂટે. સમજીને સંસારમાંથી મુક્ત થશો તો કલ્યાણને પંથે જઈ શકશો.

"જાગી જોને જીવડા! તું એકલ આવ્યો, એકલ જવું;
શું લઈ આવ્યો શું લઈ જઈશ! એકલ આવ્યો, એકલ જવું"

જીવનમાં વીતરાગ વાણી સાંભળવાના પ્રસંગ દુર્લભ છે. આત્મજ્ઞાન માત્ર પુસ્તકોમાંથી મળી શકે નહિ. વાંચીને મેળવેલું જ્ઞાન અધૂરું છે અધૂરું છે શાસ્ત્રકારોના શબ્દમાં કહીએ તો જારપુરુષથી ઉત્પન્ન થયેલો પુત્ર શોભારૂપ નથી. વાંચીને આત્મજ્ઞાની કેટલા થયા? વાંચનનો વિરોધ નથી. સારા પુસ્તકોનું વાચન સ્વાધ્યાય જ છે ને તે કર્મ નિર્જરાનું પણ કારણ છે પરંતુ પુસ્તકોમાં અમુક હકીકત અમુક સ્વરૂપે આપેલી હોય જે યથાર્થ રીતે ન સમજાય વાચતા અનેકવિધ શંકાઓ ઊઠે તેનું સમાધાન પણ થાય નહિ. વાંચનનું અધૂરાપણું અને અપૂર્ણતાના ખ્યાલથી કહીએ છીએ કે સાચું જ્ઞાન સદ્ગુરુ જ આપી શકે શ્રી ઇન્દ્રભૂતિ-ગૌતમ આદિ અગિયાર બ્રાહ્મણોએ ઘણા

પુસ્તકો વાંચ્યા હતા ને દરેક ઉપર વાદવિવાદ કરવા પણ સમર્થ હતા, પરંતુ તેમની શંકાઓનું સમાધાન થતું ન હતું એટલે તેઓ આત્મજ્ઞાનથી વંચિત રહ્યા હતા. જ્યારે તેમને મહાવીર પ્રભુ જેવા સદ્‌ગુરુ મળ્યા અને તેમની શંકાઓનું નિવારણ કર્યું ત્યારે જ તેઓ સાચું આત્મજ્ઞાન પામી શક્યા

ભગવતી મૈયાનાં મહાન રહસ્યોને સમજવા માટે આપ સૌ વિશેષ ઉત્સુક બનો વધુ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ચોથું

(ગુરુવાર : તા ૧૧-૭-૬૭)

આત્મજ્ઞાનીઓએ આત્મકલ્યાણનો રાજમાર્ગ બતાવ્યો છે, કે જન્મ, જરા અને મરણના ભયંકર દુઃખોથી ત્રાસ છૂટયો હોય તો ઓ ભવ્ય જીવો અમારા વૃક્ષની છાયામાં આવી જાઓ.

'દુઃખના દરિયે સ્વજન મિટ છે

" આશ્રય લેવાનો હો, એક જ આધાર છે "

વનવગડામાં થાકથી વ્યાકુળ થયેલા વૃક્ષની છાયા શોધે છે દરિયામાં ડૂબતો માનવી મિટ જાએ છે આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપથી આકુળ વ્યાકુળ થયા હો તો જ્ઞાનીના સમકિત વૃક્ષ નીચે આવી જાઓ. આકળામણ થતી હોય તો ઊભા થઈ જાવ.

" ત્રિવિધ તાપ સૌના દૂર કરે છે

શરણે જનાર સૌ શિવલક્ષ્મી વરે છે

જૈન શાસનની (૨) શીતળ વડલાની છાય છે "
" છે, માનને, એ માન બની ભૂલ થાય છે,
અમૃત મૂકીને ઝેર પીવાને તું જાય છે "

જ્ઞાનીના વચનમાં વિવિધ ભાવ ભર્યા છે તે સમજતાં શીખો વૈરાગ્ય વિના આત્મામાં ઘોર અંધકાર છે જડની ચિંતામાં મશગૂલ બની તેની પ્રાપ્તિ સંરક્ષણ અને સંવર્ધનમાં આત્મા અન્ધાય છે અનંત પુદ્ગલ પરાવર્તન કાળ આત્માએ નિજની કારમી કતલ કરવામાં પસાર કર્યો. આત્મા પોતે જ પોતાનો શત્રુ બન્યો આત્માને ભૂલી પુદ્ગલની મસ્તી ઉડાવવામાં કાળ પૂરો કર્યો

હવે ધર્મયૌવનનો કાળ આવી લાગ્યો છે વીતરાગ પ્રભુના શાસનના પ્રભાવે આત્મા વિરક્ત બને. મોક્ષ અને તેનાં સાધનો રુચ્યાં છે તો હવે સંસાર પ્રત્યે ગાઢ અરુચિ થવી જ જોઈએ એ અરુચિ થતાં મિથ્યાત્વના મજબૂત મૂળ ઉખેડવા સમર્થ બનો. પન્નવણાજી સૂત્રમાં કહ્યું છે પંચ સરીરા પન્નત્તા તં જહા ઓરાલિયે વેઉવ્વિએ આહારએ, તેયએ, કમ્મએ। જ્ઞાનીઓએ પાંચ પ્રકારના શરીર કહ્યાં છે ઔદારિક, વૈક્રિય આહારક તૈજસ્ અને કાર્મણ. ઉત્કૃષ્ટ પુદ્ગલોનું બનેલું અન્યની અપેક્ષાએ ઉચ્ચ સ્વરૂપવાળું તે ઔદારિક એનું છેદન ભેદન દહન, દહન વગેરે થઈ શકે એ શરીર સ્વરૂપ પ્રદેશવાળું સ્થૂળ હાડ, માંસવાળું ને અસ્થિર હોય છે એની અસ્થિરતા સમજવાનું કહ્યું છે

" માનવ તન કે રોમ રોમમે ભરે હુએ હૈ રોગ અપાર "
મરણ પાકર વહી રોગ અબ આતે હૈ બાહિર દુ:ખકાર
દેરે ઘટકે જબ હી વહ, આયુ ક્ષીણ હોતા દિનરાત,
પ્રેમ ભરે ઇસ નશ્વર તનસે, કરના મોહ, અરે ! કયો ભ્રાત. '

જીવનમાં જે ઘડી ને પળ જઈ રહી છે તે પાછી નથી મળવાની. જે રાત્રી જાય છે તે પાછી નથી આવતી. પાપ કરનારની રાત્રિ નિષ્ફળ જાય છે. ધર્મ કરનારના દિવસ-રાત સફળ જાય છે. સાધનાને પંથે જવા જે ઔદારિક શરીર મળ્યું છે તેને ઓળખો. બીડી ખોવાઈ ગઈ હોય તો તે શોધવા આકાશ-પાતાળ એક કરો છો. પણ જીવનની પળો ખોવાઈ જાય છે તેનો કશો અફસોસ નથી થતો.

મોક્ષના રાજમાર્ગે જવાની ટીકીટ લેવા કોણ યોગ્ય છે? મનુષ્યના ત્રણસો ત્રણ ભેદમાંથી પંદર કર્મભૂમિના પર્યાપ્તા છે તે પદ આજે તમને પ્રાપ્ત થયું છે. સીનેમાનો પાસ મળ્યો હોય તો તે નકામો ન જાય તે માટે કેટલી દોડ મૂકો છો! ભૈયા ભગવતીના રહસ્યો સમજવા આવી કાળજી રાખો છો ખરા? એ પંથે જવા વૃદ્ધાવસ્થા કામ નહિ લાગે. જ્ઞાની કહે છે

"जरा जाव न पीडेइ, वाहि जाव न वड्ढइ ।
जाविंदिया न हायंति ताव धम्म समायरे ॥

જ્યાં સુધી જરા આવતી નથી, વ્યાધિ વધી નથી, ઈન્દ્રિયોની હાનિ થઈ નથી ત્યાં સુધીમાં ધર્મ કરી લો. પરાધીન અવસ્થા છે. પણ આવ્યા પહેલા જ વિષયોના વિકારોથી અળગા બની જાઓ. એક અહોરાત્રિનું બ્રહ્મચર્ય પાળો. એકના એંશી ઉપવાસનો લાભ થાય છે અને એક વખતનો અબ્રહ્મ થી ઉત્કૃષ્ટ નવ લાખ સંજ્ઞી પંચેન્દ્રિય અને અસંખ્યાતા સંમૂર્છિમ જીવોની ઘાત થાય છે. બ્રહ્મચર્યથી આ મગજ વધશે. વીર્યનું રક્ષણ થશે માટે બ્રહ્મચારી બનવા દોડ્યા આવો. આ દુકાન ઝવેરાતની છે. ઝવેરી બની ઝવેરાત ખરીદો. નહિ ખરીદો તો એક દિવસ આ સંસાર છોડવાનો છે તેમાં શંકા જ નથી. ઔદારિક શરીર ક્ષણભંગુર છે

( જે શરીર નાનામાંથી મોટું, મોટામાંથી નાનું, જાડામાંથી પાતળું એકમાંથી અનેક રૂપ ધારણ કરવાવાળું છે તે વૈક્રિય કહેવાય છે જેમાં તે વિક્રિયાને પામે છે દેવ અને નારકીઓને આવું શરીર જ જન્મથી હોય છે અને મનુષ્યને લબ્ધિથી પ્રાપ્ત થાય છે. ઔદારિક શરીર આત્માથી છૂટું પડયા પછી પણ એવું ને એવું રહી શકે છે જ્યારે વૈક્રિય શરીર આત્માથી છૂટું પડયા પછી કપુરની જેમ ઉડી જાય છે વિખરાઈ જાય છે

ચતુર્દશ પૂર્વધર મુનિ સૂક્ષ્મ અર્થનો સંદેહ નિવારવા કેવલી ભગવંત કે તીર્થંકર પાસે મોકલવા વિશુદ્ધ પુદ્ગલોનું બનેલું અવ્યાઘાતી શરીર ધારણ કરે છે તે આહારક કહેવાય છે ખાધેલા આહારનું પાચન કરવા સમર્થ તેજોમય ને ઉષ્મા આપનારું છે તે તૈજસ કહેવાય છે અને જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોનો સમૂહ જે આત્મ પ્રદેશોની સાથે ક્ષીર નીરની પેઠે એકરૂપ પામેલો છે તે કાર્મણ શરીર કહેવાય છે

આ શરીરો ઉત્તરોત્તર સૂક્ષ્મ છે એટલે ઔદારિક કરતા વૈક્રિય સૂક્ષ્મ છે વૈક્રિય કરતા આહારક સૂક્ષ્મ છે અને આહારક કરતા કાર્મણ સૂક્ષ્મ છે જ્યા સુધી કાર્મણની ગાંઠડી નહિ તોડો ત્યાં સુધી બંધનથી મુક્ત નહિ થઈ શકો. ગાંઠડી તોડશો ત્યારે જ કેવલજ્ઞાનરૂપી દીપકને મેળવી શકશો. ચાર ઘનઘાતી કર્મને તોડશો ત્યારે જ કેવલજ્ઞાની થશો. ભગવાન મહાવીરે ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં શું કહ્યુ છે તેના કેટલા શતક અને કેટલા ઉદ્દેશા છે એ તમોને ખબર છે? હમણાં પૂછુ કે તમારે કેટલી પેઢી, મોટર, બંગલા કે દીકરા દીકરી છે તો તરત જવાબ મળશે. તેમાં ભૂલ નહિ થાય.

ભગવાન મહાવીર ગ્રામાનુગ્રામ વિચરતાં ચંપાનગરીમાં પધાર્યા તે નગરી કેવી છે? દેવલોક જેવી રમણિય છે દ્રવ્યનગરી સત્તાવીશ વર્ષથી શોભે છે ભાવ—નગરી સાત વર્ષથી શોભે છે

જેવી સોબત તેવી અસર ભગવાન મહાવીર જ્યાં હોય તે નગરી કેવી ભાગ્યવાન હોય! મહાવીરના જીવનમાં દાન, શિયળ, તપ અને ભાવની ઉર્મિઓ ઉછળી રહી છે ઉત્તમ પુરૂષોનો સંપર્ક કેવું પરિવર્તન આણે છે તેનું એક દષ્ટાંત લઈએ:

'વસ્તુપાળ તેજપાળનું દૃષ્ટાંત'

વસ્તુપાળ, તેજપાળ પહેલેથી ઉદાર ન હતા. યાત્રાએ નીકળ્યા ત્યારે અઢળક મિલકત કોણ સાચવે એ વિચારે સોનામહોરના ચરૂ ભર્યા ને સાથે લીધા ખાતા, પીતા, ન્હાતા, ધોતા ચરૂની ચિંતા કર્યા કરે એમની સંસ્કારી માતાથી આ સહન ન થયું "ચરૂમાં ચિત્ત રાખશો તો યાત્રા કેવી રીતે થશે! યાત્રામાં ધર્મ કરો, દાન કરો આ તો મોહની વૃદ્ધિ થઇ રહી છે" માતાએ સમજાવ્યું આજની માતાઓ પુત્રને આવું કહેશે!

પુત્રો વિનયી હતા. માતાએ કહ્યું—ચરૂઓને જંગલમાં દાટી દો. માતાની આજ્ઞાનું પાલન કરવા જેનું હૃદય તલસી રહ્યું છે, એવા બન્ને ભાઈઓ ચરૂ દાટવા જંગલમાં ગયા થોડી જમીન ખોદી ત્યાં તો કોદાળી કોઈ નક્કર વસ્તુ સાથે અથડાઇ વિશેષ ખોદ્યું તો સોનામહોરોથી ભરેલો ચરૂ નીકળ્યો, દાટવા ગયા ત્યાં તો વધી ગયું તમો દરેક લેવા માટે દોડા-દોડી કરોછો, તમોને સોનામહોરોથી ભરેલ ચરૂ મળે તો શું કરો! (સભામાં હસાહસ) બોલો તો ખરા! મારી માન્યતા છે કે તમો એવી તો લઈને ચાલતા થાવ. ચરૂ લઈ બન્ને ભાઈઓ માતા પાસે આવ્યા માતાએ પૂછ્યું, "આ ચરૂ કોનો છે?" પુત્રોએ કહ્યું 'તેના માલિકની ખબર નથી.' એ પરથી માતાએ કહ્યું: "જેમ તેનો ધણી છોડીને ચાલ્યો ગયો તેમ તમારે પણ એક વખત છોડીને ચાલ્યા જવું પડશે.

"કોઈ આજ જશે કે કાલ, આ તો પંખી મેળા.

જે, શરીર નાનામાંથી મોટું, મોટામાંથી નાનું, આકાશમાં ચાલવું, એકમાંથી અનેક રૂપ ધારણ કરવાવાળું છે તે વૈક્રિય કહેવાય છે કેમકે તે વિક્રિયાને પામે છે દેવ અને નારકીઓને આવું શરીર જ મળી હોય છે અને મનુષ્યને લબ્ધિથી પ્રાપ્ત થાય છે ઔદારિક શરીર આત્માથી છૂટું પડયા પછી પણ એવું ને એવું રહી શકે છે જ્યારે વૈક્રિય શરીર આત્માથી છૂટું પડયા પછી કપુરની જેમ ઉડી જાય છે વિખરાઈ જાય છે

ચતુર્દશ પૂર્વધર મુનિ સૂક્ષ્મ અર્થનો સંદેહ નિવારણ કેવળી ભગવત કે તીર્થંકર પાસે મોકલવા વિશુદ્ધ પુદ્ગલોના અનેક અભ્યાસથી શરીર ધારણ કરે છે તે આહારક કહેવાય છે આપેલા આહારનું પાચન કરવા સમર્થ તેજોમય ને ઉષ્મ આપનારૂં છે તે તૈજસ કહેવાય છે અને જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોનો સમૂહ જે આત્મ પ્રદેશોની સાથે ક્ષીર નીરની પેઠે એકરૂપ પામેલો છે તે કાર્મણ શરીર કહેવાય છે

આ શરીરો ઉત્તરોત્તર સૂક્ષ્મ છે એટલે ઔદારિક કરતા વૈક્રિય સૂક્ષ્મ છે વૈક્રિય કરતા આહારક સૂક્ષ્મ છે અને આહારક કરતા કાર્મણ સૂક્ષ્મ છે જ્યા સુધી કાર્મણની કાયલી નહિ તોડે ત્યા સુધી બંધનથી મુક્ત નહિ થઇ શકે. સઘળી તોડશો ત્યારે જ કેવલજ્ઞાનરૂપી ટોપલાને મેળવી શકશો. ચાર ઘનઘાતી કર્મને તોડયા ત્યારે જ કેવલજ્ઞાની થયા. ભગવાન મહાવીર ભગવતી સૂત્રના તેરમા શતકના બીજા ઉદ્દેશામાં શું કહ્યુ છે તેના કેટલા શતક અને કેટલા ઉદ્દેશા છે એ તમોને ખબર છે? હમણા પૂછુ કે તમારે કેટલી પેઢી, મોટર, બંગલા કે દીકરા દીકરી છે તો તરત જવાબ મળશે. તેમાં ભૂલ નહિ થાય.

ભગવાન મહાવીર ગ્રામાનુગ્રામ વિચરતાં ચંપાનગરીમા પધાર્યા તે નગરી કેવી છે? દેવલોક જેવી રમણિય છે કુંભનગરી સત્તાવીસ વર્ષથી શોભે છે ભાન–નગરી સાત વર્ષથી શોભે છે

## વ્યાખ્યાન-પાંચમુ

(શુક્રવાર : તા ૧૨-૭-૬૭)

પ્રભુ મહાવીર દેવે આત્મકલ્યાણ માટે, અનુપમ-પુરુષાર્થ ખેડયો હતો. એક ક્ષણનો પણ પ્રમાદ કર્યા વિના કર્મશત્રુઓ સામે તેઓ અવિરત ઝઝુમ્યા હતા. આત્મજ્યોતિ પ્રગટાવનારે આળસ, નિર્માલ્યતા અને નામર્દાઈ છોડવા જ પડે. એમના જીવનના બધા જ પ્રસગો અપૂર્વ બોધપાઠ આપે છે આપણા નિષ્પ્રાણ જીવનમાં પ્રાણ પૂરી જાય છે આપ પ્રજાને-સમગ્રવિશ્વને હાકલ કરે છે દાંડી પીટીને જાહેર કરે છે કે હે મહાનુભાવો ! હે ભાગ્યવાનો ! જાગો અને મોહનિંદ્રાનો ત્યાગ કરો. આત્મ સિદ્ધિના પવિત્ર પથે પગલા માડો સતત પુરૂષાર્થ કરો "કાળા માથાનો માનવી શુ ન કરી શકે ? પરમાત્માના આત્મામાં જે બળ, શક્તિ અને સામર્થ્ય હતા તે જ આપણામા છે ,એમણે કર્મરૂપી માટીને અહિંસા સયમ અને તપરૂપી અગ્નિ દ્વારા દૂર કરી આત્માને સુવર્ણથી અધિક તેજસ્વી બનાવ્યો આપણે પણ અહિંસા, સયમ અને તપ દ્વારા ચીકણાં કર્મોને વિખેરી નાખી શુદ્ધ અને નિર્મળ બની શકીએ. ભોગ, વિલાસને તિલાજલી આપી, સુખશય્યાનો ત્યાગ કરી પવિત્ર માર્ગે પ્રયાણ કરતા કટકો, અવરોધો અને ઉપદ્રવો આવશે પણ સામી છાતીએ લડવુ પડશે. **कार्यं साधयामि वा देहं पातयामि**" અવિરત સાધના દ્વારા અનતના ધામે અનતના આનદ-સાગરમાં ઝુલીશુ

આનદ સાગરમાં ઝુલવા બેઠા ભગવતીના ભાવોને સમજો. તેરમા શતકનાં છઠ્ઠા ઉદ્દેશામાં રાજા ઉદાયનના અધિકારમા ચપા નગરીનુ વર્ણન આવે છે તે નગરી કેવી. શોભામય છે ?

" આ તો પંખીડાનો મેળો આ તો પંખીડાનો મેળો "

આ તો પંખીના મેળા જેવું જીવન છે આ વચનનો મર્મ પુત્રો સમજી ગયા, અને મારૂં દાટવાને બદલે તેમાની લક્ષ્મી સુકૃતમાં વાપરવા માંડી, અને દાનેશ્વરી તરીકે પ્રસિદ્ધ થયા.

બંધુઓ! તમે પણ પરિગ્રહની મમતા ઘટાડી, ભારથી હળવા બની ઉર્ધ્વગામી થઈ શકશો.

મહાવીર અપાપાનગરીમાં પછી પધાર્યા તેનું વર્ણન અવસરે લઈશું તે પહેલાં અપાપા પ્રેમિનું મોઢું જીવન લેઈએ :

અંપકચરિત્ર

' અરે કરુણા હિતધારી પૂરણ ઉપકારી અમ્પક શેઠજી દેશ મનોહર માલવો સરે, નગરી બડી ઉજ્જૈન, રાજા રાજ કરે જ્યાં વિક્રમ, પ્રજા મેં સુખ ચૈન હૈ.'

મનોહર માલવ દેશમાં વિક્રમ રાજા રાજ કરે દુકાળનું નામ નહિ, દરેક વસ્તુ ખૂબ સસ્તી. માનવીના મન ઉદાર પાણીની જેમ શ્રી વપરાય. વિક્રમ પુત્રવત્ પ્રજાને માની ન્યાયથી રાજ ચલાવે. પ્રજા ઉપર કર કે દંડ નાખી સતાવતા ન હતા, અનીતિ અને અધમના ડાકુઓ નગરીમા પ્રવેશ કરી શકતા ન હતા. પ્રજા સત્ય અને સદાચારથી જીવતી હતી તે ઉજ્જૈન નગરીમાં બાવન વીર અને ચોસઠ યોગિની ક્ષિપ્રા નદીને તીરે હતા. તે નગરીમાં કેવું પવિત્ર આત્મા છે તેનો ભાવ અવસરે કહેવાશે.

---

ભગવાન મહાવીરને જ્યારે જ્યારે પ્રશ્ન પૂછતા ત્યારે એવી વિનયથી પૂછતાં અત્યારના જીવનમાં વિનયનુ કેટલુ છે, તે વિચારવુ જોઈએ. 'વિનય વગર જ્ઞાન નથી તનુ એક દૃષ્ટાંત

જૂના જમાનામાં બાળકો ઋષિઓને ત્યાં ભણવા જતા ત્યા રાજા તથા પ્રજાના ભેદ ન હતા દરેક બાળકો કષ્ટ વેઠીને જાતને પ્રકટે અને વિદ્યા સપાદન કરે ગુરૂ પહેલા પાત્ર જુએ. પાત્રમા ખામી હોય તો સુધારે પછી જ વિદ્યાનુ દાન કરે પાત્ર વિના કરેલુ દાન અફળ જાય મહર્ષિ દયાનદ સોળ સોળ વર્ષ સુધી યોગ્ય ગુરૂની શોધમાં ફર્યા છેવટે ગુરૂ વિરજાનદનો ભેટો થયો. તેમને કહ્યુ "મને શરણે રાખવાની કૃપા કરો" ગુરૂએ પોતાના અનુભવની કુટપટ્ટીથી દયાનદની પાત્રતા માપી લીધી ને પછી એક આકરી શરત કરી "હું તો એક જ વાર પાઠ શીખવુ" દયાનદે આજ્ઞા શિરોધાર્ય કરી એક દિવસે બહુ અઘરો પાઠ આવ્યો મગજ ઘણુ કસ્યુ પણ પાઠ યાદ ન રહ્યો. વિરજાનદનુ મગજ હાથથી ગયુ અને પાસે પડેલી લાકડી દયાનદના હાથમા મારી, લોહીની ધાર ચાલી પણ દયા નદે મુખરો સરખો કર્યો નહિ. એટલુ જ કહ્યુ 'ગુરૂદેવ! આપ શરીર તો પથરા જેવુ છે, આપના કોમળ હાથને તકલીફ લેવી પડી તો ક્ષમા કરજો"

આ વાત જાણી નયનસુખ નામના વિદ્યાર્થીએ ગુરૂને કહ્યુ કે દયાનદ સન્યાસી છે, એમને શિક્ષા ન કરાય ગુરૂદેવે કહ્યુ હુ ક્રોધના આવેશમાં ભાન ભૂલ્યો, હવેથી એનુ માન જાળવીશ. દયાનદે આ વાત જાણી, ત્યારે નયનસુખને કહ્યુ "તમે આ ઠીક ન કર્યું ગુરૂની શિક્ષાનો હેતુ મારા શ્રેયનો જ હતો, પાત્ર ઉત્તમ તો ત્યારે જ બને કે જ્યારે એ સારી રીતે ઘડાય. ગુરૂને ત્યા રહી માન અપમાન ભૂલી જવા જોઈએ."

'વાપી વપ્ર વિહાર વર્ણ વનિતા, વાગ્મિ વન વાટિકા ।
વૈદ્યો બ્રાહ્મણ વાદિવાદિ વિબુધા, વેશ્યા વણિક વાહિની ॥
વિદ્યાવીર વિવેક વિત્ત વિનયો વાચંયમાં વલ્લિકા ।
વસ્ત્ર વારણ વાજિ વૈશ્રવર, રાજ્યં વદ્ધો શોભતે ॥

વાવ, ટેકરીઓ વિહારો હોય, અઢારે વર્ણ હોય, સ્ત્રીઓ હોય, સદ્વચન બોલનાર પુરુષો હોય સૂત્રફલ વૈદ્યો પંડિતો અને વાદી હોય, વેશ્યાઓ હોય, પાલખીઓ હોય, વિદ્વાનો ને વીરો હોય, વિવેકી વિનયી અને વિત્તવાળા જનો હોય, સાધુઓ હોય, વેલો હોય વસ્ત્રો, હાથી અને ઘોડાઓ હોય—આ પ્રમાણે સત્તા વીશ પ્રકારના વવા થી રાજનગરી શોભે છે એ જ રીતે આખ નગરીને શોભાવવા પણ સાત વવા' ની જરૂર છે

એમાંથી પ્રથમ વવો વિનય' છે. અનંત જ્ઞાનીઓએ સંતોને પણ સૌથી પ્રથમ વિનયનો પાઠ બતાવ્યો છે વિનયી ક્ષમાવાન બની પરિસહને સહન કરી શકે શત્રુ પણ વિનય અને પ્રેમથી જીતી શકાય. સત્તાથી જે કાર્ય ન કરી શકીએ તે કામ વિનયથી થાય છે ચંડકૌશિક જેવો ભયંકર સર્પ ડંસતા પંખીનો પણ સંહાર કરનાર-એને પણ ભગવાન મહાવીરે પ્રતિબોધ કરતા કહ્યું :

"વેરથી વેર શમે નહિ જગમાં પ્રેમથી પ્રેમ વધે જીવનમાં,
પ્રેમ ધર્મનો પરિચય પામી, નાગ રહ્યો શીર નામી,
મહાભયંકર એ મારગમાં વિચરે મહાવીર સ્વામી."

બંધુઓ વિચાર કરો. વિનયનો ગુણ કેળવ્યો હશે તો જ વીરના માર્ગે પ્રયાણ કરી શકીશું પ્રભુ મહાવીરના ગણધર ગૌતમસ્વામી જેમને ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વની જાણ હતી તે જ ભવમાં મોક્ષ જનાર હતા, તેમનામાં વિનય કેટલો હતો?

ભગવાન મહાવીરને જ્યારે જ્યારે પ્રશ્ન પૂછતાં ત્યારે એટલી વિનયથી પૂછતાં અત્યારના જીવનમાં વિનયનુ કેટલુ છે, તે વિચારવુ જોઈએ 'વિનય વગર જ્ઞાન નથી તનુ એક દૃષ્ટાંત

જૂના જમાનામાં બાળકો ઋષિઓને ત્યાં ભણવા જતા ત્યાં રાજા તથા પ્રજાના ભેદ ન હતા દરેક બાળકો કષ્ટ વેઠીને જાતને ઘડે અને વિદ્યા સંપાદન કરે ગુરૂ પહેલા પાત્ર જુએ પાત્રમા ખામી હોય તો સુધારે પછી જ વિદ્યાનુ દાન કરે પાત્ર વિના કરેલુ દાન અફળ જાય. મહર્ષિ દયાનંદ સોળ સોળ વર્ષ સુધી યોગ્ય ગુરૂની શોધમાં ફર્યા છેવટે ગુરૂ વિરજાનંદનો ભેટો થયો તેમને કહ્યુ ' મને શરણે રાખવાની કૃપા કરો " ગુરૂએ પોતાના અનુભવની કુટપટ્ટીથી દયાનંદની પાત્રતા માપી લીધી ને પછી એક આકરી શરત કરી "હુ તો એક જ વાર પાઠ શીખવુ " દયાનંદે આજ્ઞા શિરોધાર્ય કરી. એક દિવસે બહુ અઘરો પાઠ મળ્યો મગજ ઘણુ કસ્યુ પણ પાઠ યાદ ન રહ્યો. વિરજાનંદનું મગજ હાથથી ગયુ અને પાસે પડેલી લાકડી દયાનંદના હાથમાં મારી લોહીની ધાર ચાલી પણ દયાનંદે મુકારો સરખો કર્યો નહિ. એટલુ જ કહ્યુ 'ગુરૂદેવ ! મારૂ શરીર તો પથ્થર જેવુ છે, આપના કોમળ હાથને તકલીફ લેવી પડી તો ક્ષમા કરજો "

આ વાત જાણી નયનસુખ નામના વિદ્યાર્થીએ ગુરૂને કહ્યુ કે દયાનંદ સન્યાસી છે, એમને શિક્ષા ન કરાય ગુરૂદેવે કહ્યુ હુ ક્રોધના આવેશમાં ભાન ભૂલ્યો, હવેથી એનુ માન જાળવીશ. દયાનંદે આ વાત જાણી ત્યારે નયનસુખને કહ્યુ " તમે આ ઠીક ન કર્યું ગુરૂની શિક્ષાનો હેતુ મારા શ્રેયનો જ હતો, પાત્ર ઉત્તમ તો ત્યારે જ બને કે જ્યારે એ સારી રીતે ઘડાય. ગુરૂને ત્યાં રહી માન અપમાન ભૂલી જવા જોઈએ. "

પ્રેમથી સેવા કરવી જોઈએ ગુરૂ આજ્ઞાને શાસ્ત્રાજ્ઞા માનીને એનુ પાલન કરવુ જોઈએ, ક્ષમાને ધારણ કરવી જોઈએ.

' ક્ષમા વીરસ્ય ભૂષણમ્

જીવનમાં આકુળ વ્યાકુળતા છોડીને અધ્યાત્મ સ્વરૂપ સમજવુ જોઈએ. આનંદઘનજી મહારાજે કહ્યુ છે કે —

" નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તે અધ્યાત્મ લહીએ રે
જે કિરિયા કરી ચૌગતિ સાધે, તે ન અધ્યાત્મ કહીએ રે.

નિજસ્વરૂપ સ્થિર થાય, તે અધ્યાત્મ. ચાર ક્રિયામાથી શુભ કે અશુભ ગતિ સધાય, તે અધ્યાત્મ ન કહેવાય, શુભ ક્રિયાથી દેવ કે મનુષ્યની ગતિ પ્રાપ્ત થાય, તેથી શાસ્ત્રકાર તે ક્રિયાને મહત્વ નથી આપતા બધુઓ! સ્વરૂપની રમણતા સાથે આત્મલક્ષે જે ક્રિયા કરવામાં આવે તે નિર્જરાની ક્રિયા. કહ્યુ છે કે જ્ઞાન ક્રિયાભ્યામ્ મોક્ષ જ્ઞાન પૂર્વકની ક્રિયાથી અનતકર્મની નિર્જરા થાય છે

જૈન ધર્મની વિશેષતા અને જ્ઞાન પૂર્વકની ક્રિયાનો લાભ સમજો, જેને તમે વર્તમાનમાં ભોગવતા નથી છતા તમને કર્મો ક્રિયારૂપે આવ છે કેમ આવે છે તેના વિચાર કરો. પૂર્વે મહારાણી વસ્તુને મરણ સુધી વોસરાવી શકયા નહિ પુદ્ગલની પાછળ અનાદિથી જીવ ભૂલ્યા છે આત્માના અનંત આનંદનું વિસ્મરણ થયુ છે એક વખત ઈન્દ્ર અને ઈન્દ્રાણીને વચ્ચે અબોલા. ઈન્દ્રિયના વિષય ઉપર જેણે વિજય નથી મેળવ્યો તે ઇન્દ્ર મનાવવા જાય છે ત્યારે ઈન્દ્રાણી ઈન્દ્રને એવી તો લાત મારે છે કે મુગટ પણ સોય જાણી પડયો, છતાં ઈન્દ્ર પૂછે છે દેવી! તારા કોમળ પગને વાગ્યુ તો નથી ને? જુઓ તો ખરા મોહની વિચિત્રતા તમારે ઘેર ઈન્દ્રાણી સાહેબ આ રીતે તો નથી કરતાને? કરતાં હોય તો ઈન્દ્રની માફક સહન કરવા

વેપાર જ છે ને ! કેમ ખરૂ ને ? પુદ્ગલના સુખ પાછળ જીવ ઘણુ સહન કરે છે આ બધુ મોહનીય કર્મનુ પ્રબળ જોર છે એવા કર્મને મહાપુરૂષોએ તોડીને ભુક્કા કરી નાખ્યા છે

બધુઓ જાગો. મોહનિંદ્રાને છોડો ચંપાનગરીમાં ભગવાન પધાર્યા તેમાં બાવનગરીનુ વર્ણન આવે છે પહેલો 'વ' એટલે વિનય. જ્યા વિનય છે ત્યા બધા સદ્ગુણ છે દુર્ગુણને બોલાવવા નથી પડતાં ઈર્ષા, કપટ આપોઆપ આવે છે ત્યાં રાગદ્વેષ નથી ટકતા, ગુરૂ શિષ્ય, સાસુવહુ દેરાણી જેઠાણી, પિતાપુત્ર, શેઠ મુનિમ સૌમાં વિનય જોઇએ. વિનયની આવશ્યકતા હોવાથી દશ વૈકાલિકના નવમા અધ્યયનમા પણ વિનયનુ વિસ્તારથી વર્ણન કરેલ છે આત્માની અખડતા લાવવા માટે વિનયની પ્રથમ જરૂર છે અને તેનાથી જ આત્માનો ઉદ્ધાર થશે પહેલા 'વ'ની, એટલે વિનયની વાત થઈ બીજા 'વ'ની વાત અવસરે કહેવાશે

## ચંપક ચરિત્ર

'ઉત્તમ નગરમે જીવા શેઠ રહે, ધન ભર્યા ભંડાર
મુક્તાત્મે દુકાન ઉત્સહી, બજા કે નામ ઉદાર એ.
અરે કરુણા દિલધારી પુરણ ઉપકારી યા પકશેઠજી

ઉજ્જૈની નગરીમા મહાન પરાક્રમી રાજા વિક્રમ હતા તેવાજ પવિત્ર જીવા શેઠ રહેતા હતા. વ્હાલા બધુઓ અહિં આ પણ ઘણાનુ નામ જીવાશેઠ હશે. આજ તો નામની પૂજાજ મહત્તા છે નામ ધારી શાંતિલાલને પૂછીએ કે ભાઈ તમારા જીવનમા કેટલી શાંતિ છે? જવાબ કેવો મળશે, તે તમો દરેક સમજો છો નામની માફક ગુણો કેળવશો તો જ મહત્તા છે ઉજ્જૈની નગરી માફક આહુ આ પણ ખૂબ જ સુદર શહેર છે, તેમા કોઈ જીવા શેઠ છે કે કેમ? જ્ઞાનીના વચનો છે કે પાંચમા આરાના છેલ્લા પહોર સુધી ચાર જીવો રહેવાના છે બહુરત્ના વસુધરા હોય જ

'યથા નામ તથા ગુણ' એવા જીવા શેઠ જેવું જીવી જાણ્યું તે જીવા શેઠ જેના મૃત્યુ પછી જીવનની સુવાસ રહે તે જીવા શેઠ જીવા શેઠની પેઢી મુસ્લા બજારમાં હતી. એ મહાન નામ દાર વેપારી પેઢી ઉપર જાવે તે સમયે કોઈપણ દુઃખી આવે તો તે નિરાશ ન થાય. ધનવાન દુઃખી માણસોના માબાપ છે માતા લાગણી ભર્યા હૃદયથી સંતાનનું હિત ચાહે તેમ તમારા પૂર્વના પુણ્યયોગે જે સંપત્તિ સાંપડી છે તેનો કોઈ દુઃખી શરણે આવે તેને સહાય કરી સદુપયોગ કરો. દુઃખીના માતાપિતા બનો. નામદાર ધનવાનું તો સહુને ગમે. વૃક્ષ કોઈપણ જાતની આશા રાખ્યા વિના તાપથી વ્યાકુળ થયેલાને છાંયો આપે છે તેમ પ્યારા બંધુઓ, સંસારના સંકટથી દુઃખી માનવી તમારી છાયા લેવા આવે ત્યારે જરૂર તમારી શિતળ છાયા તેને આપજો. જીવાશેઠના શેઠાણી કોણ છે અને તેનો પવિત્ર પુત્ર કોણ છે તેનો ખ્યાલ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૬ ઠું

(શનિવાર : તા. ૧૩-૭-૧૩)

અનંત જ્ઞાની મહાપુરુષોએ જીવોના કલ્યાણને અર્થે મુક્તિનો માર્ગ બતાવ્યો છે જગતમાં સેંકડો માર્ગ છે પણ વીતરાગનો ધોરી માર્ગ જ શાંતિની પ્રાપ્તિનો છે આ માર્ગે નહીં આવો ત્યાં સુધી સાચી શાંતિ નહિ પામો સંસાર તાપથી આકુળ વ્યાકુળ થયા હોય તો સંતોષ રૂપી વૃક્ષની શીતળ છાયામાં શાતા મળે છે

संतोष हि प्रथमं च सौख्यं सौख्येन ह्रस्वा भवतीति धर्मं ।
धर्मेण ह्रस्वा भवतीति मोक्षो, त्रिणी ह्यमम त सौख्यम्॥

આવા સુખને માટે પુરુષાર્થ જોઈએ, પણ તમે તો મારું મારું ભૂલી ગયા છો. કેટલી ભૂલ છે! આ જીવ શરીર છોડી સિદ્ધ સિવાયની બીજી ગતિમાં જતા પહેલાં છ બોલ બાંધીને જાય છે કોઈપણ ગતિમાં જનારો જીવ ગતિ, જાતિ, સ્થિતિ અવગાહના, પ્રદેશ અને અનુભાગ બાંધીને જાય છે 'હું બધાનું રક્ષણ કરું છું ' એવો વિચાર ભૂલભરેલો છે સૌનો અનુભાગ સાથે જ હોય છે એ પૌદ્ગલિક સંયોગોમાં મારાપણું માનવું એ અજ્ઞાનતા છે હું અને મારું એવા અહં–મમત્વથી જગત અંધ થઇ ગયું છે ભર્તૃહરિ કહે છે કે –

पीत्वा मोहमयीं प्रमाद मदिरामुन्मत्त भूतं जगत् —

મોહથી ભરેલી પ્રમાદ–મદિરા પીને આ જગત સ્વરૂપનું ભાન ભૂલી ગયેલ છે તેને અનંતજ્ઞાનીએ સ્વરૂપની ઓળખાણ કરાવવા માટે કહ્યું છે કે—

"संबुज्झह किं न बुज्झह ! संबोही खलु पेच्च दुल्लहा ।
नो हूवणमन्ति राइओ, नो सुलभं पुणरावि जीवियं ॥"

સૂત્રકૃતાંગ, અ ૨, ઉ ૧ ગા ૧

સમજતા કેમ નથી? વીતેલી રાત્રિઓ પાછી આવતી નથી. મનુષ્ય જન્મ ફરી મળવો સહેલો નથી. પરલોકને વિષે સમ્યક્ત્વ બોધની પ્રાપ્તિ નિશ્ચયથી દુર્લભ છે જીવનમાંથી જે દિવસ અને રાત્રિ જાય છે તે પાછા આવતાં નથી. મૃત્યુ બાદ જ્ઞાન પ્રાપ્ત થવું દુર્લભ છે આધિ વ્યાધિ અને ઉપાધિનાં અનંત દુઃખોના બીજ સમાન અજ્ઞાનનો સંહાર કરવા કેટલાક બાલ જીવો અજ્ઞાન કષ્ટ સેવે છે

બાલ તપસ્વી ક્ષપતે હૈ, જો કષ્ટ કરોડો વર્ષ મહાન,
જિનસે કર્મ નષ્ટ કિયે હૈ, ઉસ તપસે વહ નર અજ્ઞાન,
જ્ઞાની જન ઉસકો કર્મોંકા ક્ષણ મેં કર દેતે હૈ નાશ,
જ્ઞાન નિર્જરાકા મારગ હૈ, મિલતા ઇસસે મુક્તિ પ્રકાશ.

કોઇ ઉપે ખાવે લટકીને, કોઇ સેવાળ ખાઇને ને કોઇ માસખમણની મોટી તપશ્ચર્યા કરે છે વિવેકના જ્ઞાન વિનાની દેહદમનની પુષ્કળ ક્રિયાઓ કરવા છતાં હૃદયગુફામા આત્મજ્ઞાન પ્રગટ થતુ નથી. અંતરનો અંધકાર ગયા વિના ત્રણ કાળમાં આત્મખ્યાતિ નહિ પામી શકો. જ્ઞાન વિના માયાના બંધનથી નહિ છૂટાય.

એક દિવસ બધુ છોડીને જવાનુ છે આલીશાન હવેલી, એરકંડીશનીંગ રૂમો, રૂની બરોબી સુસજ્જિત દિવાનખાના, આ બધુ જતી વખતે સાથે આવવાનુ નથી જતી વખતે બચાવનાર કોઈ સમર્થ નહિ થાય—વૃક્ષ ઉપરથી—પાકુ ખર્યા પછી પાછુ ચોટાડી શકાતુ નથી જીવન દીપક બુઝાઈ જશે પછી કંઇ નહી કરી શકાય.

આવશે એ કાળ ક્યારે? કાંઇ એ કહેવાય ના
દીપક બુઝાશે ક્યારે,- સમજી શકાય – ના

જીવન દીપકની જ્યોત ધીમી ધીમી થતી ગઇ ઘડપણ આવ્યુ ને હવે ઉમર વધી ગઇ

પરભવનુ હુ તા (?) ભાથુ કંઇ બાંધી શક્યો ના,
પરભવનુ હુ તો ભાથુ કંઇ બાંધી શક્યો ના

એ દુ:ખ જ્યારે આવશે ત્યારે કરેલા કર્મો તમારે જ ભોગવવા પડશે. માટે સુખદુ:ખ વેદનાર આત્માનુ સ્વરૂપ સમજો.

ચોર ચોરી કરે છે અને આવેલ ધન ઘરનાં બધા માણસો ખાય છે પરતુ જ્યારે ચોર પકડાય છે અને તેને જો સજા—શિક્ષા કરવામા આવે છે ત્યારે તે સજા ચોરી કરનારે જ ભોગવવી પડે છે

तेणे जहा संधिमुहे गहीए, सकम्मुणा किच्चइ पावकारी।
एवं पया पेच्च इहं च लोए कडाण कम्माण न मुक्ख अत्थि॥
उत्त० अ० ४ गाथा ३

જેવી રીતે ચોરી કરના સમયે પકડાઈ ગયેલો ચોર પોતાનાં કરેલા પાપકર્મથી દુઃખ પામે છે એવી રીતે પાપકર્મનું આચરણ કરનારા બધા જીવો આ લોક અને પરલોકમાં દુઃખ પ્રાપ્ત કરે છે તાત્પર્ય એ છે કે કર્મના ફળનો ભોગ અવશ્ય છે વિચારશીલ પુરુષોએ પાપકર્મને બદલે શુભ કર્મનું આચરણ કરવું જોઈએ પરલોકમાં વિશ્વાસ નહિ રાખનારા અન્ય દર્શનીઓ કર્મનું ફળ આ લોકમા છે એમ માને છે, પરંતુ તે વાત શાસ્ત્ર અને અનુભવથી વિરુદ્ધ છે ઝાડનાં મૂળમા નાખેલું પાણી પાદડાં સુધી જાય છે તેવી રીતે આ જ ભવમા કરેલા કર્મોનું ફળ અનેક ભવોમા હોઈ શકે પરંતુ આ જન્મમાં જે મોક્ષપદ પ્રાપ્ત કરે છે તેને પરલોકમા કર્મો હોતા નથી પરંતુ જે મુક્ત નથી થતા તેમને આ લોક તથા પરલોકના કર્મફળ ભોગવવા પડે છે

શંકા : સૂત્રમાં પાપકર્મનું ફળ દુઃખ બતાવ્યું છે પણ એવું નથી બતાવ્યું કે કર્મો જ દુઃખરૂપ ફળને આપે છે એ તો માટે ફળ આપનાર કોઈને કોઈ હોવો જ જોઈએ

સમાધાન : સૂત્રકારોએ કાળ સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ એ પાંચ સમવાયને કાર્યના કારણરૂપે સ્વીકારેલા છે ફક્ત કર્મને જ કારણ નથી માન્યું તેથી એ પાંચ સમવાય શુભાશુભ કર્મોએ કરીને અને તેના સુખદુઃખ રૂપે જે ફળ હોય તેના ભોગમાં ઉપસ્થિત રહે છે જ્યારે કોઈ ઝેર ખાય, તે કાળ-સમય, ઝેરની મારવાની શક્તિ તે સ્વભાવ, આયુના ક્ષયના સમયમાં ઝેરનું ખાવું તે નિયતિ અને ખાવાનો ઉદ્યોગ તે પુરુષાર્થ આ પ્રકારે કાર્યમાત્રની સિદ્ધિમાં આ પાંચ સમવાયોની કારણતા વિદ્યમાન છે

બંધુઓ! જે કરે છે તે જ ભોગવે છે જો તમે એમ માનતા હો, કે હું બ્લેકમાર્કેટ કરીને કે ગમે તેમ કરીને ભેગું કરું છું અને તે બધા ભોગવે છે તેથી કર્મના ભાગીદાર બધા થશે,

માટુ માના બંધુઓ! હવે જાગો, અવસર આવી ગયો છે મહાવીરની પેઢી ઉપર વાયદા કરવાના ન હોય. આ તો હાજરનું બજાર છે જાગતા રહો. શત્રુ નામનો લૂંટારો લૂંટી જશે. તમો લૂંટાઈ રહ્યા છો. શત્રુએ તમોને વશ બનાવી દીધા છે, એટલે તમો શત્રુ-લૂંટારાને ઓળખી શકતા પણ નથી.

એકાદ બંગલો, મોટર રસોયા પાંચ પચીસ હજાર રૂપિયા જો મળી જાય તો ઝટ અમને કહેશો કે 'ઠીક છે' પણ આ બધી મેલડી છે દરેક વસ્તુને મૂકીને જ જવું પડશે. માટે જ્ઞાનીના વચનોને વિનયપૂર્વક ઝીલો.

## ચાંપકચરિત્ર

માલવ દેશની ઉજ્જૈની નગરીમાં ચંપા શેઠ અને ધારણી દેવી શેઠાણી થઈ ગયા. ધારણી દેવી મહાન પ્રતિવ્રતા અને આર્યસન્નારી છે પતિ-પત્નીનું કર્તવ્ય શું છે? તમો એમ જ માનતા હો કે પતિનું કર્તવ્ય કેવળ પત્નીને મનગમતા દાગીના લાવી આપવા વસ્ત્રો લાવી આપવા અને એને વિલાસની પુતળી બનાવવી અને પત્નીનું કર્તવ્ય પણ પતિને ભોજન તૈયાર કરી આપવું અને પતિને કામદેવ આશક બનાવવા. કેવળ આ કામો માટે પતિ પત્નીનો સંબંધ નથી. પરંતુ પતિ-પત્નીનો સંબંધ સુખે સુખી અને એક બીજાના દુઃખે દુઃખી એક બીજાને સહાયતા આપી આત્મકલ્યાણ સાધવા માટે છે સાચું દાંપત્ય અન્યોન્યને આત્મિક સાધનામાં સહાયભૂત થવાનું છે આવા ચંપા શેઠ અને ધારણી શેઠાણી હતાં. એ માલવદેશની ઉજ્જૈની નગરીમાં રહેતાં હતાં

નાભિ શરીરની મધ્યમાં છે સુમેરુ પર્વત મધ્યમાં છે મધ્યમાં હોય તેનું ઘણું મહત્વ છે માલવ દેશ પણ ભારતની મધ્યમાં હોવાથી તેનું પણ ઘણું મહત્વ છે તેમાં દુષ્કાળ પડતો નથી અને કદાચ પડે તો લોકોને ભીખ માગવી પડે એવો ભયંકર હોતો નથી. શાસ્ત્રમાં ચાર પ્રકારના શ્રાવકો કહ્યા છે

(૧) આદર્શ સમાના (૨) પતાકાસમાના (૩) સ્થાણુ સમાના અને (૪) ખરકંટ સમાના પહેલા પ્રકારના કાચની આરસી જેવા શ્રાવકો, જેવા અંદર હોય છે તેવા જ બહાર હોય છે બીજા પ્રકારના શ્રાવકો ધ્વજસમાન છે હવા જે બાજુ વહે તે બાજુ ફરી જાય ત્રીજા પ્રકારના શ્રાવકો ઠુંઠા ઝાડ જેવા હોય છે અને ચોથા પ્રકારના ઝેરી કાંટા જેવા હોય છે જેઓ–પોતે પણ ખરાબ હોય છે અને બીજાને પણ ખરાબ કરે છે ચાર પ્રકારના શ્રાવકોમાંથી સાચા તો બે પ્રકારના જ છે બીજા દ્રવ્યથી શ્રાવક છે પણ ભાવથી મિથ્યા દૃષ્ટિ છે તમે કેવા શ્રાવક બનવા ઇચ્છો છો ? જીવાશેઠ અને ધારણી દેવી પૂર્ણ ધારણાને ધારણવાળા છે ધારણી દેવીનું વર્ણન અવસરે કહેવામાં આવશે.

---

## વ્યાખ્યાન સાતમું

(રવિવાર ૧૪–૭–૬૩)

જગતના કલ્યાણને અર્થે આત્મજ્ઞાની મહાપુરુષોએ જે આગમ સમજાવ્યા ને ગણધરે ઝીલ્યા તે દ્વાદશાંગી વાણી છે મુખ ઉપર પડેલા ડાઘને દૂર કરવા આરસી દાગ જેવા પ્રયત્નો કરીએ છીએ એવી જ રીતે જીવન પર પડેલા ડાઘને દૂર કરવા અંતરની આરસી દ્વારા પ્રયત્નો કરો જીવન અસ્થિર છે

जीवियं चेव रूवं च विज्जु संपाय चंचलं ।
जत्थ तं मुज्झसि रायं पेच्चत्थं नाव बुज्झसे ॥

ઉ અ ૧૮ ગા ૧૩

હે રાજા! આ અનિત્ય જીવિતમાં અને રૂપને વિષે શા માટે મૂર્છા પામે છે? આયુષ્ય અને રૂપ વિજળીના ચમકારાની પેઠે ચપળ છે દેવલોકમાં પરિગ્રહ સત્તા અને લોભ કષાયને આધીન થયેલો જીવ કંઈ કરી શકતો નથી. નારકીમાં ભયંકર વેદના અને પરાધીનપણું કંઈ નહિ કરવા દે. તિર્યંચમાં અબોધ નવશ જીવ અસમર્થ છે જીવનના સાધ દૂર કરવાની ભૂમિકા માનવજીવન જ છે એની દુર્લભતા ભગવાને બતાવી છે

चत्तारि परमंगाणि दुल्लहाणीह जन्तुणो ।
माणुसत्तं सुई सद्धा, संजमम्मिय वीरियं ॥

ઉત્ત અ. ૩-૧

મનુષ્ય જ મની સાર્થકતા ધર્મ-શ્રવણ શ્રદ્ધા અને સંયમમાં વીર્ય શક્તિ ફોરવવામાં છે અપકાર પર ઉપકાર. કોઈ ગાય ભેંસને ચાર-ખાણ આપીએ તો તે દૂધ આપે તેમાં કોઈ વિશેષતા નથી વૃક્ષ કેવી શીતળ છાયા આપે છે? સરિતા મધુર પાણી આપે છે ચંદનને ઘસીએ કે બાળીએ તો પણ સુગંધ આપશે. ચંદન જેમ દુઃખ વેઠીને સુગંધ આપે છે તેમ બંધુઓ, તમે પણ ઉપકારી બનો સુગંધ આપો અને જીવનની સુવાસ ફેલાવો. ચંડ કૌશિક જેવાએ ભગવાનને દંખ દીધા તો પણ મધુર વાણીથી તેનો હૃદય પલટો કરાવ્યો. ભગવતીસૂત્રમા નગરીના વર્ણનમાં સાત સ્વપ્નાની વાત આવે છે બીજે સ્વ વિદ્યાનો આવે છે

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणाम् गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवता ।
विद्या राजसु पूजिता न तु धनं विद्या विहीनः पशुः ॥

કાઈ નરી સુભાષિત વાક્યોમાં કહ્યું છે કે વિદ્યા મનુષ્યનું અધિક રૂપ છે વિદ્યા ગુપ્ત ધન છે વિદ્યા ગુરૂનો પણ ગુરૂ છે જ્ઞાનસ્ય ફલં વિરતી જ્ઞાનનું ફળ વિરતિ હોવું જોઈએ. જેમ

સ્વયંભૂરમણ સમુદ્રનું પાણી અખૂટ છે, તેમ જ્ઞાન સમુદ્રમાં અનેક રત્નો છે આત્મસ્વરૂપનું લક્ષ ભૂલે તે જ આત્માની પ્રગતિ સાધે છે મિથ્યાત્વે જગત અને જગતના સુખ ઉપર શ્રદ્ધા કરાવી દીધી છે પરંતુ જીવન ઉપર મીટ મારી અનાદિ કાળથી જીવે પરમાં સ્વ પણું માન્યું છે

**इमं च मे अत्थि इमं च नत्थि इमं च मे किच्च इमं अकिच्चं।**
**तं एवमेवं लालप्पमाणं, हरा हरंति त्ति कहं पमाओ ?**

ઉત્ત અ. ૧૪ ગા. ૧૫

અનંત કાળથી આ મારું અને આ તારું કરતાં આવ્યા છે અજ્ઞાનતાએ પુદ્ગલના રાગમાં ફસાઈને **माया मे पिया मे पुत्ता मे सहियाण्णा मे।** બધે મારું મારું કરો છો બકરા બે બે કરે છે પરવશ પણે ભૌતિક લોભ છોડવામાં નહિ પરંતુ સ્વવશ છોડવામાં કલ્યાણ છે પક્ષીનો સ્વભાવ ઉડવાનો છે આત્માની શુદ્ધ અવસ્થા ઉર્ધ્વગતિની છે, અધોગતિની નહિ. તૂંબડાનો તરવાનો સ્વભાવ છે, પરંતુ કોઈ માણસ તેને સાત આઠવાર કાળી વીંટીને લેપ કરે તો તે તરી શકે નહિ તેમ આત્માને જ્યાં સુધી કર્મનો લેપ છે ત્યાં સુધી તરવાની શક્તિ નથી તૂંબડું લેપથી છૂટું પડે તો પાણીમાં તરવા લાગે છે પણ મારા બંધુઓ! તમે ભગવાનની પ્રત્યક્ષરૂપે દેશનાના પોષ (પ્રવાહ)માં રહ્યા છતાં હજુ કેમ જાગતા નથી? તમારું વીર્ય સંયમમાં ફોરવશો જંગલનો રાજા સિંહ હજારો હાથીના ટોળાને ભગાડી મૂકે છે, તેની શક્તિ અનંત છે માનવશક્તિ સિંહ સમાન છે, તમે આજે સિંહત્વ ભૂલી ગયા છો

એક તળાવને કાંઠે સિંહ પાણી પીએ ને સામે કાંઠે એક ઘેટા પાણી પીએ બન્નેની નજર એક થઈ સિંહથી બચવાની યુક્તિ પેલો માળો બોલ્યો ' આ સિંહના પંજામાંથી છૂટવું સહેલ છે પરંતુ અપેરી ફોજથી છૂટવું ઘણું કઠણ છે" સિંહે

આ સાંભળી વિચાર્યું મારાથી કેવુ બળવાન છે? ને સિંહ. માટીની વાત સાચી માની ખૂબ ગભરાઈ આંખ મીંચી ઝાડીમાં સંતાઈ ગયો. એ વખતે પાંચસો ગધેડાં લઈ એક વણઝારો જતો હતો. એનો અવાજ સાંભળી સિંહને થયું કે આ જ અપેરી ફોજ! વણઝારાએ એક ગધેડું ખૂટ્યું એ શે ઝાડ નીચે ઉભેલા સિંહને ગધેડા માની પકડી લીધો. ત્યારથી સિંહ પણ પોઠ લેઈ ચાલવા લાગ્યો. બીજી બાજુ સિંહને સમયસર ન આવેલો જોઈ સિંહણ પગલે પગલે શોધવા નીકળી. સિંહણ ચતુર હતી. તમારા ઘરની સિંહણ પણ ચતુર હશે તો વાંધો નહિ આવે. સિંહને ભાર ઉપાડતો જોઈ સિંહણનું હૃદય બળી ઉઠ્યું પાસે જઈ પૂછ્યું: સ્વામી, આ શું? લજ્જાહીન સિંહ કહે કે તુ ચાલવા માંડ, અપેરી ફોજમાં પકડાઈ જઈશ. આપણી માતા એ સાચી સિંહણ હોય તો તમને ગધેડાના ટોળામાં નહિ જવા દે સિંહણે એવી તો ગર્જના કરી કે ગધેડા તો શું એનો ધણી પણ ઉભો રહી શક્યો નહિ. બંધુઓ! તમે ગધેડાના ટોળામાં ફસાઈ ન જતા. સાચા સિંહને સિંહણે જગાડ્યો તેમ તમારી અનંત શક્તિથી તમારા સિંહને જાગૃત કરો. વિદ્યા એ કરશે. બીજ ન ના ભાવ સમજો. વિદ્યા વિનયપૂર્વક લેવી જોઈએ.

મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારે સમ્યગ્જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, દયા ક્ષમા સમતા સદાચાર વિનય વગેરે પ્રગટ કરવાં પડશે. વિષય ભાવે રંગાઈ મારૂ મારૂ કરી પરિગ્રહ વધારનાર મોક્ષ નહિ મેળવી શકે. આદિથી સુખ પાછળ પરિભ્રમણ કરવા સિવાય આપણે શું કર્યું છે? પ્રભુની વાણી સાંભળી આંખ ઉઘાડો. કોઈ તમને પૂછે કે તમારે મુક્તિ જોઈએ કે બંધન? તો તમે જરૂર કહેવાના કે મુક્તિ. તો પછી વીતરાગનો માર્ગ સમજો. મોહથી ભૂલવણ થાય, જીવ ઘેનમાં પડે. અનુભવથી સ્વરૂપનું ભાન થાય. દારૂ પીનાર ભાન ભૂલી અઘટિત

કૃત્ય કરે છે મોહ આપણને ભાન ભૂલાવે છે અનાદિ કાળની નિદ્રાનુ ઘેન ઉડી જતા સાચુ સમજાય છે

અનુભવજ્ઞાનથી હૃદયમંદિરમા કુદરતી પ્રકાશરૂપ દીપ થવાથી આપણી અને પારકી વસ્તુને અનુપમ રીતે પોતે જ પ્રગટ કરી, અનુભવથી હૃદયમંદિરમા જ્ઞાન જ્યોતિનો સ્વપ્રકાશ પડતાં ચેતનાનો સબધ યાદ આવે છે ને તેથી આત્મિક વસ્તુ કઇ અને પૌદ્ગલિક વસ્તુ કઈ તેનો ખ્યાલ આવે છે સ્ત્રી, ધન, સંતાન ને વ્યવહાર કૃત્યોને તાત્વિક માનવાને બદલે તેને ઉપાધિરૂપ ચક્રભ્રમણ અને અધ પાત કરાવનાર છે એ સમજાય છે

ભગવતીસૂત્રમાં ચપાપુરીનુ વર્ણન થઇ રહ્યું છે તેના વધુ ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

જેનામા ધારણા અને ધૈર્ય ધરવાની તાકાત છે તેવાં શેઠાણી ધારણી દેવી હતા આ ટે નામ પ્રમાણે ગુણ કયા દેખાય છે? તમારામા ધીરજ હશે તો અતિક્રમ વ્યતિક્રમ અતિચાર લાગશે પણ અનાચારથી બચી જશો ધ્યાન રાખજો, વ્યાખ્યા નમાંથી ઉઠીને ઘેર ગયા અને જમવા બેઠા જમતાં શાકમાં મીઠું નથી શુ કરશો ? ધીરજ રાખશો કે આવેશમા આવી થાળી પછાડીને ઉભા થશો ? જો તમો થોડી પણ ધીરજ રાખતા શીખશો તો સામી વ્યક્તિ જરૂર પોતાની ભૂલ સમજી શકશે. પાચ મીની સુધી ક્રોધને દબાવશો તો છઠ્ઠી મિનિટે કંપ ચાલ્યો જશે. જીવશેઠ અને ધારણીદેવી સસ્કારપૂર્વક રહેતા હતાં. એમને એક પુત્ર હતો એમણે વિચાર્યું કે આપણે ઘેર એક પુત્ર છે માટે હવે બ્રહ્મચર્યનુ પાલન કરવુ જોઇએ. આજકાલના ઘર-ઘેરા બનના બ્રહ્મચર્ય અવશ્ય પાળવુ જોઈએ.

एकोऽपि गुणी पुत्रो न च मूर्ख शतान्यपि ।
एकश्चंद्र तमो हन्ति, न च तारागणा अपि च ॥

આકાશમાં રહેલો એક જ ચંદ્ર અંધકારનો નાશ કરે છે પણ હજારો તારાનો સમૂહ શું કરશે? જંગલમાં એક જ કેશરી સિંહ ઊભો હશે તો હજારો હાથીનાં ટોળાને ભગાડી મૂકશે પણ હરણો શું કરશે? ઘરમાં સંસ્કારી એક જ પુત્ર હશે તો આખા કુટુંબને ઉજ્જવળ કરશે, પર કુસંસ્કાર વગરનાં ભર્યાં કુળ નામ બોળશે. આ સમજાય છે ને? તમારામાં પ્રબળ ધર્મની જ્યોત જગાવો. વિકારો ઉપર વિજય મેળવો. ચપક કુંવર જેવા પુત્રના બાપ બનવાની અભિલાષા સેવો. ચપક કુંવર કેવા છે તેનો ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન આઠમું

(સોમવાર ૧૫-૭-૬૩)

અનંતજ્ઞાની મહાપુરુષોએ કલ્યાણનો માર્ગ બતાવતા સમજાવ્યું કે સંસારના ઉદ્વાસથી અનંત ભવ-બંધનો વધે છે. શાસ્ત્રોમાં સૂત્રમાં પાંચમા અંગ ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠાં ઉદ્દેશાનો અધિકાર ચાલે છે. સુખની પાછળ તમે સ્વ આત્માનું હિત ભૂલ્યા છો.

સુંદર ભોગો મળવા સુલભ છે. દૈવી સંપત્તિ મળવી સુલભ છે. પુત્ર અને મિત્રની પ્રાપ્તિ થવી સુલભ છે. દેવલોકના મહાસુખ અનંતી વાર ભોગવીને આવ્યા છો. માત્ર એક ધર્મ નથી મળ્યો. માટે ધર્મ કરવા ઉદ્યમવંત થાઓ. દાન

ધર્મ મળવો દુર્લભ છે ચોવીસ કલાકમાંથી બે કલાક ધર્મ માટે કાઢો

આત્મા જ સુખદુઃખનુ વેદન કરે છે સુખદુઃખ જાણવાની શક્તિ જડ શરીરમાં હોય નહિ, એને જાણનાર આત્મા છે સદા જીવનારો આત્મા મલિનતાના યોગે જન્મ મરણના ફેરામાં અટવાય છે જે આત્મા જન્મમરણથી સર્વથા મુક્ત બની જાય તે પરમપદે પહોચ્યો કહેવાય. તેવા આત્માને સુખદુઃખનો અનુભવ થતો નથી. શરીર છે ત્યા જ સુખદુઃખનુ વેદન છે અગ્નિના એક તણખાનો સ્પર્શ થતા આપણે બૂમ પાડી ઉઠીએ છીએ, મૃત્યુ પછી ચિતામાં આખા શરીરને બાળી મૂકવામા આવે તો પણ અવાજ સરખો કરતા નથી, એનુ કારણ વિચારવુ જોઈએ

જીવ શરીરના બંધનમાં શા માટે છે ? સદા શાશ્વત જીવ જન્મ મરણની જંજાળમા કેમ ફસેલો છે ! શરીરને જો નિરોગી કરવુ હોય તો કયા ડોક્ટરની જરૂર છે ? દુનિયાનો ડોક્ટર શાલે ? તે તો તાવ આવ્યો હોય તો કવીનાઈન આપે, પણ જઈને કહો કે 'મને નહિ મરવાની દવા આપો ' તો ડોક્ટર નહિ આપી શકે, જન્મ મરણની જંજાળથી મુક્ત થવા અને મરણને અંતે વિજય મેળવવાની દવા ભગવાન મહાવીરના આગમમા ભરપૂર છે શ્રદ્ધા જોઈએ ભગવાન મહાવીર મહાન ધનવંતરી-વૈદ્ય છે

સાડાબાર વર્ષના દીર્ઘ મૌન તપ દ્વારા કેવળજ્ઞાન કેવળ દર્શનની પ્રાપ્તિ કરી ભગવાન મહાવીરે જન્મ જરા અને મરણના ભાવરૂપ રોગથી મુક્ત થવાની અદ્વિતીય અમોઘ દવા શોધી કાઢી છે તમને દવા ઉપર શ્રદ્ધા હોય તો ભવરોગ મટશે ભગવતીવાણી સર્વજ્ઞ પુરુષની શાશ્વત વાણી છે અનાદિ કાળથી

ઉ માટે એવા જીવોને દુઃખમુક્ત કરવા ભગવાનની વાણીરૂપી દવા લઈને અમે આવ્યા છીએ. દવા પીવા જલદી તૈયાર થાઓ!

બંધુઓ! ધર્મ એ વાતચીતનો નથી, પરંતુ આત્માનું સ્વરૂપ સમજાવનાર છે જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, તપ, વીર્ય અને ઉપયોગથી આત્માનું સ્વરૂપ સમજવાનું છે. અમૂલ્ય હીરો ચિચડના કચરામાં દટાયા હોય તો પોખરાજ નહિ બની જાય. કારણ દૂર થતાં એનું અસલ સ્વરૂપ પ્રગટ થવાનું જ. તમે કર્મના આવરણથી ઢંકાઈ ગયા છો. જાડા થવું, પાતળા થવું, વિલાસી થવું તે જ પુદ્ગલનો સ્વભાવ છે. તેમાં સ્વપણું માનવું એ ભૂલ છે. આ માની અનંતશક્તિનો અનુભવ થતાં શરીરનું સાચું સ્થાન સમજાશે. દૂરથી પીડાતો દર્દી સ્નેહીજન મળી જતાં દર્દ ભૂલી સ્નેહીજન સાથે વાતમાં પડે છે ને દર્દ તરફનો ઉપયોગ મૂકે છે તે જ રીતે એવા ભગવતીના ભાવને સમજવા તમારો ઉપયોગ જોડો. જેમ લીંડી પીપરને વધુ ને વધુ ઘૂંટવામાં આવે તેમ તેની શક્તિ વધુ પ્રગટ થશે તેવી રીતે સૂત્રના ગહન ભાવોને જુદી જુદી રીતે સમજો.

ગ્રામાનુગ્રામ વિચરતા ભગવાન મહાવીર સ્વામી રમણીય વાણિજ્યગ્રામમાં આવી પહોંચ્યા. એ સાત બાજુથી શોભતી નગરી છે. વિદ્યા, વિનય ઉપર આગળ કહેવાઈ ગયું. હવે વિવેક ઉપર વાત ચાલે છે. દરેક સ્થળે માનવમાં વિવેક હોવો જોઈએ. વિવેકથી સમભાવ કેળવાશે. દુઃખમાં પણ સુખનો અનુભવ થશે. નમિરાજ ઋષિને જ્વર થયો ત્યારે તેની શાંતિ માટે રાણીઓ ચંદન ઘસતી હતી પરંતુ કંકણનો ખૂબ અવાજ થતો હતો. રાજાએ તે બંધ કરાવવા કહ્યું. રાણીએ હાથમાં એક જ કંકણ રાખી ચંદન ઘસવાનું ચાલુ રાખ્યું એટલે અવાજ બંધ થઈ ગયો. એથી એકત્વની ભાવનાનો વિચાર કરતા ઋષીશ્વર વૈરાગ્ય પામી ગયા. વિવેક રાખશો તો તમારાં કામ સરળ થઈ જશે.

વિવેકવગરની વાણી દુઃખનું કારણ બનશે. મહાન આત્માઓ મધુરવાણી બોલતા હતા. ભગવાન મહાવીર જ્યારે ગૌતમને બોલાવતા હતા ત્યારે કહેતા હતા કે, હે ગૌતમ! સુધર્મા સ્વામી જંબુસ્વામીને પ્યારા જંબુના સંબોધનથી બોલાવતા હતા આ રીતે મહાપુરૂષોની વાણીમા કેવી મીઠી મધુરતા હતી!

"આ જીભ મલી છે કોમળ મીઠુ મધુર બોલવા,
કડવા બોલીને કોઈના, દિલડાં દુભાવશો મા."

મહારાજા શ્રેણિક ચેલણા રાણીને દેવીના મધુર શબ્દથી બોલાવતા. જો તમે પત્નીને દેવી કહી બોલાવશો તો તેના પુત્ર દેવ જેવા થશે. નોકરડી માનશો તો પુત્રો તેવા થશે વિવેકપૂર્વક વર્તન કરી આત્માની ભાવનગરીમાં પ્રવેશો. ચંપાનગરીમાં પૂર્ણભદ્ર ઉદ્યાનમા મહાવીર સ્વામી પ્રવેશ્યા તેના ભાવ અવસરે કહેવાશે.

ચંપકચરિત્ર

જીવાશેઠ અને ધારણીદેવીનો પુત્ર ચંપકકુંવર ખૂબ જ સંસ્કારી અને આજ્ઞા પાલક પુત્ર હતો. યુવાન થતા તે પણ દાનવીર થયો ભૂખ્યાને દુઃખી જોઇને તેનું હૃદય દ્રવી ઊઠતુ ચંપકકુંવર મોટો થતાં સારા સંસ્કારવાળા કુટુંબની પુત્રી સાથે તેના લગ્ન થાય છે કન્યા કેવી છે!

"ગજગમની મન હરણી રમણી અપ્સરા કે અનુહાર,
પદ્મવતી રે એસી લલના, કુંવર કે સુખકાર રે."

હાથીની ચાલે ચાલનારી પતિના મનનું હરણ કરનારી, સ્ત્રીના અનેકગુણથી સંપન્ન છે તેની પત્નીનું નામ પદ્મવતી છે જીવ અજીવ આદિ નવતત્વને જાણનારી સાસુ સસરાની ભક્તિ કરનારી તે કુટુંબના દીપક સમાન છે પુણ્યનો યોગ હોય ત્યારે

ઘરમા આવી પુત્રવધૂ મળે છે સારા સસ્કાર પામેલી પુત્રવધૂથી શુ શુભ સાપડે છે તેના ઉપર એક દ્રષ્ટાંત આપુ છુ

### સુસ્કારી વહુ

બરૂચની અદર ચાર માણસનુ કુટુબ હતુ માતા પિતા, પુત્ર અને વહુ એક વખત એવુ બન્યુ કે પિતા અને પુત્રને એકાસણુ છે સાસુ રસોઈ કરે છે ત્યારે રસોઇની ઝુપડી રહી ગએલી તપેલીમા કોઇ ઝેરી જીવની લાળ પડી. સાસુને એની ખબર નથી. પિતા અને પુત્ર જમીને માળ ઉપર જઈ ધાર્મિક ક્રિયા કરે છે થોડા વખતમાં અવાજ આવતો બધ થઈ જવાથી વહુ કહે છે " બા, ઉપરથી આવતો અવાજ કેમ બધ થઈ ગયો ? બન્ને તપાસ કરવા જાય છે ને જોઈને દુઃખમાં ધ્રાસકો અનુભવે છે વહુ કહે છે બા, બાપુજીને અને તમારા પુત્રને ઝેર ચડયુ છે સાસુ ગભરાઈ જાય છે પરતુ સારા સસ્કાર પામેલી વહુ કહે છે ' બા ગભરાયો નહિ, બાપુજીનું માથુ આપ ખોળામા રાખો હુ તમારા પુત્રનું માથુ ખોળામા રાખીશ. આપણે પ્રભુનુ સ્તવન કરીએ, ગમે તેવુ ઝેર હશે તો પણ ઉતરી જશે.

સત્તા પરમ કુશલતા ”

રક્તેક્ષણ સ-મદ-કોકિલ કણ્ઠ-નીલ
ક્રોધોદ્ધત ફણિન મુત્ફણ મા પતન્તમ્।
આક્રામતિ ક્રમ-યુગેન નિરસ્ત શક
ત્વન્નામ નાગ-દમની હૃદિ યસ્ય પુસ॥
(ભક્તામર સ્તોત્ર)

જે પુરુષના મનમા નામરૂપી નાગદમની વિદ્યા હોય તે પુરુષ લાલ આખોવાળા મદથી ભરેલા કોયલના ગળા જેવા કાળા ક્રોધથી ઉદ્ધત બનેલા અને ફેણ માંડી સામે દોડતા સાપને

નિશ્ચયતાથી બને પગે ઠોકર મારી શકે છે આ શ્લોક એકવીશ વાર શ્રદ્ધાપૂર્વક બોલવાથી ઝેર ઉતરી જાય છે

ઉપરનો શ્લોક બોલતા જ શીકરાને ખૂબ ઉલટી થઇ અને શીકરાનું ઝેર ઉતરી ગયુ બીજી બાજુ સસરાને કઇ ફેર પ ચો નહિ એટલે એણે જાતે પિતાતુલ્ય સસરાનુ માથુ ખોળામા મૂક્યુ અને મંત્રોચ્ચાર કર્યા આમ પિતા પુત્ર સજીવન થાય છે પુત્રવધૂની ધર્મમય ભાવના, આત્મિની નિર્મળતા જોઇ બધા ખૂબ આનદ પામે છે સાસુએ પૂછ્યુ કે આપણે સરખા શ્લોક બોલ્યા, છતાં ફેર કેમ પડયો? વહુએ કહ્યુ વિનયપૂર્વક લીધેલું જ્ઞાન ફળરૂપ બને છે સાસુ પુત્રવધૂને વશની દેવી ગણે છે સ પકકુ વશની પત્ની આવી જ સસ્કારી અને વિનયવાળી હતી આગળ શુ આવશે તેના ભાવ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૯ મુ

(મગળવાર તા ૧૬-૭-૬૨)

અનતજ્ઞાની મહાપુરૂષોએ આત્મિક શાંતિનો માગ બતાવેલ છે નગરમા ઢાંઢી પીટાવી હોય ત્યારે આ શાની જાહેરાત છે તે જાણવા માટે જેવી ઉત્સુકતા રાખો છો તેવી જ ઉત્સુકતાથી ભગવાન મહાવીરે પીટાવેલી ઢાંઢી પણ સાંભળો વિશ્વવત્સલ ત્રિલોકીનાથની રોજ પ્રાથના કરો છો તેનો શો હેતુ છે? સમુદ્રયાત્રા કરનારને મધદરિયે પહોચ્યા પછી વહાણને ભિડવાનુ કહે તો

છોડી દેશો ખરા? નહિ જ, કારણ તમે બરાબર સમજો છો. વહાણ છોડી દઈશ તો ડૂબી જઈશ અને સમુદ્રને પાર કરી શકીશ નહિ. સંસાર સમુદ્રને પાર કરવા માટે ભગવાનની પ્રાર્થના છે. ભક્ત ભગવાનને કહે છે કે હે પ્રભુ! તારી પ્રાર્થના મારા જીવનમાંથી છૂટશે નહિ. ધનસંપત્તિ કે વિલાસ વૈભવ ભલે છૂટી જાય, ધનસંપત્તિ વિના રહી શકીશ પણ તારા સ્મરણ વિના હું કદી રહી શકીશ નહિ. ભગવાનની પ્રાર્થના કરતા માનતુંગ આચાર્ય બોલ્યા છે કે —

त्वत्संस्तवेन भव संतति संनिबद्धं,
पापं क्षणात् क्षयमुपैति शरीर भाजाम् ।
आक्रान्त लोक मलिनी लम शेषमाशु,
सूर्यांशु भिन्नमिव शार्वर मंधकारम् ॥

ભક્તામરસ્તોત્ર, ગાથા ૭

ભગવાન ઋષભદેવની પ્રાર્થના કરતા ભક્ત બોલે છે. જેના અંતરમાં વિશ્વાસ છે, શ્રદ્ધા છે. ત્વત્સંસ્તવેન=તારા સ્તવન વડે અનેક ભવના સંચિત કરેલાં કર્મો ક્ષણ વારમાં નાશ પામે છે. તીર્થંકરના ગુણગ્રામ કરતાં અરિહંતના ગુણગ્રામ કરતા જો આ જીવાત્માને જઘન્ય રસ આવે તો અનંત કર્મોની નિર્જરા થાય અને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામ ગોત્ર બાંધે. પણ સંસારના ભોગના કર્મો કરતા જઘન્ય અને ઉત્કૃષ્ટ રસ આવે તો તમે કયું નામ ગોત્ર બાંધશો? બોલો તો ખરા! (સભા હસે છે) વિચારો. જેવા કર્મ કરશો તેનો જેવો રસ આવશે—તીવ્ર કે મંદ તેવો કર્મબંધ થશે. ભગવાનના વચનામૃત સાંભળ્યા પછી એનો રસ આવશે તો તમને જરૂર એમ થશે કે ભગવાને અનંત કૃપા કરી છે. સુયગડાંગ સૂત્રમાં કહ્યું છે કે—

पावाण्ड कुव्वे कारिये य कोय ”

આ આખો લોક એકાન્ત દુઃખથી સળગી રહ્યો છે. હે આત્મા! સ્વભાવમાંથી વિભાવમાં રહ્યો તો આ સંસાર સળગી રહેલો છે. તમને દાવાગ્નિમાંથી કોઈ બહાર કાઢે અને ઉંચકીને લઈ બહાર ફેંકી દે. તમને વાગી જાય, છતાં પણ તમે તેનો ઉપકાર માનશો, શા માટે? આંખમાં એક તણખલું પડ્યું હોય તે ખૂબ જ ખુંચતું હોય, સખત વેદના થતી હોય, ત્યારે તણખલું કાઢનારનો પણ ઉપકાર માનો છો. આ દ્રવ્ય દુઃખની વેદના હતી છતાં આપણે કહીએ છીએ કે એ નો મોટો ઉપકાર છે, એમને મારું દુઃખ મટાડ્યું. આ તો નિમિત્ત ને નૈમિત્તિક સંબંધ યોગો થાય ત્યારે જ બધું બની શકે છે. જ્યારે જ્ઞાનીઓ કહે છે કે જન્મ, જરા અને મરણના દાવાનળમાં લોકો બળી રહ્યા છે, પણ તેમને એ દાવાનળ દેખાતો નથી, તેનું કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાનતા એટલી જોર કરી ગઈ છે કે સત્યનો ખ્યાલ આવતો જ નથી. જ્ઞાની કહે છે કે આ દાવાનળમાંથી બચવાને માટે જાગ, જાગ. આને માટે જ્ઞાનની અવશ્ય જરૂર છે. કહ્યું છે કે —

"પઢમં નાણં તઓ દયા" પ્રથમ જ્ઞાન અને પછી દયા.

ગાઢ અંધકારમાં સૂર્યનું એક જ કિરણ અંધકારનો ક્ષણમાં નાશ કરે છે તેમજ સમ્યગ્જ્ઞાનની એક જ ચીનગારી મિથ્યાત્વના અંધકારનો નાશ કરે છે. આપના શીંગડા ઉપર સરસવનો દાણો જેટલીવાર ટકી શકે છે તેટલી વાર સમ્યક્ત્વના સ્પર્શ રહે તો પણ અર્ધપુદ્ગલ પરાવર્ત ન સંસાર બાકી રહી જાય છે. જુઓ પંડિત નહેરૂની પધરામણી થવાની હોય ત્યારે આખાયે શહેરની ગલીઓમાંથી કચરાવાળાને સાફ કરી નાખો છો. ત્યારે આ સમ્યક્ત્વની પધરામણી કરાવવી હોય તો, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ, સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય, આ સાત

પ્રકૃતિના આવાને હઠાવશો નહિ તો કામ નહિ થાય. સમ્યક્ત્વ દેવની પધરામણી કરવી હોય તો કષાયને દૂર કરશો તો તમને સમજાશે કે, एगंत दुक्खे जरियेव लोए। તમારી દૃષ્ટિને ખોલો અને વિચારો– વિચારશો તો સમજાશે કે આ જીવાત્મા ક્યાં ક્યાં ઉત્પન્ન થયો !

केसि कुले समुप्पन्ने, केहिं वा संवसे नरे।
ममाइ लुप्पई बाले अन्ने अन्नेहि मुच्छिए॥

સૂયગડાંગ—અ-૧ ઉ-૪

શી આપની દશા છે! જેમ ગુડરને જ્યાં મુકીએ ત્યાં જ ખોંટી જાય તેવી તમારી દશા છે કરુણાનિધિ બોલ્યા છે કે જ્યાં જ્યાં તું ઉત્પન્ન થયો, જેની જેની સાથે વસ્યો ત્યાં તે શું કર્યું ! अन्ने अन्नेहि मुच्छिए જેમ લાળવાળો કીડો પોતાના શરીરે વીંટાઈ રહ્યો છે તેમ જેણે શુદ્ધ ચૈતન્યનો આનંદ અનુભવ્યો નથી તે કીડાની માફક પોતાની જ લાળથી પોતાને જ બાંધે છે ને બીજા કોઈએ બાંધ્યો હશે તો એક દિવસે બે દિવસે, મહિને કે બે મહિને પણ આવીને કોઈ છોડાવનાર મળશે પણ પોતે જ પોતાની જાતે બંધાયો છે તો કોણ છોડાવશે ? જ્યાં ક્ષણિક જીવન છે ત્યાં સમય માત્રનો પણ પ્રમાદ કરવા જેવો નથી, લોખંડની કે સીમેંટની મજબુત પાકી દીવાલો બનાવી છે હવે તો અમારે ક્યાંય જવાનું જ નથી, પણ યાદ રાખો કે તમારી ઈચ્છાએ કે અનિચ્છાએ જરૂર સૌ કોઈને જવું જ પડશે. તમે જીવનમાં શું કરી રહ્યા છો ! તમે જ્યારે દેશમાંથી મુંબઈમાં આવ્યા અને જીવનના નિર્વાહ માટે પણ કંઈ પ્રગતિ કરી નહિ ત્યારે પાંચ દશ વરસે તમારો કોઈ સ્નેહી આવીને તે જ દશામાં તમને જુવે ત્યારે કહેશે કે બેવકૂફ ! શું રખડ્યા કરે છે ! હજુ તમારી આવી જ સ્થિતિ છે ! તે જ રીતે તમે જ મ જરા અને મરણના દુઃખો મટાડવા માટે અહિં આવ્યા છો પણ મટાડી શક્યા નથી હજુ તેની તે જ સ્થિતિ

છે જ્ઞાનીઓ કહે છે કે "લાભ " આત્માની સાધનામા વાયદા ન હોય. જીવનની સાધનામા વાદાવાદી ન કરો. વહેલા જાગો સસાર અર્થે તમે કેટલુ સહન કરો છો? નોકરી કરી સાજના છૂટો અને બસમા બેસવાની લાઈન લાગે કલાકોના કલાકો તેમાં ચાલ્યા જાય. સાત આઠ વાગે ઘેર આવો ત્યાં કેટલું કષ્ટ વેઠો છો પણ આ જ સ્થાને જો પ્રતિક્રમણમા ઉભુ રહેવુ પડે તો પગ દુખી જાય, ખાલી ચઢી જાય, અને ચપળતાનો પાર નહી લક્ષ્મીની પાછળ એવા તો પરાધીન થયાં છો, કે તમે તેમાં જ સુખ માનો છો ત્યારે કેમ વિચાર નથી થતો કે હુ શુ કરી રહ્યો છુ! તમારે ત્યાં લક્ષ્મીનો ભડાર છે અને પડોશી ગરીબ છે ત્યા તમે વિચાર નથી કરતાં કે જો પડોશી ધનવાન થાય તો જ મારે ધનવાન થવુ પડોશી ધનવાન ન થાય ત્યાં સુધી મારે નથી થવુ મળે તો પણ નથી લેવુ, આવો વિચાર કરતા નથી અને વ્રત લેવામા વાદ કરો છો જ્યા કર્મબધના કારણો હોય ત્યા જ્ઞાની કહે છે કે તુ બેઠાઈશ નહિ અને જ્યારે તને આ મજાગૃતિના ભાવ આવે ત્યારે એક મિનિટપણ પ્રમાદ કરીશ નહિં. વેગમાં જ કામ કરી જા જ્ઞાની પ્રભુ ફરમાન કરે છે કે सेसि कुछे समुपन्नो મને તારી દયા આવે છે કે તુ તારી જાતે જ બધાતો જાય છે તમને કહીએ ત્યારે કહો છો એ કે મહારાજ કુવારા હોત તો અત્યારે જ દીક્ષા લઈ લેત, પણ શુ કરુ આ બધુ વળગી ગયુ છે ચારે બાજુથી માખીઓ વળગી પડી છે, પણ સમજ કે તને કોઈ નથી ચોંટયુ તુ જ આ દરો આદર મૂર્છિત થઈને વળગી ગયો છે હજુ પણ બચવાની બારી છે જેમ ખરાબ પદાર્થ પર માખી હજુ બેઠી નથી પણ આંટા જ મારે છે ત્યા સુધી બચી જશે પણ જો બળખા ઉપર બેઠી તો સપડાઈ ગઈ તેમ તમે પણ હજુ ચોંટયા નથી તેથી વીરના વચનામૃતો સાંભળવાની રૂચી છે એકાગ્ર ચિત્તથી તમે સાંભળો છો મનમાં એવા વેગ પણ આવે છે કે આજે જ સાધુ થઉં

જાઉં ત્યાં સુધી સમજો છો તો બેડો પાર છે, નહિ તો ખોટવાના ખોટવાના અને ખોટવાના. તેમાંથી છૂટવા માટે જાગૃત બનો

ભગવાન મહાવીર ગ્રામાનુગ્રામ વિહાર કરતાં ચંપાપુરી નગરીમાં પૂર્ણભદ્ર ઉદ્યાનમાં પધાર્યા છે તે ભૂમિ પણ કેટલી પવિત્ર છે! ભગવાનનું આગમન યક્ષના મંદિરમાં થયું તમને થશે કે ભગવાન ત્યાં કેમ ગયા? અરે માનવીમાં એટલી અજ્ઞાનતા જડ કરીને બેસી ગઈ છે કે પહેલાના જીવાત્માઓ કોઈ ધનની ઇચ્છાથી કોઈ સુખની ઇચ્છાથી યક્ષના મંદિરમાં જતા હતા અરે અહારે આવમ આવતી હતી, ત્યાં ભગવાન પધારતા હતા અને બોધ શ્રમણમાં જીવોને સાચો માર્ગ સમજાવતા હતા. તેનામાં એવી જ્યોત હતી એક વખતનો રોજ છ છ જીવોની ઘાત કરનારો અર્જુનમાળીનો પણ ઉદ્ધાર થઈ ગયો તો આપણો કેમ ન થાય! તેને માટે સાત પ્રકારના 'વ્રત' છે— વિદ્યા વિનય અને ત્રીજો વિવેક કયાં કઈ વસ્તુનો ઉપયોગ થાય તેવો વિવેક હોવો જોઈએ પણ જો દૂધને બદલે દાળમાં સાકર નાખો અને દૂધમાં મીઠું નાખો તો શું થાય? દૂધ ફાટી જાય. અને દાળમાં કાંઈ સ્વાદ ન આવે તેમ જ જો જ્ઞાન વિવેક વિનાનું હશે તો અવળું પરિણમશે જે સમજો તે વિવેકપૂર્વક સમજો એક સામાયિક ક્રિયાઓ ને તેનું વિવેકપૂર્વક આચરણ કરો એકલું ધન મેળવવાનું જ્ઞાન કામ નહિ લાગે પણ આત્માના જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન મેળવવા માટે કેટલું સહન કરો છો!

આગળ લૌકિક જ્ઞાન માટે રાજકુમારો ગુરુકુળમાં જતા હતા ત્યાં માર પણ પડતા હતા. ભોજન પણ ઘના હતા. રાજાના કુંવર હોય છતાં ગુરુ કહે છે કે લાકડાનો ભારો લઈ આવ તો પણ રાજાના કુંવર કામ કરતો હતા. આ જીવન ઘડવા માટે કેટલી આકરી કસોટી વાવી પડે છે કોઈક આકરો અનુભવ

માટે ઉજાગરા કરવાની ગોળીઓ ખાય છે કે જેનાથી સખત નુકશાન પણ થાય છે આ તો જીવન નિભાવવા માટેની વાત થઈ હવે જ્ઞાનના પિપાસુઓ કેવા હોય છે તે માટે એક બહારનુ દૃષ્ટાંત છે અન્યમતનુ છે, પણ આપણે તેમાંથી સાર લેવો છે

દયાનંદ સરસ્વતી, જ્ઞાન મેળવવા માટે ગુરૂની શોધમાં નીકળ્યા છે તેમને સત્ય સમજવું છે, તમને આટલી પીપાસા જાગે તો તમે પણ આગળ આવી શકો દયાનંદ સરસ્વતી યોગ્ય ગુરૂની શોધ કરે છે શોધ કરતાં સોળ વર્ષ થયા ત્યારે તેમને વીરજાનંદ ગુરૂનો ભેટો થયો ચરણમાં મસ્તક નમાવી દીધુ અને ગુરૂને અર્પણ થઈ ગયા, તમે તમારા ગુરૂને કેટલા અર્પણ થયા છો? અર્પણતા વિના તર્પણતા નહિ મળે આ ગુરૂના ચરણમાં મસ્તક નમાવી કહે છે ગુરૂરાજ! આપની પાસે જ્ઞાન મેળવવા આવ્યો છુ આજે સોળ વર્ષે આપ મળ્યા, હવે મને જ્ઞાન ભણાવો આપના કહ્યા પ્રમાણે વર્તીશ. ત્યારે ગુરૂ વીરજાનંદ કહે છે કે મારી શિક્ષા છે તેનું પાલન કરી શકીશ? તો તેમણે સામે પ્રશ્ન ન કર્યો કે કઈ શિક્ષા છે? પણ જો તમે હોત તો પહેલા પૂછત કે શી આપની શિક્ષા છે? બનશે તો કરીશુ પહેલા પૂછી જુઓ અને પછી બધાવ, કારણકે તમે તો મહા ચતુર ને બુદ્ધિશાળી છો અહિ ગુરૂ કહે છે કે મારી આજ્ઞા એ છે કે હું એક વખત ભણાવું છું તે બીજી વાર ભણાવતો નથી એ શું કહેવા માગે છે કે જો તમારે જ્ઞાન જોઈતું હોય તો મન વચન અને કાયાના યોગની સ્થિરતા જોઈશે. આગળના વખતમાં ગુરૂઓ મુખે પાઠ ભણાવતા હતા સાધુ કહેતો એ જ્ઞાન ભણતાં જે આનંદ આવતો હતો તે અત્યારે ચોપડીમાથી ભણતા નથી આવતો. હવે દયાનંદજી અર્પણ થઈ ગયા. વ નથી ભણાઈ જાય છે ગુરૂપાઠ આપે છે ને ભણે છે પણ એક વખત એવું બ ન્યુ કે ગુરૂએ પાઠ આપ્યો પણ કોઈ ચિંતાએ યાદ ન રહે,

ત્યારે ગુરૂ તેમને શિક્ષા કરે છે આ જૈન ધર્મ ન હતો, તેથી તેની શિક્ષામાં ફેર હતો. ગુરૂએ છુટી લાકડી મારી, લોહી નીકળ્યુ, લોહીની ધાર ચાલી છતાં એટલીજ ક્ષમા, આંખનો ખુણો પણ લાલ ન થયો. લોહીના એક પરમાણુમાં પણ ક્રોધનો આવેશ ન હતો પણ શુ કહે છે, ગુરૂદેવ! મને ભણાવતા-શિખામણ આપતા આપના કોમળ હાથને તકલીફ તો નથી થઈને! આપની આ મખમલ જેવી કાયાને મારા નિમિત્તે દુઃખ થયુ હોય તો ક્ષમા માગુ છુ આ બનાવ બન્યો, તે વીરચંદ ગુરૂનો એક મનસુખ નામનો વિદ્યાર્થી જોઇ શક્યો નહિ તેણે ગુરૂને કહ્યુ કે આ શિક્ષા અમને કરી હોત તો સારૂ હતું આને આવી શિક્ષા ન હોવી જોઇએ જેણે સોળ વર્ષથી સન્યાસ લીધો છે આપને સોળ વર્ષ સુધી પોષ્યા છે ગુરૂને પણ ભાન થાય છે કે આમ થવુ ન જોઈએ, પણ ક્રોધ બુરી ચીજ છે ગુરૂ પસ્તાવો કરે છે આ વાતની જ્યારે ધ્યાનક સરસ્વતીને ખબર પડી ત્યારે મનસુખને કહે કે ભાઈ તુ ગુરૂદેવને આમ શા માટે કહે છે કે તમે આને શિક્ષા કેમ કરો છો? ભાઈ, આ તો શિક્ષા નથી સુધારો છે આત્માની સાધના છે જેમણે મને સાચુ જ્ઞાન આપ્યુ છે તેવા ગુરૂનો મારા ઉપર મોટો ઉપકાર છે મને સાચે માર્ગે ચડાવે છે આવા વિનય વાળા ઇન્દ્રભૂતિ ચાર વેદના જાણકાર હતા. જો કે પોતાના ધર્મનો તેમને ઘમંડ હતો, છતાં ભગવાન મહાવીરને જોતાંજ તેને થયુ કે આ સર્વજ્ઞ પુરૂષ છે. અને અહિંઆજ સાચુ જ્ઞાન છે તે જ્ઞાન આપણી પાસે મોજુદ છે સર્વજ્ઞ પુરૂષે જગતના સર્વ દ્રવ્ય અને પર્યાય જોયાં છે 'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમા કહી શક્યા નહિ તે પણ શ્રી ભગવંત જો ... ' જ્ઞાનીએ જોયુ છે તે વાણી દ્વારા કહી શકાયા નથી. તમે માદુઆનો ઉપાયમ જોયો હોય અને તમને કોઈ પુછે કે માદુઆનો ઉપાયમ કેવો છે? તો તે તમે જેવો જોયો હોય તેવો જ યથાતથ્ય, જેટલા સમયમાં જોયો છે તેટલા

જ સમયમાં કહી શકયો નહિ અને જેટલુ ગણધરાએ લીધુ છે તેટલુ આચાર્યો યાદ રાખી શકયા નથી. અને આચાર્યો પાસે જે છે તેને યાદ રાખવાની આપણી સ્મરણ શક્તિ નથી, તો જે છે તેને સમજો ક્યાનદ ગુરૂને શોધવા નીકળ્યા હતા જ્યારે તમારા પુણ્ય યોગે તમને તમારા ગુરૂ થાડા ટાઈમમાં, વધુ સમજાવે છે આવા મહાન સંત મળે અને એ રૂચિ ન થાય તો સમજો કે અભાગ્યમાં કચાસ છે પણ જો સાંભળવાની રૂચિ હશે તો તમને કોઈ વાર વ્યાખ્યાનના ટાઈમમાં કોઈના ચાલ્લામા જવુ પડશે તો પણ તમારા દિલમા પશ્ચાતાપ થશે. અને દિલમા થશે કે આ ટાઈમ સિવાય આખો દિવસ પડયો છે મોડા જવાનું હોત તો સારૂ તમે તેમને કહેજો કે ભાઇ, હુ દશ વાગ્યા પછી આવીશ એમ નમ્રતાપૂર્વક તમે કહી દેજો. હવે આગળના 'વદા'માં શુ આવશે તેના ભાવ અવસરે ...

## ચંપક ચરિત્ર

ચંપક કુંવરની ધર્મવતી નામે પત્ની છે આહા ! જેવુ જેનુ નામ હતુ તેવા તેનામાં ગુણ હતા. આજે આપણે જોઈએ છીએ કે નામ હોય શાન્તાદેવી પણ શાંતિનો છાંટો દેખાય નહિ નામ છે દેવી પણ સીતાની ગભીરતા જણાતી નથી. સમજો ! નામ તો ભલે તેટલા સારાં છે, પણ તેમાં જો ગુણ નહી હોય તો તે નામની કઇ શોભા નથી ધર્મવતી મહાન ગુણની ધરનારી પવિત્ર હતી અને સાસુ સસરાની ભક્તિ કરનારી હતી સાસુની સેવામાં આનંદ માનનારી હતી ક્યા તે ધારિણીદેવી અને ધર્મવતી પુત્રવધૂ ! બહેનો, તમે ધારિણીદેવી છો કે ? ખાસ ધ્યાન રાખજો. જ્યા સુધી તમે ધારિણીદેવી જેવા સાસુ નહી બનો ત્યાં સુધી તમારે ત્યા ધર્મવતી વહુ નહી બની શકે પુન્યવાનને ઘેર પત્ની કેવી હોય છે

" કાર્યેષુ મિત્ર, ભુક્તેષુ માતા, શયનેષુ રંભા "

જ્યારે ઉપરનાં ગુણવાળી પત્ની હોય છે, તે પોતાના પતિને સહાયક બને છે પતિને આફતમાં જુએ ત્યારે સતી શું કહે છે — હે, નાથ ! તમે સહેજ પણ મુંઝાશો નહી તમારે સુખે સુખી અને દુઃખે દુઃખી એટલે જેવી રીતે સુખની હકદાર છુ તેવી રીતે દુઃખમા હકદાર થાઉં કોઈ પણ કાર્યમાં મિત્ર રૂપે બની રહેવું તે પત્નીનો ધર્મ છે આવી સ્ત્રી કાર્યમાં મિત્ર સમાન છે ભુક્તેષુ માતા છે અહા ! માતાનું હૃદય પુત્ર પ્રત્યે સદા હિત ચાહતુ હોય છે આજના પુત્રો માતાને પગે લાગતાં શરમાય છે અને એ જ માતાઓ મહા કષ્ટ વેઠીને પુત્રને મોટો કરે છે પણ તે જ પુત્ર માતાના ગુણને ભૂલી જાય છે, છતાં પણ માતાનુ હૃદય પુત્ર તરફ ઢોળતુ હોય છે જેમ માતા પુત્રને પ્રેમથી જમાડે છે, તેવી જ રીતે પુણ્યવાનને ઘેર પત્ની પોતાના પતિને જમાડતી વખતે માતા જેવું વિશાળ હૃદય રાખી જમાડતી હોય છે શયનેષુ રંભા એવી પત્ની પોતાનો પતિ સંયમનાં ગુણથી બહાર ન જાય તેનું ખાસ ધ્યાન રાખી તેના મનને રંજન કરે છે આવા ગુણવાળી સ્ત્રી અપક કુંવરની પત્ની હતી. અપક કુંવરના માતા-પિતા આવી સંસ્કારવાળી વહુને જોઈ ખૂબ જ સંતોષ અનુભવે છે અપક કુંવર દરેક પ્રાણીની દયા ને અનુકંપાનો કરનાર છે તે ઉજ્જૈની નગરીમાં પ્રજા સુખી છે રાજા ખૂબ જ વિશાળ અને પવિત્ર હૃદયનો છે, એવા પવિત્ર પ્રદેશમાં શો પ્રસંગ ઉપસ્થિત થાય છે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન દસમુ

## ( બુધવાર, તા. ૧૭–૭–૬૩ )

સુજ્ઞ બંધુઓ સુશીલ માતાઓ અને બ્હેનો ! અનંતજ્ઞાની મહાપુરુષોએ જગતના જીવોના કલ્યાણને અર્થે સિદ્ધાંતના ભાવો સમજાવ્યા છે સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી કેવલી ભગવાનની વાણી એમાં શંકા, તર્ક, વિતર્ક કરાય નહિ. "तमेव सच्चं निसंकं जं जिणेहिं पवेइयं" ભગવાને જે કહ્યું છે તે સત્ય, અસંદિગ્ધ અને નિશંક છે

> परमं पोरिसिं सज्झायं, बीयं झाणं झियायई ।
> तइयाए भिक्खायरियं, पुणो चउत्थीइ सज्झायं ॥

ઉત્ત. અ ૨૬–૧૨

ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતા ચંપાપુરીમાં પધાર્યા. ભગવાન જ્યાં સુધી છદ્મસ્થાવસ્થામાં હતા, ત્યાં સુધી ઉપદેશ આપ્યો નથી. ભગવાન ફક્ત ચાર કારણે બોલ્યા છે બાકી મૌન રાખ્યું છે આપણે મૌન લઈએ છીએ ત્યારે જીભને જ રોકીએ છીએ, પણ અંદરના પરિણામને રોકતા નથી. સ્નેહીજન કે મિત્ર આવે ત્યારે આંખ–હાથથી ઈશારા કરવાનું છોડતા નથી. ભગવાન મહાવીરે મૌનની સાધના માટે શું કર્યું તે આપણે જાણવું જોઈએ. સાડા બાર વર્ષ અને એક પખવાડીયા સુધી છઠ્ઠથી ઓછા તપ કર્યા નથી ત્યારે આપણે એક નવકારસી પણ કરી શકતા નથી પ્રમાદથી સુઈ રહીએ અને ઉઠતા આઠ વાગી જાય અને રોજ ચોરસી થાય તેનો વાંધો નહિ.

જ્યાં સુધી પચ્ચખાણનું મહાત્મ્ય સમજ્યા નથી ત્યાં સુધી ગમે ત્યાં સુધી ભૂખ્યા રહો, આઠ વાગે ચા પીઓ પણ એવી કાંઈ નવકારસી કરી એમ નહિ ગણાય. શાસન નાયક ભગવાન મહાવીરના સાડાબાર વર્ષ અને પખવાડિયાના દિવસોમાં

તપના દિવસો વધારે છે, પારણાંના ઓછા છે માત્ર ત્રણસો ઓગણ પચાશ દિન પારણાના છે, બાકીના બધા દિવસો ઉપવાસના છે અમારે તમારા તપના દિવસો આંગળીના વેઢે છે ને?

ભગવાને સંતોને ફરમાન કર્યું છે કે:

ભગવાનની આજ્ઞા અણુઅણુમા ઉતરી જાય તો સ્વરૂપમા રમણતા થાય તમને થશે કે સંતોને શું કામ છે? પણ સંતો જો જ્ઞાનીના વચન પ્રમાણે ચાલે તો એમને એક મીનીટની પણ ફુરસદ નથી પહેલે પહોરે સ્વાધ્યાય કરે વ્યાખ્યાન પણ એક સ્વાધ્યાય છે પછી બીજે પહોરે ધ્યાન—સ્વાધ્યાય પર વિચારણા ચિંતન થવુ જોઈએ ખાતી વખતે કોળિયો ઉતારી દેવા નથી પણ તેને ચાવવો પડે છે તેવુ જ સ્વાધ્યાયનુ મનન કરવુ અનુપ્રેક્ષા કરવી વગેરે, બીજે પ્રહરે ધ્યાન કરવામાં આવે છે ધ્યાન કર્યા પછી ત્રીજે પહોરે સંત ગૌચરી જાય અને ચોથે પ્રહરે સ્વાધ્યાય કરે રાત્રે ત્રીજે પહોરે નિદ્રા લે, આમ મુનિને સમયની વહેચણી કરી દીધી છે આ રીતે નાવે ચાલી કર્મો તોડવાનો માર્ગ બતાવે છે સૂત્ર પાઠ: —

तएणं समणे भगवं महावीरे अण्णयाकयाई पुव्वाणुपुव्वी चरमाणे जाव विहरमाणे जेणेव चंपा नयरि जेणेव पुण्णभद्दे चेइए तेणेव उवागच्छइ उवागच्छइत्ता जाव विहरई ॥

ચંપાપુરીના પૂર્ણભદ્ર ઉદ્યાનમાં ભદ્રજનો ભગવાન મહાવીરની દેશના સાંભળવા આવતા. કોઈ દેશ વિરતિ તો કોઈ સર્વ વિરતી થતા હતા આત્મન અંગિકાર કરતા. જે જેનાથી ન બને તે એકાદ વ્રત તો લેતા જ આ વીતરાગની વાણીરૂપી ધ્વજ લઈ ને તમને જગાડીએ છીએ સ્વધામ તરફ મીટ નહિ માંડો તો કલ્યાણ નહિ થાય

જેટલા દેવના ભવ કર્યા છે તેટલા મનુષ્યના કર્યા નથી સૌથી થોડા ભવ મનુષ્યના છે દેવની સંપત્તિ કેટલી છે તે

સમજો આખા જ બુદ્ધીપની રિદ્ધિ જેટલી રિદ્ધિ દેવાંગનાના ચાંદલામા છે દેવની રિદ્ધિની આગળ મનુષ્યની રિદ્ધિની કિંમત નથી. દેવની રિદ્ધિ મનુષ્ય ઘણીવાર ભોગવી આવ્યો મનુષ્ય દેવલોકમા અનેક દેવીઓનો સ્વામી બની આવ્યો છે ઇચ્છા પ્રમાણે ભોગો ભોગવ્યા છે છતાં સતોષ નથી ઘી ઉપર અગ્નિ નાંખવાથી અગ્નિ ઓલવાતો નથી તેમ કામની ઇચ્છા પૂરવાથી કામના વધે છે પાચ વર્ષ ભોગ ભોગવી લઉ, પછી વ્રત કરીશ, તો તે નથી બનવાનુ પાણી હોય તો અગ્નિ હોલવાય ભોગોની સામે બ્રહ્મચર્ય રૂપી શસ્ત્ર જોઈએ

અપાપુરી વિદ્યા, વિનય વિવેક ઉપરાંત ગ્રાથા વ વિદ્યા રથી પણ શોભે છે વિચારશૂ વ કાય સફળ નહિ થાય વીરના શાસનમા અર્પણ થઈ જાવ. જીવનમા ચાર પ્રકારની અર્પણતા છે જ મ વખતે માતાને અપણ થવુ તે. બધુ જ માતાને આધારે ખાવે દૂધપાન, નવરાવે, સુવાડે વિગેરે દરેક કામ માતા કરાવે તેમ કરો છો કારણ અર્પણ થઈ ગયા છો એટલે ના નથી કહેતા પાચ સાત વષના થયા પછી ભણતી વખતે શિક્ષકને અર્પણ થવુ એ બીજી અપણતા છે શિક્ષક ભણાવે તેમ ભણો જ છો પછી મોટા થઈ-યુવાન થઈ વ્યાપારી લાઈનમાં બેસો ત્યારે શેઠ કે ભાગીદારને અપણ થાઓ છો અમે તે સમયે કામ આવી પડે તે કરવા તૈયાર રહો છો. ના કહેશો તો શેઠ કાઢી મૂકશે એટલે બાર બપોરે કે થાકયા હો ત્યારે પણ કામ કરવા તૈયાર થાઓ છો હવે સ સારના મીઠા સુખની પાછળ કેટલા અપણ થઈએ છીએ ? ચોથી અપણતા તમારી બચ-ગતિ સુધારવાની છે તે માટે ભગવાન મહાવીરને અપણ થાઓ

"आणाए धम्मो आणाए तवो" મહાપુરુષની આજ્ઞા એ જ ધમ છે એ જ તપ છે અપણતા વિના તપણતા નથી કેરી પાકવવા ઘાસમા મૂકો છો તમને પકવવા ક્યા મૂકશે ? ચોથી

આપવુવા તમે કોને કરી છે? શ્રીમતીજીને? દીકરાની વહુને પિયરથી કાંઈ કામે બોલાવો ત્યારે તે તરત આવે છે, પણ આપ વુતા છે આપવુ નહિ થાઓ ત્યાં સુધી બિનશરતના ઘરનાં અધિકારી નહિ થાઓ.' ભગવાન મહાવીરના સમયમાં ઘણા છૂટો આપેલુ થયા.

વીર ભગવાન અંપાનગરીમાં બીરાજે છે અપાનગરીનું વર્ણન આવે છે તમને ખબર છે કેટલુ લાંબુ વર્ણન આવે છે? તમે બંગલો બંધાવ્યો હોય, નવુ ફર્નીચર વસાવ્યુ હોય, નવી નવી મોજ શોખની વસ્તુઓ ખરીદી હોય ને કોઈ આવે ત્યારે તમે પણ લાંબુ લાંબુ વર્ણન જ કરો છો ને?

'રત્નજડિત શાથ તારુ પાંજરુ માંહી સુડલો મને ભણુ સાંભળ હો રાજન્, બ્રાહ્મણની છઠ્ઠી વિધિ મત આદરો.'

આ પ્રમાણે કમલાવતી રાણીને મહેલ જેલ જ લાગી હતી. સારી જેલમાં આવે તો સુખસગવડ છે છતાં તે જેલ જ છે પાંચ હજારના જામીન આપવાથી છૂટો છો, આ સંસા રરૂપી જેલમાંથી છૂટવા અમે તમારા જામીન થયા છીએ. પણ તમારે છૂટવું જ નથી. એક દ્રષ્ટાંત યાદ આવે છે અમદાવાદમાં ગાંડાની હોસ્પીટલ છે કહેતા ડાહ્યા સારા કહેતા ગાંડા સારા, પણ નહિ ડાહ્યામાં ને નહિ ગાંડામાં-આવા પાગલ નહિ સારા. આ હોસ્પીટલમાં પણ ઘણા પાગલ રહેતા હતા. રાત્રિનો સમય હતો. ડાક્ટરનો હુકમ થયો. ઈલેક્ટ્રીક લાઈટ બંધ થઈ ગઈ હોસ્પીટલનો ડાહ્યો નોકર મીણબત્તી સળગાવી મુકી ગયો છે અને બત્તી રીપેર કરાવવા ગયો છે પાગલોએ મીણબત્તીનો દીવો જોઈ તેમને દીવો પ્રગટાવવાનુ મન થયુ અને પાગલોએ પોતાના કપડા સળગાવ્યા. તે બધુ સળગ્યા ત્યાં કુદાકુદ અને બીમાબીમ શરૂ થઈ પાગલો નાચવા લાગ્યા. ત્યાં ડાહ્યો નોકર આવી ગયો. બધાને બચાવ્યા કહેવાનો આશય એ કે ડાહ્યાને સમજાવવા સારા, બાળકને સમજાવવા સારા, પણ પાગલને સમજાવવા કઠીન છે

નદીસૂત્રમાં ત્રણ પ્રકારની પ્રખદા કહી છે ત્રણ પ્રકારના આત્મા છે

(૧) અણિયા (૨) અજાણીઆ (૩) દુવિયડ્ઢા, જાણકારને એક જ ટકોરો બસ છે અજાણિયાને સમજાવવા સુલભ છે પરંતુ દુવિયડ્ઢા–અર્ધદગ્ધને સમજાવવા ખૂબ કઠણ છે તમારો નંબર શામાં છે?

જ્ઞાની કહે એ જ સાચુ સુખ છે સતોષ એ જ મીઠુ સુખ છે સાડીપચીસ આર્યદેશ. તેમાં સૌવીર દેશ તેમાં વીતી ભય પાટણ નગરી, જેનો ભય ચાલ્યો ગયો છે તેવી. ભગવાન મહાવીર ચંપાનગરીમાં બિરાજમાન છે તેનુ વધુ વર્ણન અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

જીવા શેઠ અને શેઠાણી વિષે ઘણુ કહેવાયુ છે તેમના ચંપકકુવર પવિત્ર છે હૃદયમાં દયાનાં ઝરણાં છે

ઉસી સમય કા કહુ જીકર, તુમ સુણજે મન્ન દિલદાર
હંસ દેશ વેસમે રહે, પડા અતિ દુષ્કાળ હો .કરુણા॰
મત હંસકા ઉડ જૂથ, ચલ સફલા તટ પે આઈ,
સુંદર વૃક્ષ આશોફ બડા, વિરામ લેને કે આઇ.. કરુણા॰

એ સમયે રાજા વિક્રમ રાજ કરતો હતો તે સમયનો પ્રસગ છે ઉજ્જૈની નગરી અને નગરીને શોભાવનારી સફલા નદી તેનાં તટ પર એક મીઠુ વૃક્ષ છે એક વખત હંસોના દેશમાં મોટો દુકાળ પડયો દુકાળના ત્રાસથી ભાગીને હંસોના ટોળાં ઉજ્જૈની તરફ આવ્યાં હંસોમાં એકતા અને પ્રેમ છે બધાએ નિર્ણય કર્યો કે અમે તે સ્નેહોમાં આપણે પ્રેમ તોડવો

નહિ. થોડીક વાર વિશ્રાંતિ લીધા પછી એક વૃદ્ધ હંસે વિચાર કર્યો કે આ વૃક્ષ ઉપર બેસી રહેવા જેવું નથી. એમ વિચારી નવાણું યુવાન હંસોને તેણે શાસ્ત્રની સારી વાત શરુ કરી. "હે સાર્થ એ! આપણે હવે અહીંથી ઉઠો' આગળ શું બનશે તેનો ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન અગિયારમું

(શુક્રવાર ૧૮-૭-૬૩)

અનંતજ્ઞાની મહાપુરૂષો જગતના જીવોને કલ્યાણનો માર્ગ બતાવવા કહે છે કે હે ભવ્ય જીવો! સમજો સમજો ને સમજો. સંબુજ્ઝહ, કિં ન બુજ્ઝહ સારી વાત ત્રણવાર, ખોટી વાત પણ ત્રણવાર, વિચાર પણ ત્રણવાર આ પાનશ્રીના પુણ્ય ઉદ્યાનમાં પ્રભુ ત્રિલોકીનાથ પધાર્યા કેવલીના અને તીર્થંકરના જ્ઞાનમાં ફેર ખરો? ના, તીર્થંકરના, અરિહંતના ધ્યાનમાં કે જ્ઞાનમાં, ચારિત્રમાં કે ગુણ સ્થાનકમાં ફેર નથી પણ તીર્થંકર નામ ગોત્ર બાંધ્યું અવની પુન્યાઈ છે એ સ્વયં પુરુષાર્થ ઉપરે અને બારમે કે તેરમે પહોંચ્યા તો હું અને તમે પણ કેવળજ્ઞાની થઈ શકીએ

અશોક વૃક્ષઃ સુર પુષ્પવૃષ્ટિ, દિવ્ય ધ્વનિશ્ચામરમાસન ચ
ભામંડલ દુન્દુભિરાત પત્ર અષ્ટપ્રાતિહાર્યાણિ જીનેશ્વરાણામ.॥

જ્યાં તીર્થંકર વિચરે ત્યાં અશોક વૃક્ષ ઊગે, કાંટા અવળે મુખ થાય. આવું હોવા છતાં જ્ઞાનીઓ વાદીઓને ખપાવવા

ઉદીરણા કરતા હતા આપણે કર્મ અને પુણ્ય પ્રકૃતિઓને દબાવી દેવાનો પ્રયાસ કરીએ છીએ હવા ભરેલા રબરનો દડો જ્યાં સુધી દબાવશો ત્યાં સુધી દબાશે, મૂકી દેશો એટલે પાછો ઉછળશે, તેમ તમે ક્યાં સુધી દબાવશો? જ્ઞાની કહે છે કે એવો જબરો પુરૂષાર્થ ઉપાડો કે જે કર્મો અનંત ભવે પૂરા ન થાય તે એક ભવમાં ખતમ થઈ જાય. લાખો મણ રૂની ગંજી અગ્નિના એક જ તણખાએ ભભૂકી ઉઠે છે, તેમ લાખો ભવના કર્મો માટે પુરૂષાર્થ ઉપાડવાની જરૂર છે

આત્માની કેટલી શક્તિ છે? સમ્યક્‌જ્ઞાન શું બતાવે છે? જીવ ભેદજ્ઞાન ન પામે ત્યાં સુધી સર્વશ્રમ નિરર્થક છે ગમે એટલું મોટું લાકડું કરવતથી કપી શકાય છે લોખંડ છીણીથી કપાય છે વંટોળ પૂળના ઢગલાને વિખેરી કાઢે છે, અગ્નિના સંપર્કથી સુવર્ણની મલિનતા દૂર થાય છે ખટાશથી કાટ ચાલ્યો જાય છે તેમ કર્મગ્રંથીઓના મૂળ ઉખેડવા સમ્યક્‌જ્ઞાનની જરૂર છે એકવાર ગ્રંથી ભેદાવી લેઈએ ગાંઠ આવતા સુધી પુરૂષાર્થ કરો છો ગાંઠ આવે ત્યાં અટકી જાઓ છો, પરંતુ ગાંઠ આવે ત્યાં વિશેષ બળની જરૂર છે જ્ઞાનરૂપી કુહાડો અને દર્શનરૂપી કરવતથી ગ્રંથીભેદ કરી નાખો

**तेणं कालेणं तेणं समएणं, सिंधु सोवीरेसु जण वयेसु । वितभय नामं नयरे होत्था, वण्णओ.**

ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં સિંધુ-સૌવીર દેશની સુંદર વ્યાખ્યા કરી છે જેનું વર્ણન ઉપવાઈ સૂત્રમાં બતાવેલું છે વિતભય પાટણ નગરીમાં રાજા ઉદાયનનો ભય પણ ચાલ્યો ગયો છે સાત ઠેકાણે ભય છે એક પણ ભય હોય ત્યાં સુધી આત્મા નહિ વધાય તમે ઉપાશ્રયમાં બેઠા હો, સામાયિક લીધી હોય કપડાં ઉતારીને ખીંટીએ ભરાવ્યા હોય તેમાં ૫૦૦ રૂપિયા છે તે ખ્યાલ વ્યાખ્યાનમાં બેઠા પછી

આવ્યો. હવે ચિત્ત વ્યાખ્યાનમાં ન રહ્યું બીડીએ ટીંગાડેલા કપડાં પર રહ્યું કારણ બંધ છે જ્યાં માયા છે ત્યાં બંધ છે. મા એટલે નહિ અને યા એટલે જવું માયા જેનાથી છૂટવું હોય તો ત્યાં જઈશ નહિ.

તમોને ઉપાશ્રયેથી છૂટ્યા પછી જોવામાં આવે તો તમારી દોટ ક્યાં છે? ઘર તરફ, શું કામ? ઓફીસનો ટાઈમ થઈ ગયો છે જમીને તુરત જ દશ પાંચની લોકલ પકડવાની છે વચમાં મિત્ર મળે કે સગા મળે તો પણ કહેશો કે માફ કરજો. ઉતાવળ છે પછી મળીશું પરંતુ ઉપાશ્રયે આવતો હો અને રસ્તામાં મિત્ર મળે તો ઉભા રહેશો ભલે વ્યાખ્યાનમાં મોડું જવાય! આ રીતે આપની દોટ ક્યાં છે? સંસારના સુખો મેળવવા દોડાદોડી કરી રહ્યા છીએ.

બીજો બંધ તૃષ્ણાનો છે ઉત્તરાધ્યયનના નવમા અધ્યયનમાં કહ્યું છે કે—

સોના રૂપાના કૈલાશ પર્વત જેવડા મોટા અસંખ્ય પર્વતો પણ લોભી મનુષ્યોને માટે કંઈ નથી." તૃષ્ણા અનંત છે એક તૃષ્ણા પૂરી ન થઈ ત્યાં બીજી જાગી જ છે સિંહ પેટ ભરાઈ જાય છે કે ગુફામાં ચાલ્યો જાય છે પરંતુ મારા ભગવાનના આવકોનું પેટ હજુ ભરાતું નથી પુણ્ય ઉપાર્જનની નવ પ્રકૃતિ ભરવાની છે પાપની ભમકી એટલે અઢાર છે પ્રતિક્રમણ કરતી વખતે પાપ સ્થાનકના નામો મોટે અવાજે બોલો છો, પણ પરિગ્રહની વાત આવતા ઢીલા થઈ જાઓ છો

પરિગ્રહનું એક દ્રષ્ટાંત છે તે સાંભળો

સારા ઘરના જન્મેલા રોહિણચાર ઉભરતે મા—બાપ, સગા સ્નેહીઓ અને ધનદોલતનો વૈભવ છોડી દીક્ષા લીધી ત્યારે તેનો મોહ એક હીરામાં રહી ગયો એ હીરો સંતાડવાની એને ભારે ચિંતા. અહિંસા બ્રહ્મચર્ય વગેરે વ્રતો પર મોહ

મર્જના કરતા હોય, તેમ સાધુ થઈ એણે પ્રવચનો કરવા માંડ્યા, પરંતુ પરિગ્રહની વાત આવે ને એનાથી બોલાય નહિ. ૧૧ વ્રત સમજાવે. જે બ્રહ્મચારી હોય તે જ બ્રહ્મચારી થવાનું કહી શકે ઘણીવાર એ કહેવાનો ભાવ નથી હોતો પણ એ વાતનો આનંદ જ એવો છે કે બોલ્યા વગર રહેવાય જ નહિ. ચૈત્રમાં આંબે મહોર આવે ત્યારે કોયલને ન બોલવું હોય તો પણ ગળામાં એવી ખજ ઉપડે કે એ ગાયા વગર નથી રહી શકતી

હે પ્રભુ! મને પણ તારી ભક્તિ જ પરાણે બોલાવે છે ઘણીવાર થાય કે લોકોને ન રુચતી વાત શા માટે કહેવી જોઈએ, પરંતુ તમારી પુન્યાઈ જોર કરે છે આચરવુ ન આચરવું જુદી વાત છે, પણ મારે તો કહેવુ જ જોઈએ. કથા શ્રવણ કરનારાને ઘણીવાર થયુ કે મહારાજ પરિગ્રહની વાત આવે છે ત્યારે કેમ ઢીલા થઈ જાય છે? સમજવાને દશ વૈકાલિક સૂત્રના કહ્યું છે કે —

न सो परिग्गाहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
' मुच्छा परिग्गहो वुत्तो, इ इ वुत्तो महेसिणा ॥

વસ્ત્ર પાત્ર કંબલ રજોહરણ વગેરે મુનિઓ સંયમની યાત્રા માટે ધારણ કરે છે, પરંતુ તેના ઉપર મમત્વ વધી જાય તો તે પરિગ્રહ જ છે પણ જ્યા આસક્તિ ભાવ નથી ત્યા પરિગ્રહ નથી. આ ઔદારિક શરીર ની આત્મકલ્યાણ માટે જરૂર છે પણ તેના પર મૂર્છા ભાવ ન રાખીશ જ્યારે તમારી દયા જોઈ એ છીએ ત્યારે દયા આવે છે ગમે તેવા કાવાદાવા કાળા બજાર, કુડ કપટ કરી ધન મેળવશો અને તે મૂકીને જવુ જ પડશે.

મહારાજને સતદિવસ ચિંતા છે કે હીરો ક્યાં સંતાડવો? કમાટ તીજોરી તો છે નહિ છેવટે એક કપડાની ચીંથરીમાં બાંધી રજોહરણના વચલા ભાગમા રાખ્યો. પરંતુ મનમા થયા કરે છે કે કોઈ મને આ હીરાના પ્રલોભન–પરિગ્રહમાંથી છોડાવે

તો સારૂ, હુ સ્વય તો ન છોડી શકુ તેમને છૂટવાનુ મન તો થાય જ છે તમને તો એવુ મન પણ નથી થતુ માયાની જાળમાંથી પોતાને કોઈ છોડાવે એની મુનિ વાટ જુએ છે લખપતિ પણ હોય તો નહિ થવાય. કેમકે એ પ્રારબ્ધની વાત છે દીક્ષા લેવી હોય તો લેવાય કેમકે તે પુરુષાર્થની વાત છે. આ મહારાજની પાસે થોડા યુવાન ભાઈઓએ માંગણી કરી કે મહારાજ અમે ઉપાશ્રયે જ સુઈશુ આપની પાસેથી જ્ઞાન મેળવવુ છે"

ભલે, ભાઈ આવજો રોજ વાર્તા ચર્ચા ચાલે અને પછી બધા સુઈ જાય. એક દિવસ પેલા ભાઈએ મહારાજ સુઈ ગયા ત્યારે રજોહરણ છોડ્યો ને અંદરથી હીરો કાઢ્યો. ગાંઠ કાઢી લીધી. સવારે મુનિએ નિયમ પ્રમાણે રજોહરણ છોડ્યો ત્યા પેલી પોટલી ન જોઈ, તેથી આનંદ થયો આજે મને છોડાવનાર મળ્યો.' મોઢેથી કહે નહિ પરંતુ અંદરથી આનંદ છે પછી વ્યાખ્યાન આપ્યુ ત્યારે પરિગ્રહ પર ખૂબ આનંદથી બોલ્યા. પેલા ભાઈએ જેણે હીરા લઈ લીધો હતો તેણે માફી માગી તો મુનિએ તેનો ખૂબ ઉપકાર માન્યો. જેને છૂટવું હોય છે તે છૂટી શકે છે

મુંબઈમા તો રોજ વૈરાગ્ય આવે તેવો પ્રસંગો મળે છે પાંજરા જેવા ટોપલામા પક્ષીઓને પુરીને વધ કરવા લઈ જાય છે અંદર રહ્યા રહ્યા, કાણામાંથી ડોકીયારી કરતા હોય છે તે જોઈને અનુકંપા આવે છે

કાં કપરની ભાજી બેઠી, રેશે રેશે બધુ હવેથી,
અંત સમયે જાવુ બેઠી, બોલ આપ્યો બોલ જાવુ"

અજરામર સંપ્રદાયના એક હરખચંદજી મહારાજ થઈ ગયા તેઓ પંજાબી હતા અને મુંબઈમાં રહેતા તેઓ અનાજની મોટી દુકાન ચલાવતા વધ માટે લઈ જવાતા પશુઓ જોઈ નેમિનાથને જવી ભાવનાથી છૂટી ને તેમણે દીક્ષા લીધી તેવું જ આ હરખચંદજીનું થયુ વધ માટે લઈ જવાતા પ્રાણીઓ જોઈ

તેમને અરેરાટી છૂટી ને મનમા થયુ કે આ પાપી દેશમા કમાઈને શું કરવુ છે? દુકાન વેચી દીધી ધન છોડી દીધુ ને અમદાવાદ જઈ ગુરુને પ્રસન્ન કરી દીક્ષા લઈ લીધી. જીવ્યા ત્યાસુધી એકાતર ઉપવાસ કર્યા એમને પાપ ખટક્યુ ને તપસ્યા કરી ખભાત સપ્રદાયના મહાન આચાર્ય બન્યા અમદાવાદમા એમના પહેલાજ પ્રવચનથી એક વકીલ અને તેમના પત્ની વૈરાગ્ય પામ્યા. તેમના ઉપદેશથી ખભાત સપ્રદાયમા ૨૦ સાધુઓ થયા પરિગ્રહ તો માસના લોચા જેવો છે એક પક્ષીના મોમાં તે હશે તો તે છૂટી લેવા બીજુ પક્ષી તેની સામે આવશે. જો નહિ હોય તો કોણ આવવાનુ છે? તમારી પાસે ધન હશે તો ઇન્કમટેક્સ, સેલટેક્સ વકીલ ડોક્ટર આવશે ને પૈસા લઈ જશે. (સભામા કોઈ બોલ્યુ કે સઘવાળા પણ લઈ જશે) સઘવાળા લઈ જશે તો તે શુભમાર્ગે જશે. સ્વેચ્છાએ આપવાનો આનદ વળી જુદો જ છે પુણ્યનો યોગ છે ત્યાં સુધી લક્ષ્મી ટકે છે નદીના પ્રવાહને રોકી શકાતો નથી તેમ ચચળ લક્ષ્મી ચાલી જશે ત્યારે નહિ રોકી શકો.

આજે સમાજમા જુઓ મજૂર આખો દિવસ શ્રમ કરે છે ત્યારે સાંજે માડ ખાવા જેટલુ કમાય છે ત્યારે તમે તો ગાદીતકીએ બેસી ટકશાળ પાડો છો શુ કારણ? પૂર્વે દીધુ છે તે લણવાનુ છે કોદરા વાવનાર કમોદની આશા રાખે તેથી શુ વળે? બાવળ વાવીને કેરી ક્યાથી મેળવી શકો? પણ આ તો તમે વાવેલી કમાણી ખાઈ રહ્યા છો. ક્યાં સુધી એવુ ખાશો? હવે મમતાને છોડો ધર્મ બાન્ધ્યા હશે તો વાસ સહેજે મળી રહેશે.

ભગવાન મહાવીર ધ્યાનગરીમાં પધાર્યા છે તેનુ વર્ણન ચાલે છે ત્રણ વગ્ગા ધઈ ગયા વિનય વિવા અને વિવેક પોપો છે વિચાર વિચારમાં સાવધાની રાખવી પડે છે કેરીના કરડિયામાં એક કેરી બગડેલી હોય તો તેને કાઢી નાખવી પડે છે

જેથી બીજી ન બગડે, અનાજમાં સડો થયો તો તરત તેને સાફ કરી નાખો છો. શરીરનાં એકાદ આંગળીમાં સડો હોય તો તેને પણ શસ્ત્રથી કપાવી નાખો છો કે જેથી આખું શરીર સારું રહે ને વાંકું જીવાય. જીવનની વિચારધારામાં સડો પેઠો હોય તો તેને સત્વર દૂર કરવો જોઈએ. શુદ્ધ વિચારમય જીવન હોવું જોઈએ. અપાનસરીના વર્જનનો વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

ચંપક ચરિત્ર

સરયૂ નદીને કિનારે સો હંસ વૃક્ષ ઉપર બેઠેલા છે તેનો અધિકાર કહું છું તે સાંભળો.

સુંદર વૃક્ષ આલોચી બેઠા, વિશ્રામ લેને કે આઈ હો,
કરુણા દિલ ધારી, પુરણ ઉપકારી ચંપકશેઠ રે .. '

ન થાવ્યુ યુવાન હંસોને વૃદ્ધ હંસ કહે છે કે આ ઝાડ ઉપર ઘણો વખત થયો હવે શીઘ્ર જોખમ છે રાત પડતાં પહેલાં ઉડીને આગળ જવું જોઈએ યુવાન હંસોને આ વાત ગમે ન ઉતરી વડીલની વાત યુવાનોને ક્યાં ગમે છે? આજે તો વડીલ ને કોટ વળ્યા છે, એક જમાનામાં વડીલની વાત ગણાતી—અરસપરસનો પ્રેમ જ ખાલ્યો ગયો છે શું થાય!

વૃદ્ધ હંસ કહે વહાં ગત બેઠો, નગરી આ થઈ પાસ
અન્ય સ્થાન વિલોકી ઠરો, જ્યાં હોય નિર્ભય વાસ હો."

વૃદ્ધ હંસ કહે છે આ સ્થાન નિર્ભય નથી નગરી નજીક છે જેટલી નગરી નજીક તેટલો ભય વધારે લાગે વિનય વૃદ્ધ હંસ કરગરે છે છતાં યુવાનોના દિલમાં આ વાત ઉતરતી નથી આનું પરિણામ કેવું આવશે તે આગળ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન બારમું

(શુક્રવાર, ૧૯ : ૭ : ૬૩)

ત્રણે કાળે સિદ્ધ થએલી વસ્તુ તે સિદ્ધાંત. જૈન સિદ્ધાંત એ સર્વજ્ઞ કથિત વાણી છે એને હૃદયમા ઉતારે તે ભગવાન સમાન થાય. અનંત ભવના ભુક્કા કરવા માનવભવ પ્રાપ્ત થયો છે માનવભવ યથાખ્યાત ચારિત્ર્ય પ્રાપ્ત કરી કેવળજ્ઞાન ને કેવળદર્શનની જ્યોત ઝળકાવવા પ્રાપ્ત થયો છે ભગવતી સૂત્ર તેરમા શતકનો છઠ્ઠો ઉદ્દેશો ચાલે છે એવા ભગવતીના ભાવ, અર્થ અને પરમાર્થ સાંભળવા જેવા છે આગમ અરીસો છે, જ્ઞાનરૂપ અરીસામાં આત્માને નિહાળો. મહાત્મા આનંદઘનજીએ કહ્યું :

અવધૂ ક્યા સોવે તન મઠમે જાગ વિલોકન ઘટમે અવધૂ
તન મઠકી પરતીત ન કીજે ઢહે પરે એક પલમે;
હલચલ મેટ ખબર લે ઘટકી, ચિન્હે રમતા જલમે અવધૂ (૭)

હે અખંડ સ્વરૂપ સનાતન ચેતન! તું મઠમાં શું સૂઈ રહ્યો છે? શરીર રૂપી મઠના વિશ્વાસ રાખીશ નહિ એક ક્ષણમાં પડી પડે એવો એ છે તું સર્વ હિલચાલ છોડી દઈ, તારા આત્માની ખબર લે. પાણીમાં માછલાના પગની નિશાની શું ચોપે છે? તેમ ચેતન આ શરીરરૂપ ઘરમાં જીવ એ હો અપી આસન્ન થયો છે કે અસર નજર કરી શકતો નથી

સર્વજ્ઞ પુરુષે આત્માના ત્રણ પ્રકાર બતાવ્યા છે બહિર આત્મા અંતરાત્મા અને પરમાત્મા. પરવસ્તુમાં આત્માનો ભ્રમ થવાથી મોહનિદ્રામા ચેતના અસ્ત થાય તેને બહિરાત્મા કહે છે બહિરાત્માનો ત્યાગ કરી આત્મામા જ આત્માનો નિશ્ચય કરવો તે અંતરાત્મા છે નિર્લેપ શુદ્ધ અને નિર્વિકલ્પ તે પર

આત્મા છે વહાલા બંધુઓ! શરીર પર મમત્વ રાખી આત્માને ભૂલી ગયા છે પરંતુ માટીના કુંભ જેવા શરીરની નશ્વરતા ઓળખી આત્માને ઓળખો ઔદારિક શરીર જે પ્રાપ્ત થયું છે તેના સાધનથી આત્માની સિદ્ધિ મેળવો. સવારથી સાંજ સુધી પરમાં સ્વપણું માની કયાં ભૂલ કરી છે તે વિચારો. જીવન શુદ્ધિ માટે પ્રતિક્રમણની આવશ્યકતા છે

પ્રતિક્રમણ એટલે પાછા વળીને આવવું અશુભ તરફની વૃત્તિને શુભ તરફ વાળવી, ભૂલનું સ્મરણ કરી તેનું આલોચન કરવું રસ્તામાં ચાલતા પગમાં કાંટો વાગ્યો હોય તો તે કાંટાને કાઢવા માટે તેની સામે કાંટાથી પણ તીક્ષ્ણ અણીદાર શસ્ત્ર જોઈએ. કોઈ આપણને એ જ સોયની અણી લગાડે તો બૂમાબૂમ કરી મૂકીએ પણ જ્યારે કાંટો કાઢવો હોય ત્યારે અણીદાર સોય લઈને કાંટો કાઢે છે કાંટો કાંટાથી જ નીકળે. કાંટો કઢાવવા કાઢનારને આધીન થવું પડે છે સત્શાસ્ત્રના ભયંકર કાંટાને કાઢવા કે દેવાનુપ્રિયા! તૈયાર થાઓ. વિષય અને વિકારના કાંટા કાઢવા નિઃસ્વાર્થી નિસ્પૃહી સંતો સિવાય બીજું કોણ મળશે? કર્મના વિપાક-ફળ અવશ્ય ભોગવવા પડશે. પાપથી પાછા હઠવા પ્રતિક્રમણ કરો.

पडिक्कमणेणं भन्ते जीवे किं जणयइ? पडिक्कमणेणं
वयछिद्दाणि पिहेइ। पिहिय वयछिद्दे पुणजीवे।
निरुद्धासवे असबल चरित्ते अट्ठसु पवयण मायासु।
उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ॥

પ્રતિક્રમણ કરવાથી જીવને શું લાભ થાય એ પ્રશ્નનો ઉત્તર સમજવાને સંક્ષેપમાં આપ્યો છે અહિંસાદિ વ્રતોના અતિચાર રોકાય છે વ્રતના દોષથી મુક્ત થઈ જીવ નિર્મળ ચારિત્ર પામી સંયમમાં ઉપયુક્ત અપ્રમત્ત થઈ નિજ સ્વરૂપને પ્રાપ્ત કરે છે બીજાને ઘેર ચાલી ગયેલા બાળકને જેમ પોતાને ઘેર લાવવામાં આવે છે તેવી રીતે આત્માને પ્રતિક્રમણ દ્વારા પોતાને સ્થાને

લાવવામાં આવે છે આત્માના ભાવો ક્ષાયોપશમિક, ઔપશમિક કે ક્ષાયિક હોય છે, એમાંથી ખસી ઉદયભાવમા આત્માનુ જવુ પરસ્થાને જવા સમાન છે ઇન્દ્રિઓ અને મન જે ઉદય ભાવના કામમાં પડી રહ્યા છે તેમને ઉદય ભાવના કામમાથી દૂર કરી આત્માના ગુણોમાં સ્થાપિત કરવા તે જ પ્રતિક્રમણ છે પ્રતિક્રમણ તેને સ્વસ્થાને લાવી ભાવોને અપૂર્વ કરે છે દરેક પદાર્થ પ્રતિક્રમણ પૂર્વક વિચારો કે પચઇન્દ્રિયો દ્વારા જે ઉપભોગ કરુ છુ તે પદાર્થ લાભપ્રદ છે કે હાનીપ્રદ? વહાણ કે સ્ટીમરમા છિદ્ર પડયુ હોય અને માલિક બેકાળજી રાખે તો ધીમે ધીમે છિદ્ર વધતુ જાય છે, અને છેવટે પાણી ભરાતા ડુબી જાય છે આ રીતે બાર વ્રત પૈકી એક પણ વ્રતમા પણ જો સહજ છિદ્ર પડ્યુ હોય તો તેની તપાસ કરવી જોઈએ અને વ્રતમા આવવુ જોઈએ. જો આજે તમો મર્યાદા નહિ બાંધો તો પાપની ક્રિયાઓ આવી જ રહી છે માટે વહેલી તકે વ્રતમાં આવો અને પાપથી પાછા હઠો પ્રતિક્રમણ આવશ્યક સૂત્ર છે અને તે અવશ્ય કરવા જેવુ છે તમે ઓફીસેથી એક કલાક વહેલા ઉઠી થાવ અને પ્રતિક્રમણ અવશ્ય કરો. ત્રીસ દિવસ ન કરી શકો તો મહિનામા બાર કે આઠ દિવસ કરવાની ઇચ્છા તો થવી જ જોઇએ હજુ ઇચ્છા ન થતી હોય તો સમજવાનું રહ્યું કે તમે પાપને હજમ કરતાં શીખી ગયા છે સુજ્ઞ બધુઓ! કર્મ ભોગવતી વખતે કોઇ સાથીદાર નથી જ્યારે ધન કમાઈને આવો છો ત્યારે તમારા શ્રીમતીજી તમને જે સહકાર આપી રહ્યા છે અને તેમાં તમે જે મુગ્ધ બની ગયા છો તે કર્મ ભોગવતી વખતે કોઇ સહકાર નહિ આપે. માટે પાપથી પાછા હટવા અવશ્ય પ્રતિક્રમણની જરૂર છે વ્રતમાં પડેલાં છિદ્રો પ્રતિક્રમણથી પુરાતા જાય છે જૈન કુળમાં જ આવ્યા છો, એટલે વ્રતમાં તો તમારે આવવુ જ જોઈએ.

ભગવાન મહાવીર પ્રભુ ઉપાસકદશાંગમાં ફરમાવે છે ત્યાં ઉદાયનનુ રાજ્ય છે સાન નગરી નગરી શોભે છે તેમાં પહેલા ચાર-નિવસ

ત્રિધા વિવેક ને વિચાર વિષે કહેવાયું હવે વિશ્વાસ વિષે કહીશું જ્ઞાનીઓએ કહ્યું છે કે શ્રદ્ધા પરમ દુર્લભા— પેટીમાંથી હજારો રૂપિયા પરદેશ મોકલો ત્યાં વિશ્વાસ છે દુકાનને તાળું મારો ત્યારે તાળા ઉપર શ્રદ્ધા છે કિમ્મત સાચવવા છતાં રહેનમાં મેલો ત્યારે પણ અવિશ્વાસ નથી, તો પછી જ્ઞાનીને માર્ગે જવામાં કેમ વિશ્વાસ નથી? શ્રદ્ધા વિના આત્મસાધના નહિ થાય. સમજીને બોલે તે માનવ વગર સમજે બોલે તે હેવાન. મનમાં વિચાર કરવાની શક્તિ છે તેથી મનુષ્યને મનુષ્ય કહેવામાં આવે છે છતાં જો તે વિચાર-શક્તિનો સદુપયોગ ના કરે તો પશુ જ છે મનુષ્યમાં જે હિતાહિતનો વિવેક છે તે પશુમાં નથી અને જો આ વિવેક ભૂલી જશો તો તમારા અને પશુમાં કંઈ ફેર નથી. માટે પહેલાં વિચાર કરો અને પછી વિશ્વાસ કરો જ્ઞાનીના વચન ઉપર વિશ્વાસ હશે તો જીવ અને પુદ્ગલનો વિચાર કરશો જ

પુદ્ગલનો સ્વભાવ મળવું ખરવું ક્ષણે ક્ષણે વિધ્વંસ થઈ જવું તે છે આત્મા અનંત ગુણનો પિંડ છે સ્વપર-પ્રકાશ, એ જ્ઞાન લક્ષણ છે, છતાં રાગ દ્વેષને લઈને જીવ ચાર ગતિ, ચોવિશ દંડક ચોરાશી લાખ જીવયોનિમાં રખડે છે અને આરો આવતો નથી. માટે કર્મના કટકને નિવારો ને સિદ્ધ થાઓ એક ઇન્દ્રિય અને પંચેન્દ્રિયનું કટક ઉતારો. પુદ્ગલ પરમાણુથી અનંત પ્રદેશી સ્કંધ બને છે સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એમ ચાર ભેદ છે તલનો આખો લાડવો સ્કંધ કહેવાય, તેમાંથી ઘોબિયું કરો તો ભાગ-દેશ કહેવાય, તલ એ પ્રદેશ છે કેમકે તે લાડવા સાથે ચોટેલો છે પણ તલ છૂટો પડે તો પરમાણુ કહેવાય, પરમ એ શું ઉત્કૃષ્ટ અને અણુ એ શું ઝીણામાં ઝીણો કણ પરમાણુનો ભાગ પડે નહિ નદીમાં ડૂબે નહિ, અગ્નિમાં બળે નહિ પાણીમાં ઓગળે નહિ, પવનથી ઉડે નહિ. પરમાણુ એટલે શાશ્વત અણુ પરમાણુ જીવ ન થાય. જીવ પરમાણુ ન

થઈ શકે જીવનુ પરિણમન જીવમા થાય ને પુદ્ગલનુ પુદ્ગલમાં થાય એ ભેદવિજ્ઞાન કહેવાય. ચ પાનગરીના સાત 'વત્ર માથી વિશ્વાસ ઉપર વણુ ન ચાલે છે વ્યવહારના વિશ્વાસ રાખો છો, તેવો જ્ઞાનીના વચનો ઉપર વિશ્વાસ રાખો. વધુ અવસરે કહેવાશે.

## ચ પક ચરિત્ર

વૃદ્ધ હસે યુવાન હસોને નગરી નજીક હોવાથી વૃક્ષ છોડી દેવાને કહ્યુ 'શિકારી આવી પહોંચશે તો આપણે મૃત્યુના મુખમા સપડાઇ જઇશુ વૃદ્ધ ભવિષ્યની વિચારણા કરે છે ને તે પ્રમાણે શિખામણ આપે છે એનુ એક દૃષ્ટાંત—

રાજગૃહીના ધનાશેઠને ચાર દીકરા ને કરોડોની સ પત્તિ હતી એ માનતા કે સ્ત્રી સ રી તો કુટુ બ સારુ પુરુષ એટલે બજાર ને બાહ્ય પ્રવૃત્તિ गृहिणी गृहमुच्यते । ગૃહિણી સ સ્કારી, પવિત્ર વ્યવસ્થા વાળી સૌમ્ય હોય તો આખુ ઘ સુ દર બનવાનુ ગેડે પામુ કે વ ુ ઓ સારી હશે તો દીકરા ઠેકાણે આવી જશે એટલે સ પત્તિ ને ઘરનો વ્યવહાર કોને કેવી રીતે સો પવો તેની પરીક્ષા માટે ચાર વહુઓને બોલાવી દરેકને પાચ પાચ અના જના દાણા આપ્યા અને કહ્યુ કે 'અમે જાત્રાએ જઈએ છીએ ત્રણ ચાર વ ર્ષ આવીશુ આ દાણા સાચવજો. પહેલી વહુએ દાણાને શુ સાચવવા છે એમ ગણી ઉકરડામા ફેકી દીધા. બીજીએ વડીલની પ્રસાદી માની તેનુ ભ ક્ષણ કર્યુ ત્રીજીએ એવી આજ્ઞા પાછળ કઈ રહસ્ય હશે એમ માની દાબડીમા સાચવીને મૂકી દીધા. ચોથીએ પોતાના ભાઈ સાથે પિયર મોકલાવી જમીનમાં તેને વવડાવ્યા.

ચાર વર્ષે શેઠ પાછા આવ્યા ને દાણા માગ્યા પહેલીએ કહ્યુ 'મે તો ફેકી દીધા એમાં શુ સાચવવાનુ હતુ' ? વૃદ્ધે કહ્યું તમારુ નામ ઉજ્જિકા તમારે ઘરનો કચરો કાઢવો બીજીએ કહ્યુઃ હુ તો પ્રસાદ માની ખાઈ ગઈ વૃદ્ધે કહ્યુ 'તમારુ નામ ભક્ષિકા. તમારે રસોડુ સભાળવુ ત્રીજીએ

કામઠી હાવી હાથ્રુ બતાવ્યા, તેને કહ્યુ તમારુ નામ રહિશ. વીસરીની આવી તમારે રાખવી ને વસ્તુ જર ઝવેરાત સાચવવુ એથી પાસે આવ્યા તો કહે ' એમ નહિ આપાય. ચાર પાંચ આજ મોકલાવે ત્યારે લઈ જવાશે. વૃધ્ધે કહ્યુ તમે વૃદ્ધિ કરી તમારુ નામ રોહિણી આખા ઘર કુટુબનુ સચાલન તમારે કરવુ આમ સર્વના ગુણ પ્રમાણે એ બુદ્ધિશાળી શાહુકારના વૃદ્ધ બના શેઠે સવ વ્યવસ્થા વહુઓની ઉચિત પરીક્ષા કરીને ગોઠવી. વૃદ્ધ માણસના કાર્યમાં ઊંડુ રહસ્ય હોય છે

વૃદ્ધ હસ જે કહે છે તેમાં હિત હતુ, પરતુ જુવાન હંસોને વાત ગળે ન ઉતરી મોતનો ભય હોવા છતાં જુવાન સ્નેહીઓને એકી વૃદ્ધ હસ ઓળખો ગયો નહિ ને બેસી રહ્યો. ત્યા શુ બને છે તે અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન તેરમુ

(શનિવાર, તા ૨૦-૭-૧૩)

સુસ બધુઓ માતાઓ અને બહેનો । જીવોના પરમકલ્યાણ માટે અનતજ્ઞાની કરુણાનિધિ મહાન માગ બતાવી ગયા છે ગ્રામાનુગ્રામ વિચરતા મહાવીર સ્વામી અપાપુરીમાં પધાર્યા છે સૌ સમજી શકે એવી સરળ એમની વાતો વિશેષતાથી ભરેલી છે એ આત્મા મોહને કારણે વીતરાગના વચન પર શ્રદ્ધા ન કરે અને તે દ્વારા આત્મકલ્યાણ ન સાધે તો પોતાનીજ ખામી છે, છતાં

કેટલાક ઉલટી પ્રકૃતિના એવા પ્રાણી હોય છે કે જેઓ દિવસના સમયે જોઈ શકતા નથી પણ રાતના સમયે જોઈ શકે છે એમાં સૂર્યનો શો દોષ? સૂર્યનો પ્રકાશ કેટલાક પ્રાણીઓ તરછોડી અંધકારનો આશ્રય લે છે તેમ વીતરાગના વચન દ્વારા આત્મ કલ્યાણ ન સાધનારને શું કહેવુ? જ્ઞાનીઓની વાણી માર્ગદર્શક હોવા છતા કોઈ ઉગાગે જાય તેમા જ્ઞાનીઓનો શો દોષ?

सामान्यतोऽपि तव वर्णयितु स्वरूप
मस्मादृशाः कथमधीश भवंत्यधीशाः ।
धृष्टोऽपि कौशिकशिशुर्यदिवा दिवांधो,
रूपं प्ररूपयति किं किल घर्मरश्मेः ॥ ३ ॥

જેમ સિદ્ધસેન દિવાકર કલ્યાણ મંદિર સ્તોત્રમાં બોલ્યા છે કે હે સ્વામી, મારા જેવા મંદ બુદ્ધિવાળા પુરૂષો પણ સામાન્ય રીતે આપના સ્વરૂપનું વર્ણન કરવાને સમર્થ થઈ શકે તેમ નથી. કેમકે દિવસે અંધ બનેલ ઘુવડનું બચ્ચુ ખૂબ પ્રયત્ન કરવા છતા પણ શું સૂર્યના સ્વરૂપનું વર્ણન ક્યારે પણ કરી શકશે ખરૂં! જે પ્રમાણે સૂર્ય પ્રકાશ આપે પણ ઘુવડ ન જોઈ શકે તેમાં સૂર્યનો શો દોષ? કુરાનમાં કહ્યું છે કે હે મુહમ્મદ! જે પોતે બગડતો નથી તેને હું બગાડતો નથી, જે સુધરતો નથી તેને હું સુધારતો નથી.' 'સુધરવું બગડવું સૌ સૌને હાથ છે अप्पा कत्ता विकत्ता य અર્થાત્ આત્મા જ કર્તા છે સાવધાન બની સમ્યગ્દ્રષ્ટિ બનો सम्मत्त दंसी न करेइ पाव ' સમદ્રષ્ટિ પાપ કરતો નથી ચોથા ગુણસ્થાનથી ચૌદમા ગુણસ્થાન સુધીના જીવો સમદ્રષ્ટિ મનાય છે સમદ્રષ્ટિ નવાં કર્મો કરતો નથી. અનુત્તર ધર્મની શ્રદ્ધાથી પાપકર્મનો બંધ થતો નથી.

ભગવાન અપાપુરીમાં પધાર્યા છે બત્રીસ હજાર દેશોની અંદર દેશ સાડાપચીસ આર્યદેશો છે આર્યભાવના રાખો ભગવાને દશ બોલની દુર્લભતા બતાવી છે તમોને દુર્લભ વૈભવ, લક્ષ્મી, બંગલા વિગેરે લાગે છે કારણ તમોને આત્માના સ્વરૂપની

નથી ને બીજો કોઈ ભાવ નથી. આ અવાજ શાનો છે? આ શબ્દ શાનો છે? નગર કેમ સુમસામ થઈ ગયું છે?

એક ઘટના બની છે. એક માળી ને માલણ અનન્ય ભાવથી પોતાના ભગવાન યક્ષને સુંદર પુષ્પમાળા ચઢાવી એની રોજ આરાધના કરતા. રોજ આવી ભક્તિ આદરતી. એક દિવસ માળી મૃદંગ વગાડતો હતો. એની સ્ત્રી પણ ત્યાં જ હતી. એવામાં પાછળથી એક દુષ્ટની ટોળી આવી અને માળીને ઝાડ સાથે બાંધી દીધો અને એની પત્ની ઉપર અત્યાચાર કર્યો. માળીએ યક્ષનું સ્મરણ કર્યું ને કહ્યું 'મેં તારી આટલી ભક્તિ કરી ને તું મને સહાય પણ નથી કરતો!' યક્ષ માળીના શરીરમાં દાખલ થયો ને વખત જ દોરડાના બંધ છૂટી ગયા. માળીનું બળ એટલું વધી ગયું કે દરેકને પછાડી પછાડીને મારી નાંખ્યા. પરંતુ એકવાર શક્તિ શરીરમાં આવી તે પચાવવી બહુ મુશ્કેલ છે. પછી એ શક્તિ દૈવી હોય કે આસુરી. આ આસુરી શક્તિથી માળીએ મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે આજથી મારે રોજ છ પુરુષ અને એક સ્ત્રીની હત્યા કરવી.' આવી હત્યા ન કરે ત્યાં સુધી એને જંપ વળતો નહિ. આ યક્ષનું નામ અર્જુન હતું એથી આ માળી અર્જુનમાળી કહેવાયો.

એકવાર ભગવાન મહાવીર વિહાર કરતા ત્યાંથી નીકળ્યા. એમને ખબર હતી કે માનવહત્યારો અર્જુનમાળી આ પહાડોમાં ફરી રહ્યો છે પરંતુ ભગવાનના હૃદયમાં ભય ન હતો, કેમકે હૃદય નિર્મળ હતું, કરુણાથી ભરેલું હતું. દયા હતી. ભગવાન ઉતર્યા ત્યાં અનેક લોકો દર્શન કરવા આવવા લાગ્યા. ત્યાં તો ઢોલનગારાં થઈ રહ્યાં. સંદેશવાહકે ખબર કર્યા કે અર્જુનમાળી ગામને દરવાજે ઊભો છે. હજુ તેણે સાત માણસો માર્યાં નથી. માટે ઘોષણા કરે છે. સુદર્શન શેઠ પણ ભગવાનના દર્શને નીકળ્યા છે. પાસે લાકડી કે હથિયાર કાંઈ નથી. એનું શું થશે એવી ચિંતાથી શ્રેણિકની આંખમાં આંસુ આવી ગયાં.

પરંતુ સુદર્શન તો એક જ ધૂનમાં ચાલ્યો જાય છે હૃદયમાં ભગવાન છે, મોઢામાં ભગવાનનું નામ છે ભગવાનના દર્શન માટે તત્પર થએલા સુદર્શન સામે મોટી અને લાલ અંગારા વર્ષાવતી આંખે અર્જુનમાળી આવી રહ્યો છે પહાડ જેવું પડછંદ શરીર છે એનું રુદ્ર સ્વરૂપ જોઈને જ માણસ મૂછી ઉઠે બગડેલા કપડા ધોવા માટે સાબુ ને પાણી જોઈએ હિંસાને ધોવા અહિંસા જોઈએ. અગ્નિ સામે પાણી જોઈએ ક્રોધની સામે ક્ષમા જોઈએ. મહાન ધૈર્યવાન ક્ષમામૂર્તિ સુદર્શન કાયોત્સર્ગ કરીને ઊભો રહ્યો. શરીરમાંથી શુભેચ્છાના આંદોલનો નીકળવા લાગ્યા મનમાં ભાવ થયો કે માળીનું ભલું થાઓ, એનો ક્રોધ શમી જાઓ એની દાનવતા માનવતામાં પલટાઇ જાઓ અર્જુનને થયું કે આ શું થાય છે? હું ભલભલાને ઊંચકીને ફેંકી દઉં છું આના સુરમ્ય મુખ ઉપર કેવી શાન્તિ છે'

માનવીનું મન બળવાન છે કેટલીક પળો એવી હોય છે કે ચમત્કાર થાય, તમે ચૂપ રહો, મૌન વધુ કાર્યસાધક થશે. અર્જુન જેમ જેમ વધુ નજીક આવતો ગયો તેમ તેમ મંદ પડતો ગયો ભાગી ગયો એ કોની સામે ઊભો રહે? યક્ષ નીકળી જતા અર્જુન માળી લથડીઆ ખાતો મંદા જેવો થઈને પડયો. સુદર્શને તેને પ્રતિબોધ્યો અને કહ્યુઃ ચાલ મારી સાથે, હું જેની પાસે જાઉં છું તેની પાસે જવાથી તારાં મેલ અને પાપની નીકળી જશે.

માળીને મહાવીર પાસે લઈ જાય છે વીરની વાણીનો રણકાર સંભળાય છે ક્રૂર પ્રત્યે કરુણા રાખનાર ભગવાનની આંખોમાંથી અમી વરસે છે અર્જુન ઢગલો થઈ પડયો. પશ્ચાત્તાપ ને ક્ષમાયાચના કર્યા

રોજના ૭ ૭ ખૂન કરીને આવતો અર્જુન માળી-
વહાલ ભરેલાં વીરનાં વચનો મેલ રાખે ન વળી,
દિવ્યામૃત આપની વાણી એવી મારા વીરની વાણી.
સુખ છે થોડું ને દુઃખ છે ઝાઝું..

પીછાણ થઈ નથી આત્માના સ્વરૂપની પીછાણ કરી લૌકિક સુખનો ત્યાગ કરો સન્ની નિયન્થ પણ દેવલોકના સુખ પામ્યા છે બાહ્ય તપ કરવાથી પણ લૌકિક સિદ્ધિ મળે છે વિચાર કરો કે આ શરીર કેવુ છે ?

इम शरीर अणिच्चं असुइ असुई संभवं
असासिया वासमिणं दुक्ख केसाण भायणं ॥

જેને શણગારવા પાલણપોષણ કરી રહ્યા છો તે શરીર ક્ષણભંગુર છે અશુચીનું ઉત્પત્તિસ્થાન છે દુઃખનું ભાજન છે આ દુઃખ પીના સ્થાનને છોડી બ્રહ્મચારી બનો સંસાર હળાહળ ઝેર છે ભગવાને સંસારભોગને કિંપાક વૃક્ષના ફળની ઉપમા આપી છે, જે દેખાવમાં સુંદર છે સ્પર્શમાં સુવાળુ છે, સ્વાદે મધુર છે પરંતુ જીવ અને કાયાને જુદુ કરનારુ છે બાળકો રેતીના કુવા બનાવે કે પીસ્તાના પાદડાની દુકાન બનાવે કે રમકડાનુ નાનું ઘર બનાવી રમે તેવો સંસાર છે તેમનુ ઘર નાનુ છે તમારુ મોટુ છે એમાં ક્યા સુધી લપટાઈને રહેશો ! બ્રહ્મચર્યના મહાન વ્રતમાં વાયદા ન હોય. એ જ મોટુ વીટામીન છે કાલની વાત ન જુઓ કહ્યું છે કે...

जस्सत्थि मच्चुणा सक्खं जस्स वऽत्थि पलायणं ।
जो जाणे न मरिस्सामि सो हु कंखे सुए सिया ॥
(ઉ સૂ. અ. ૧૪ ગાથા ૨૭)

જેને મૃત્યુનો ભય નથી જેણે મૃત્યુ સાથે મિત્રાચારી કરી છે મૃત્યુને આવતુ જોઈ જેને ભાગી જવાની તાકાત છે અને જે જાણે છે કે હું મરવાનો જ નથી તે સુખે સુઈ શકે કાલની વાત તમે મૃત્યુ પર એવો વિજય મેળવવાની શક્તિ તમારામાં ન હોય તો શા માટે બેસી રહ્યાં છો ? ચારિત્ર્ય વિના જીવનનુ ખરુ દર્શન પ્રાપ્ત નથી થવાનુ

આનંદઘનજી મહારાજ ભજન ગાતા ગાતા ભક્તિમાં લીન થઈ જતા આંખમાંથી અશ્રુધારા વહેતી. દુઃખ ભરવું બનાવવા

નથી ને બીજો કોઈ ભાવ નથી' આ અવાજ શાનો છે? આ ભય શાનો છે? નગર કેમ મુંઝાઈ ગયું છે?

એક નગરના બની છે એક માળી ને માલણ અનન્ય ભાવથી પોતાના ભગવાન યક્ષને સુંદર પુષ્પમાળા ચઢાવી એની રોજ આરાધના કરતા. રોજ આવી ભક્તિ ચાલતી. એક દિવસ માળી મૂદગર વગા તો હતો, એની સ્ત્રી પણ ત્યા જ હતી. એવામાં પાછળથી એક દુષ્ટની ટોળી આવી અને માળીને બાંધ સાથે બાંધી દીધો અને એની પત્ની ઉપર અત્યાચાર કર્યો. માળીએ યક્ષનુ સ્મરણ કર્યું ને કહ્યું "મે તારી ખાતરી ભક્તિ કરી ને તુ મને સહાય પણ નથી કરતો! યક્ષ માળીના શરીરમાં દાખલ થયો ને તરત જ દોરડાના બંધ છૂટી ગયાં. માળીનું બળ એ હ વધી ગયુ કે દરેકને પછાડી પછાડીને મારી નાખ્યા. પરંતુ એકવાર શક્તિ શરીરમા આવી તે પચાવવી બહુ મુશ્કેલ છે પછી એ શક્તિ દૈવી હોય કે આસુરી. આ આસુરી શક્તિથી માળીએ મનમાં દઢ નિશ્ચય કર્યો કે આજથી મારે રોજ છ પુરૂષ અને એક સ્ત્રીની હત્યા કરવી.' આવી હત્યા ન કરે ત્યાં સુધી એને જપ વળતો નહિ. આ યક્ષનુ નામ અર્જુન હતુ એથી આ માળી અર્જુનમાળી કહેવાયો.

એકવાર ભગવાન મહાવીર વિહાર કરતા ત્યાંથી નીકળ્યા. એમને ખબર હતી કે માનવહત્યારો અર્જુનમાળી આ પહાડોમાં ફરી રહ્યા છે પરંતુ ભગવાનના હૃદયમાં ભય ન હતો કેમકે હૃદય નિર્મળ હતુ કરુણાથી ભરેલું હતુ દયા હતી. ભગવાન ઉતર્યા ત્યા અનેક લોકો દર્શન કરવા આવવા લાગ્યાં ત્યાં તો શોરબકોર થઈ રહ્યા. સંદેશવાહકે ખબર કર્યા કે અર્જુનમાળી ગામને દરવાજે આગ માટે છે હજુ તેણે સાત માણસો માર્યા નથી માટે શોરબકોર કરે છે સુદર્શન શેઠ પણ ભગવાનના દર્શને નીકળ્યા છે પાસે લાલ કે તલવાર કાંઈ નથી. એનુ શું થશે એવી ચિંતાથી શ્રેણિકની આંખમા આંસુ આવી ગયાં.

પરન્તુ સુદર્શન તો એક જ ધૂનમાં ચાલ્યો જાય છે હૃદયમા ભગવાન છે, મોઢામાં ભગવાનનુ નામ છે ભગવાનના દર્શન માટે તત્પર થએલા સુદર્શન સામે મોટી અને લાલ અંગારા વર્ષાવતી આંખે અર્જુનમાળી આવી રહ્યો છે પહાડ જેવુ પડછંદ શરીર છે એનુ રુદ્ર સ્વરૂપ જોઈને જ માણસ મુઠ્ઠી વાળીને ભાગી જાય. ડાઘવાળા કપડા ધોવા માટે સાબુ ને પાણી જોઈએ. હિંસાને ધોવા અહિંસા જોઈએ. અગ્નિ સામે પાણી જોઈએ. ક્રોધની સામે ક્ષમા જોઈએ. મહાન ધૈર્યવાન ક્ષમામૂર્તિ સુદર્શન કાયોત્સર્ગ કરીને ઊભો રહ્યો. શરીરમાંથી શુભેચ્છાના આંદોલનો નીકળવા લાગ્યા મનમાં ભાવ થયો કે માળીનુ ભલું થાઓ, એનો ક્રોધ શમી જાઓ, એની દાનવતા માનવતામા પલટાઈ જાઓ અર્જુનને થયુ કે આ શુ થાય છે? હુ ભલભલાને ઊંચકીને ફેંકી દઉં છુ આના સુરમ્ય મુખ ઉપર કેવી શાન્તિ છે'

માનવીનું મન બળવાન છે કેટલીક પળો એવી હોય છે કે ચમત્કાર થાય, તમે ચૂપ રહો, મૌન વધુ કાર્યસાધક થશે. અર્જુન જેમ જેમ વધુ નજીક આવતો ગયો તેમ તેમ યક્ષ ઓગળી ગયો, ભાગી ગયો એ કોની સામે ઊભો રહે? યક્ષ નીકળી જતા અર્જુન માળી લથડીઆ ખાતો મડદા જેવો થઈને પડ્યો સુદર્શને તેને પ્રતિબોધ્યો અને કહ્યુ ચાલ મારી સાથે, હુ જેની પાસે જાઉં છુ તેની પાસે જવાથી તારા મેલ અને પાપની નીકળી જશે.

માળીને મહાવીર પાસે લઈ જાય છે વીરની વાણીનો રણકાર સંભળાય છે ક્રૂર પ્રત્યે કરુણા રાખનાર ભગવાનની આંખોમાથી અમી વરસે છે અર્જુન પોકાર રડી પડ્યો પશ્ચાત્તાપ ને ક્ષમાયાચના કર્યા

રોજના ૭ ૭ ખૂન કરીને આવતો અર્જુન માળી–
વહાલ ભરેલાં વીરનાં વચનો ભેદ રાખ્યો ન રતી
ઝિલાય શું આજની રાણી એવી મારા વીરની વાણી
સુખ છે થોડુ ને દુઃખ છે ઝાઝુ

ભગવાને એને પ્રાયશ્ચિત આપ્યું. ગામના ચાર દરવાજા છે દરેક દરવાજે દોઢ મહિના સુધી કાયોત્સર્ગમાં ઊભા રહેવાનું કહ્યું. સાધુ વેશમાં ધ્યાનાવસ્થામાં એણે રમણતા કરવા માંડી, ત્યાં એક ભરવાડે એને જોઈને કહ્યું "હું હવે તને નહિ મૂકું. મારા છોકરાને તેં જ મારી નાખ્યા હતા" ને એના માથા ઉપર લાકડી વતી પ્રહારો કરવા માંડ્યા. ભયંકર ઉપસર્ગો થવા લાગ્યા. અર્જુન માળીને થયું 'અહાહા એક જ લાકડી એણે મને મારી છે મેં તો અનેકના પ્રાણ લીધા છે' આવી મનોદશા ધારણ કરી છ મહિના સુધી એણે તપ કર્યું મનમાં દુર્ભાવ કેળવ્યો નહિ. ભગવાનના વચનામૃતોનું રટણ કરવામાં દુઃખને એ ભૂલી ગયો. છ મહિનામાં કર્મને ચકચૂર કરી નાખ્યા. ધન્ય છે ભગવાનને ને ભગવાનનો ભેટો કરાવનાર સુદર્શનને!

અપાપુરીના વર્ણનમાં ચાર વાવની વાત થઈ ગઈ. પાંચમા વિશ્વાસની વાત ચાલતી હતી બંધુઓ! સુદર્શનને ભગવાન ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. એ દર્શન કરવા નિર્ભય બનીને નીકળ્યો તો અર્જુનમાળીનો પણ પલટો થયો. દેવાનુપ્રિયા! જ્ઞાની પુરુષના વચનોમાં વિશ્વાસ હોય તો આવો. જરા પણ પ્રમાદ ન કરો. વિભિન્ન નગરનું સ્વરૂપ કેવું આવશે તેના ભાવ હવે આગળ કહેવાશે.

## ચંપક ચરિત્ર

બીજી બાજુ વૃક્ષ ઉપર બેઠેલા હંસોને વૃદ્ધ હંસે ત્યાંથી ઊડી જવાની હિતકારી વાત લાગણીથી કહી છતાં હંસોને ગળે ઉતરી નહિ. વૃદ્ધ હંસનો કંઈ સ્વાર્થ ન હતો. તમને પણ કિંપાકના વૃક્ષ પાસે બેઠેલા જોઈ જ્ઞાની મહાન પુરુષો પોકારી ઊઠે છે તમે અહીંથી ઊડી જાઓ અને ઝેરનાં વડલાં ઊગ્યાં છે. તેટલું આત્મસુખ વહેલું પામશો. વૃદ્ધ હંસની વાત યુવાન હંસોએ ન માની ત્યારે શું બને છે તે સાંભળો.

"નવયુવક કહે આપકી વૃદ્ધ હી, કભી ન માનો બાત;
ઈચ્છા હો સો કિજિયે સરે મે ભી તુમ્હારે સાથ હો.

વૃધ્ધે કહ્યું કે જેમ ઈચ્છા હોય તેમ કરો. હું તમારી સાથે રહીશ.

"આયા શિકારી ઉસી રૈન મે, ગયા જાલ વો ડાલી;
પુછા વૃદ્ધસે રાહ બતાવો કષ્ટ પડા અતિભારી હો. કરૂણાo

ત્યા શિકારી આવી પહોચ્યો. હંસોનુ ટોળુ જોઈ તે ખૂબ આનંદિત થયો પોતાના ભાગ્યને વખાણી ઝાડ ઉપર મોટી જાળ નાખીને ચાલ્યો ગયો. હંસો પ્રાણીને જીવવું ગમે છે, મરવુ ગમતુ નથી. હંસો જાળ પ વાં કકળી ઉઠયા. આપણે મોટી ભૂલ કરી, વૃદ્ધ હંસે શિખામણ આપી છતા આપણે માની નહિ, તેનુ આ ફળ ભ ગુઓ! વિચારો. વૃદ્ધનું ન માનવાનુ ફળ કેવું આ ગુ જ્ઞાનીઓ કહે છે કે સ સારવૃક્ષ ઉપર બેસી જ રહેશો તો કાળપારધિ આવીને તમને ઝડપી જશે. મુવાનોએ મરણના પંજામાથી કેવી રીતે છૂટવુ તે માટે "પુછા વૃદ્ધસે, રાહ બતાવો.' બનારૂ દિન વિચારી આમાંથી છ ટવાનો માર્ગ બતાવો. કષ્ટ પડયા અતિ ભારી હો હંસો સુકુમાર હતા જાળમાં સપડાતા બિહાઇ દુખી થઈ ગયા. એમનુ દુખ જોઈ વૃદ્ધ હંસે કોઈ પણ જાતના અભિમાન વગર બધાને બચાવવા કેવી યુક્તિ કરી અને બધાને બચાવવા કેવો ભાગ ભજવશે તેનાં ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ચૌદમુ

(રવિવાર, તા ૨૧-૭-૬૩)

બંધુઓ! ભગવતી સૂત્રમા રાજા ઉદાયનનો અધિકાર ચાલી રહ્યો છે. વિતરાગની વાણી સર્વ જીવો માટે ઉપયોગી છે. અધમાધમ મનુષ્યો વીરની વાણી વડે શાશ્વત સુખને પામ્યા છે. એનુ સ્વયજ્ઞાન થાય નહિ. ગુરૂ જોઇએ. બંધુઓ! જીવન નૌકાને પેલે પાર સંત વિના કોણ લઈ જશે? જ્યારે જીવનમા એકવાર પણ સાચા સંતનો ભેટો થશે ત્યારે તમને કોઈ અનેરી લહેજત આવશે.

મગધદેશનો મહાન સમ્રાટ શ્રેણિક-બિંબિસાર મંડિકુક્ષી ઉદ્યાનમાં ફરવા ગયો હતો. એ વખતે અનાથી મુનિ પણ અકસ્માત ત્યા આવી ચઢયા. કેવો સુંદર યોગ! રાજા બાગમાં દાખલ થાય છે ને એને વાતાવરણ શાંત-સાત્વિક લાગતાં અનેક વિચારો આવ્યા. 'આની અપૂર્વ શાંતિ આજે જ કેમ લાગે છે?' જેમ જેમ આગળ ગયા તેમ તેમ તેમની અધીરાઈ વધતી ગઈ. આગળ ગયા ત્યા એમને મુનિના દર્શન થયાં. [illegible] આશ્ચર્ય તેમ રાજા શ્રેણિક મુનિથી આકર્ષાયા.

> तस्स रूव तु पासित्ता राइणो तम्मि संजए।
> अच्चन्त परमो आसी अउलो रूव विम्हओ॥
> अहो वण्णो अहो रूव अहो अज्जस्स सोमया।
> अहो खन्ती अहो मुत्ती अहो भोगे असगया॥

ઉત્તરા. અ. ૨ ગાથા ૫-૬

શુભ સમાધિમા મુનિને જોઈ રાજા આશ્ચર્યમા પડી ગયો અને મનમા કહેવા લાગ્યો-મુનિ કેવા અનુપ સ્વરૂપવાન છે! એક વખત રાજાનુ રૂપ, રાજાનો વૈભવ તથા ઠાઠમાઠ જોઈ સાધુસાધ્વીઓ બોલેલા- જો અમારા સંયમ અને તપનુ કંઈ

ફળ હોય તો આગામી ભવમાં સાધુઓને રાજાનુ અને સાધ્વીઓને રાણીનુ રૂપ મળો" આમ માંગીને તેમણે તપસંયમનુ વેચાણ કરી નાખ્યુ પ્રભુજી નિયાણાનુ સ્વરૂપ બતાવતાં બોલ્યા 'હે મુનિઓ હે સાધ્વીઓ, હાથીની અંબાડી ઉપર બેસવાવાળા તમે ગધેડાની સ્વારી સ્વીકારી લો છો કોહીનુર હીરો ચપટી ચણા માટે આપી દો છો" આ સાંભળી કેટલાક ચોંકી ઉઠયા. હાથે કરી આપણે સત્ય કરણી ધૂળ ભેગી કરી દીધી એમ તેમને લાગ્યુ કેટલાક પ્રભુજીની પાસે આવોઈ, પડિક્કમી, નિંદી નિઃશલ્ય થઈને શુદ્ધ થઈ ગયા આ ઉપરથી રાજા શ્રેણિકનુ રૂપ કેવુ હતુ ને તેમને પણ સ્વરૂપવાન લાગનાર મુનિનુ રૂપ કેવુ હતુ તેનો તમને ખ્યાલ આવશે. વસ્ત્રાભૂષણ વગર પણ મુનિ સુંદર લાગતા હતા. ચામડીનુ સૌંદર્ય સાધવા તમે આજે કેટકેટલું કરો છો? પફ પાવડર, સ્નો ગમે તેટલા લગાવો અને વસ્ત્રા ભૂષણો ગમે તેટલા શરીર ઉપર ચઢાવશો તો પણ જ્યા સુધી તમારામાં ચારિત્ર્યનુ રૂપ (તેજ) નહિ આવે ત્યા સુધી બીજુ સૌન્દર્ય સૌન્દર્ય જ નથી. મુનિનુ સૌન્દર્ય જોઈ રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મુનિની સૌમ્યતા નિર્લોભતા, ક્ષમા, અને ત્યાગના સૌન્દર્યથી રાજા મુગ્ધ થયા. રૂપ હોય છે પણ વર્ણ હોતો નથી વર્ણ હોય છે ત્યારે રૂપ હોતુ નથી, કદાચ બંને હોય પણ ચારિત્ર્ય ન હોય તો શોભા નથી. મોતીની અંદર પાણી હોય ત્યાં સુધી તેની કિંમત છે તેમ હે બંધુઓ! ચારિત્ર્ય હોય ત્યાં સુધી જ રૂપ છે મુનિના ચારિત્ર્ય-સૌન્દર્યને જોઈ રાજા પોતાના અભિમાનને ભૂલી ગયો. તમે પણ અહંભાવ છોડી પરમાત્માના પરમ સૌન્દર્યને ઓળખો રાજા શ્રેણિક પોતાનો અહંભાવ છોડી મુનિને પ્રસન્નરૂપે વંદન નમસ્કાર કરે છે

ભગવાન મહાવીર પાપાપુરી નગરીમાં પધાર્યા છે એ નગરી સાત વર્ષ થી શોભી રહી છે તેમાં વિનય વિવાર વિવેક અને વિચારની વાત થઈ ગઈ વિશ્વાસ ઉપર વાત ચાલે છે

આપણી ઉંમર કેટલી ટૂંકી છે મરીને ક્યાં જવાનું છે! આ બધું છોડીને જવાનું છે એ વિચારશો ત્યારે તમને માત્ર દુઃખની જ દયા નહિ પરંતુ મોટામાં મોટા સુખની પણ દયા આવશે. એક દૃષ્ટાંત લઈએ.

એક જમાનામાં ગરીબ માણસ પણ દાન કરી શકતો. હવે આ દેશનો રિવાજ પણ બદલાઈ ગયો છે આજની અસર હવે તો બીજાબધીનો કાયદો આવી ગયો છે પહેલા તો સહધર્મી બંધુ પ્રત્યે કેવી ઉદાર ભાવના હતી! સહધર્મી સ્થાપના કરવાની પણ જરૂર ન હતી. આંગણે આવનારને સત્કારતા. આગંતુક પ્રત્યે જો કોઈ તુચ્છકાર કરે તો પાડોશી પણ સહન કરતા ન હતા. એકવાર એક શેઠને ત્યાં ભિખારી ભીખ માંગતો આવ્યો. શેઠ તેનો તિરસ્કાર કરતાં બોલ્યા: 'આવા ને આવા ક્યાંથી હાલ્યા આવે છે! મજુરી કરતાં શું થાય છે? હાડકાં જ હરામ! મફત મળે પછી કામ કરવાનું સૂઝે શાનું! આમ જેમ તેમ બોલવા લાગ્યા. શેઠના પાડોશીને આ અયોગ્ય લાગ્યું ભીખારીએ આજીજી કરવા માંડી. ધનના મદે ચડેલા શેઠે તેને હડસેલા મારી કાઢી મૂકવાની વાત કરી. પાડોશીએ ભીખારીને પોતાને ત્યાં બોલાવી ખાવા પીવાનું આપ્યું ને કહ્યું શેઠ, કામમાં હશે માટે ગુસ્સે થયા છે, તારે મનમાં ન લાવવું આપે તેનું અને ન આપે તેનું બન્નેનું તારે તો ભલું ઈચ્છવું દુઃખ પાપના ઉદયથી આવે છે પરભવમાં પણ તે પાપ કર્યું હતું હવે ગભરાઈશ નહિ. હું જે આપીશ તે તને આપીશ. કોઈનું બૂરું ઈચ્છીશ નહિ પાપ ન કરવાની કાળજી રાખજે ”

ભીખારી આ મધુર વચન સાંભળતો જતો હતો ને રડતો જતો હતો તે બોલ્યો તમારો પુણ્યશાળીનો રોટલો પેટમાં જતાં, મારું પાપ ભાગી જશે. હવે હું પાપ નહિ કરું કોઈનું બૂરું નહિ ઈચ્છું ”

આ બધુ પેલા શેઠે પણ સાંભળ્યું એને પણ પશ્ચાત્તાપ થયો, એણે પાડોશીને કહ્યું ' ભાઈ, તમે મને પણ સુધાર્યો. હવે હું કોઈને ઘરે આજથી નહિ કાઢું સૌને આપીશ." પૂર્વની પુન્યાઈના યોગથી જે મળ્યું છે તે બીજાને આપી હું તેમનો ઉપકારી થઈશ, એ ભાવ એણે કેળવ્યો

બંધુઓ ! તમે પણ આંગણે આવેલાને મધુર વચને સત્કારી તે ને કંઈક આપશો. તમે જે દાન આપશો તે તમારુ જ ધન થશે અનંતજ્ઞાનીએ દાન, શિયળ, તપ અને ભાવને મોક્ષદાતા કહ્યા છે તેના પર વિશ્વાસ રાખો પતિને પત્નીે ઉપર, બાળકને માતા ઉપર શેઠને નોકર ઉપર વિશ્વાસ હોય છે ને તેથી જ વ્યવહાર ચાલે છે

ગીતાજીમાં પણ કહ્યું છે કે श्रद्धावान लभते ज्ञानम् શ્રદ્ધાવાન જ્ઞાન મેળવે છે શ્રદ્ધા સૌથી મોટી ચીજ છે જેના હૃદયમાં દેવ, ગુરુ, ધર્મ ઉપર શ્રદ્ધા છે તેનુ કલ્યાણ અવશ્ય છે શાસ્ત્રમાં કહ્યુ છે કે

नादंसणिस्स नाणं नाणेण विणा न हुन्ति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥
(ઉ સૂ અ ૨૮ ગાથા ૩૦)

જેને સમ્યક્દર્શન નથી તેને જ્ઞાન નથી જ્ઞાન વિના ચારિત્ર્ય નથી. ચારિત્ર્ય વિના કર્મબંધ અટકે નહિ થાય. ને તે વિના નિર્વાણ નથી. સમકિત લઈ ન શકાય, દઈ ન શકાય. તે તો અનંતાનુબંધી અને દર્શન મોહનો ક્ષય ઉપશમ અથવા ક્ષયોપશમ હોવાથી પ્રાપ્ત થાય છે એનાથી આપણા અંતઃકરણમાં એક વરસથી અધિક કષાય રહી શકતી નથી અને સમભાવ અનુકંપા આદિ પ્રગટ થાય છે જો આમ થાય તો સમકિત પ્રાપ્ત થયું છે તેમ મનાય છે પણ જો હૃદયથી કષાયની તીવ્રતમ જ્વાળાઓ નીકળતી રહે અને દિલમાં દયા ન હોય તો

જરૂર સમજવું કે હજુ સંસાર ત્યાગ્યો જાણ્યો નથી. બંધુઓ! કષાયને જીતો. ભગવાનના કહેલા માર્ગ ઉપર શ્રદ્ધા રાખો વિશ્વાસ કરો, શુભ ભાવ અવસરે કહેવાશે.

### ચંપક ચરિત્ર

વૃદ્ધ કહે બચને કી મુક્તિ, કહું ધ્યાનમેં લાવે;
આતા દેખ શિકારીને સબ મૃત્યુવત્ બની જાવે હો.. કરુણા૦

વૃદ્ધ હંસે બચવાની યુક્તિ બતાવી. મારૂં કહ્યું માન્યું નહિ તેનું આ પરિણામ છે એવો વિચાર કર્યો નહિ. છાતીમાં વાગેલા ઘા રૂઝાઈ જાય છે, કાંટો વાગ્યો હોય તો તેનું દુઃખ અંતમુહુર્ત થશે પણ વચનના દુઃખ ભૂલાતાં નથી. ભગવાને કહ્યું છે કે—

मुहुत्त दुक्खा उ हवंति कंटया, अओमया ते वि तओ सुउद्धरा
वाया दुरुत्ताणि दुरुद्धराणि वेराणुबंधीणि महब्भयाणि
દશવૈ. અ. ૯ ઉ ૩ ગા. ૭

કાંટાનું દુઃખ તો અંતમુહુર્ત રહેશે, પણ વચનનું દુઃખ મહાન વેરને બંધાવે છે માટે હે ભવ્ય આત્માઓ! કદી પણ કોઈના આત્માને દુઃખ થાય એવું બોલશો નહિ. વૃદ્ધ હંસે બોલ્યા વિના રસ્તો વિચાર્યો: "શિકારીને દેખી મૃત્યુવત્ થઈ જજો, એક રૂંવાડું પણ હાલવું ન જોઈએ. શીકારી ભેગો કરે તો પણ શ્વાસ સરખો લેવો નહિ. અને બધાને મરેલાં માની તે નાખી જશે. આમાં કોઈ ભૂલ કરશો નહિ."

કેટલી સુંદર શિખામણ હંસ આપી રહ્યો છે! વ્હાલા બંધુઓ! તમારૂં કોઈએ અહિત કર્યું હોય તો પણ જ્યારે તમો તેનું હિત ચાહશો તો જ સાચી માનવતા છે. આજ આપણે જોઈએ છીએ કે ઘણીવાર માણસ એવાં વચન બોલે છે કે તેના કારણથી માણસનું મૃત્યુ પણ થાય છે માટે જ જ્ઞાનીઓએ

ચાર પ્રકારના જે ગરણાં કહ્યા છે તેમાં ભાષા સમિતિને પણ ગરણુ કહ્યું છે

હંસો વૃદ્ધની શિખામણ માની સાવધાન થઈ ગયા. સાચી શિખામણ હૃદયમાં ચોંટી જાય છે ધનવૈભવના મદમાં ચકચૂર બનેલા માનવીઓ સંતોની સાચી ને પવિત્ર શિખામણ સાંભળતા નથી પરંતુ 'સુખમાં સાંભરે સોની ને દુઃખમાં સાંભરે રામ તેમ દુઃખ આવે ત્યારે સંતોની શિખામણ યાદ આવે. આ નવ્વાણુ હંસો વૃદ્ધ હંસને દુઃખમાં ભગવાન તુલ્ય માનવા લાગ્યા એમણે કહ્યું : " અમે તમારી શિખામણ માનીશું " ને શિકારીને આવતો જોઈ બધાં મૃતવત્ થઈ જવા તૈયાર થાય છે પરંતુ તે પહેલાં વૃદ્ધ હંસે જે છેલ્લી શિખામણ આપી તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન પંદરમું

સોમવાર તા ૨૨-૭-૬૩

સુજ્ઞ બંધુઓ, ત્રણેકાળે સિદ્ધ થયેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાન્ત. પંચમઅંગ ભગવતીસૂત્રમાં તેરમા શતકમાં છઠ્ઠા ઉદ્દેશાનો અધિકાર ચાલે છે ગ્રામાનુગ્રામ વિચરતા ભગવાન મહાવીરની કરુણા કેવી અનન્ય હતી !

ભગવાનનું હૃદય શુદ્ધિ અને સમતાથી ભરેલું છે તેમને પતિતને પણ તારવાની ભાવના છે એમની દયાનું દૃષ્ટાંત હેમચન્દ્રાચાર્યે આપ્યું છે મહાવીર ભગવાનને સંગમે છ છ મહિના સુધી ભયંકર કષ્ટ આપ્યું ને તે સહન કર્યું એક વખત એમની

આંખમાં આંસુ દેખાયાં. એવું શું થયું ? પ્રભુની આંખમાં આંસુ ! શું ભગવાન મહાવીરની સહનશક્તિની હદ આવી ગઈ ? શું પ્રભુની ધીરજ ખૂટી ગઈ ? પ્રભુમાં ઉંડે ઉંડે તાકાત ખૂટી ? ના ના, એ આંસુ નિર્બળતા કે કાયરતાના ન હતા, પોતાને પડતાં પરિષહના કારણે પણ ન હતા, પરંતુ સંગમ માટેના સમભાવનાં હતાં. 'મારાં તો કર્મ ખરી રહ્યાં છે પરંતુ તારું શું થશે ? નરકની વેદના તું કેવી રીતે સહન કરીશ ? મારા સંપર્કમાં આવવા છતાં પણ શું તું ડૂબીશ ?" પ્રભુની દયામય કરુણાની પ્રેમળ જ્યોત આવી ઉજ્જ્વળ હતી એવા ભગવાન મહાવીર સ્વામી —

तएणं समणे महावीरे अण्णया कयाइं पुव्वाणुपुव्वि चरमाणे जाव विहरमाणे जेणेव चंपा नयरी जेणेव पुण्णभद्दे चेइए तेणेव उवागच्छइ उवागच्छित्ता जाव विहरइ ।

યક્ષ, હનુમાન શીતળામાતા નાગદેવ વગેરેની પૂજા કરી દીકરા, ધનસંપત્તિ ઈત્યાદિની માગણી થતી એની ભ્રમણામાં માનવ જ્યારે ભૂલો પડયો હતો ત્યાં અજ્ઞાનરૂપી અંધકારને દૂર હટાવતા ભગવાન મહાવીર પધાર્યા

દેવાનંદાજી અને ઋષભદત્ત ભગવાનનાં દર્શનાર્થે આવ્યા છે આનંદથી પ્રફુલ્લિત અને અનિમિષ નયને—આંખનું મટકું માર્યા વિના તેમણે પ્રભુદર્શન કર્યાં જેના દર્શન કરતાં અનંત કર્મની નિર્જરા થઈ જાય છે—એ દર્શનનો આનંદ અનહદ છે ચોરથી જેમ સુકાય છે આનંદથી જેમ પ્રફુલ્લિત થાય છે, ઘણા દિવસના ભૂખ્યા માણસને શ્રીખંડ પૂરીનું ભોજન મળે ને જેવો આનંદ થાય તેવો તીર્થંકરદેવના દર્શન થતાં આનંદ થઇ રહ્યો. દેવાનંદાજીનું હૈયું હર્ષથી ઉભરાઈ જતાં કમખાની કસ તૂટી અને દૂધની ધારા પ્રભુ પર છૂટી, તે જોઇ ગૌતમ સ્વામીએ પૂછ્યું, "હે દેવ, આ સ્ત્રી કોણ છે ?' ભગવાને કહ્યું : એ મારી પૂર્વાવસ્થાની માતા છે" સાડીબ્યાસી રાત્રી હું એ માતાની કુખે રહી

આવ્યો છું પુત્રને દેખી મા-બાપને કેવા ભાવ થાય છે તેનો વિચાર કરો આ ભગવાનનો સદેશો આજે તમો સાંભળવા તૈયાર નથી. સ્ટીમરમાં બેઠા હો અને મધ દરિયે તોફાન થાય, સ્ટીમર ડુબવાનો ભય થાય તે વખતે કોને યાદ કરો? પુત્ર, પત્ની, સપત્તિ કે વૈભવ? સભામાથી અવાજ આવ્યો 'ભગવાનને યાદ કરીએ.

મારા જીવન કેરી નાવ તારે હાથ સોંપી છે
ચાહે ડુબાડે કે તાર તારે હાથ સોંપી છે

રાગમા જે ગાઢા બને છે તે ડુબે છે તેમને રીબાવુ પડે છે જ્ઞાનીઓએ વારવાર કહ્યુ છે ભગવાના સ્હેલે, રાગ નામનો લુટારો લુટી ન જાય અને ને લાગે છે કે તમે લુટાઈ ગયા છો સારો બગલો અને પાચ પચીસ હજાર રૂપીયા તમારી પાસે હોય અને કોઈ પૂછે-કેમ છે? તો ઝટ કહેશો કે સુખી છુ પણ તમોને ખ્યાલ નથી કે ભગવાને કમના બીજ કોને કહ્યા છે?

रागो य दोसो वि य कम्मबीयं
कम्मं च मोहप्पभवं वयंति ॥
कम्मं च जाइमरणस्स मूलं,
दुक्खं च जाइ मरणं वयंति ॥

(ઉ અ ૩૨ ગાથા ૭)

રાગ અને દ્વેષ કર્મનાં બીજ છે કર્મ જ મ મરણનુ મૂળ છે ાગના પરિણામે રોવુ પડ્યું. પૂવનાં પુણ્યયોગે આજે જે મળ્યુ છે તેથી આ ા ધના જેવુ નથી સસારમાં રહેવા છતાં વિત રાગ ભાવે રહો સસારમા સુખનો અનુભવ કરવો હોય તો અને દુઃખથી બચવુ હોય તો વિરાગ જરૂરી છે સસારનુ મૂળ રાગ અને દ્વેષ છે અને ત્યા સુધી સસાર ઉભો છે લુટારો ધન લુટી જાય તો ધન તો ફરી પામશો

"સપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વહાણ,
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ

બંધુઓ! વિચારો રાગ છૂટશે છૂટી ના જાય તેની સાવધાની રાખો. એકસાર પુરુષાર્થ ન થાય તો સંસારમાં રહેવા જેવું નથી, એમ નક્કી કરી લો. રાગ એ દ્વેષનો બાપ છે. જેનામાં રાગ ન હોય તેનામાં દ્વેષ હોય જ નહિ. જેનામાં રાગ-દ્વેષ ન હોય તેનામાં ક્રોધ, માન, માયા, લોભ પણ ન હોય. માટે વીતરાગદેવે દાંડી પીટાવીને કહ્યું છે કે 'રાગ જેવો કોઈ શત્રુ નથી. એક રાગમાંથી અનેક દોષ જન્મે છે. તેને માટે શું કરવું જોઈએ? તમે બજારમાં શું કામ જાઓ છો? રોજ બજારમાં જાવ અને પેટપૂરતું મળી જાય એટલે બજારમાંથી ચાલ્યા આવવું એવો નિયમ કર્યો છે ને? ઇચ્છામાં રહેલો રાગ ઓછો. તમે તમારો જ અનુભવ યાદ કરો. રાગ સુખી કરે છે કે દુઃખી? ચોર્યાસી લાખ યોનિમાં જીવને રખડાવનાર કોણ? રાગ જ ને! રાગ લુટારાએ તમોને ઉંધે માર્ગે ચડાવ્યા છે. બંધુઓ! જેને અનિવત પીડાને ચાબૂક મારવાની ન હોય માત્ર ઉગામવી જ પડે, ખરું ને?

ચંપાનગરીમાં ભગવાન મહાવીર પધાર્યા છે. તે નગરીનું વર્ણન કરતા સાત 'પથ'ની વાત ચાલે છે. તેમાં છઠ્ઠો પથ છે વિશુદ્ધિ. રાગ લુંટારાથી છૂટી વીતરાગને માર્ગે જનારાએ વિશુદ્ધિ કરવી જોઈએ. જે ઘરની આગળ ઉકરડ છે તે ઘરમાં કચરા, ખીસકોલી, કબુતર ચકલા માળા નાંખે છે પરંતુ મંદિરના ઘરમાં તણખલું પણ ન પડે. વિશુદ્ધિથી આત્મા શુદ્ધ થતાં અનંતાનુબંધી ક્રોધ અને ત્રણ દર્શન મોહનીય કર્મની પ્રકૃતિને વિદાય કરી દેશો.

**जस्सेवमप्पा उ हविज्ज निच्छिओ, चइज्ज देहं न हु धम्मसासणं ।**
**तं तारिसं नो पयलिंति इंदिया उवेन्ति वाया व सुदंसणं गिरिं ॥**

દશવૈ. ચુલિકા ૧ ગાથા ૧૭

પવનના એકસાર સપાટા મેરૂ પર્વતને હલાવી શકતા નથી તેમ ભલે દેહનો ત્યાગ કરવો પડે પરંતુ ધર્મશાસનને ન જ છોડું એવા નિશ્ચયવાળો ઈન્દ્રિયવિજય મેળવી વિશુદ્ધિને પામે છે

**तेणं कालेणं तेण समपण सिंधु सोविरेसु वीतिभयं नयरे होत्था वण्णओ ।** તે કાળે અને તે સમયે સિંધુ નદી પાસે, સિંધુ સૌવીર દેશ હતો તેમાં વિતીભય નગર હતુ મહાવીરદેવના વખતમા તે નગરમાં ઉદાયન રાજા થઈ ગયા હતા કોની વાત, કયા ક્ષેત્રે, કયા કાળે અને કયા ભાવથી એમ ચારે પ્રકારથી વસ્તુને પ્રમાણ અપાય છે

નગર પશ્ચિમ તરફ છે, પ્રભુ પૂર્વમાં છે ન્યાયથી પૂર્વમા ઉગેલો સૂર્ય પશ્ચિમ તરફ આવે છે ભાવનાના બળે એ નગરીના રાજાના કોઈ પૂર્વના શુભ પુન્યના ઉદયે તેને પ્રભુ મહાવીરનો યોગ મળશે. તમે જમવા બેઠા હો અને ભાવના ભાવતાં હો કે મારૂ અન્ન સુપાત્રે પડે તો લેખે લાગે અને ભાવનામાં બલ હોય અને પૂર્વના પુન્યનાં ઉદયથી સતપુરૂષનો યોગ મળી જાય. ક્યારે યોગ ન મળે અને ભાવનાનુ બળ ઉપડે તો પણ જીવ સ્વરૂપને પામી જાય. નિ શકતાનો અને નિર્ભયતાનો ગુણ હોય ત્યારે વિતીભય નગર કહેવાય. જેનો ભય આવ્યો ગયો છે તેવા નમિરાજ ઋષીશ્વરને ઈન્દ્રમહારાજે કહ્યું તમે આ બધુ છોડીને જાઓ છો પણ પાછુ વળીને જુઓ."

**एस अग्गी य वाऊ य एयं डज्झइ मन्दिरं ।**
**भयवं अन्तेउरं तेणं कीस णं नावपेक्खह ॥**

ઉ અ. ૯ ગા ૧૨

હે ભગવાન ! પ્રત્યક્ષ વાયુથી પ્રેરિત અગ્નિ વડે મહેલ અને તમારુ અંતેઉર બળી રહ્યું છે તો એક વાર તેના સામુ જુઓ. ત્યારે નમિરાજ ઋષિ કહે છે :

**सुहं वसामो जीवामो जेसिं मो नत्थि किंचण ।**
**मिहिलाए डज्झमाणीए, न मे डज्झइ किंचण ॥**

ઉ. અ. ૯ ગા ૧૪

અમારુ ત્યાં કાંઈ છે જ નહિ મિથિલા બળતાં છતાં, મારુ કિંચિત્ માત્ર બળતુ નથી આવો ભાવ હોય ત્યાં વિતીભય નગર કહેવાય.

આન અચાનક કુદ સિંહને જ્યમ મૃગ વિશુદ્ધ પકડવિયાં,
કોઈ બચે ન બચા શકે આમ ગમે નહીં સાથ દિયા

મનોહર બાગમાં જ્યારે મૃગો સમુહમાં ઈચ્છાનુસાર છલાંગ મારતાં હોય, આનંદથી કિલ્લોલ કરતાં હોય ત્યા અચાનક કુદ સિંહ આવી મૃગને પકડે તે વખતે સિંહના પંજામાથી મૃગને છોડાવવા કોઈ સમર્થ નથી બનતુ હે ભવ્ય જીવો! કાળ આવે છે ત્યારે સગાં, સ્નેહી, માતાપિતા, ધનસંપત્તિ કોઈ કામ નથી આવતુ કાળરૂપી સિંહ આવતા પહેલાં આત્માની સાધના માટે પુરુષાર્થ ઉપાડો.

વૃદ્ધ હંસના કહેવા મુજબ બધાં તૈયાર છે સવાર પડતાં શિકારી ત્યા આવે છે ઝાડ ઉપર ચઢે છે હાથમાં છરી લઈને ચઢ્યો છે ઝાડ ઉપર ચઢીને જુએ છે તો બધા જ હંસોને મરી ગયેલા જુએ છે જોતાં જ તે એકદમ મુગ્ધ બની ગયો. આ હું શું જોઈ રહ્યો છુ ? હવે હંસ શું કરશે તેનો ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન સોળમું

(મંગળવાર તા. ૨૩-૭-૬૩)

સર્વજ્ઞ પુરુષોએ સિદ્ધાંત પ્રરૂપ્યા. ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનું નામ સિદ્ધાંત. શ્રી ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશાનો અધિકાર ચાલે છે ભગવાન મહાવીર સ્વામી ચંપાપુરીમાં પધાર્યા છે સિંધુ–સૌવીર દેશમાં વિતીભયનગર છે સિંધુ

સૌવીર દેશમાં આવવા માટે વીતિભય નગરમાં આવ્યા વિના છુટકો નથી. જે જીવ સંસાર તરફ વળે છે તે જીવને પોતાના તરફ વાળે, જે જીવ કષાયમાં પરિભ્રમી રહ્યુ છે તેને સ્વભાવ તરફ વાળે તો નિજ ઘરના પ્રાપ્ત કરે અને આત્માના ત્રિકાળી સ્વભાવમાં આવી જાય. ભય, શંકા, રાગ, દ્વેષ, મોહરૂપી કંટકો કાઢયા વિના વિતીભય નગરમાં પ્રવેશી શકાય નહિ. તમારો ભય ગયો છે ને? આશા છે ત્યાં ભય છે. તમારું ભવિષ્ય ઉજ્જ્વળ કરવા ધર્મનું આરાધન કરો. અધમ—સંસારભાવને છોડો. સંસારના સુખની સિદ્ધિની સિદ્ધિની કિંમત પુણ્યથી છે. બાવીસ સાગરોપમ સુધી ઉંચા પ્રકારના સુખ જીવ ભોગવી આવ્યો છે પરંતુ એ સુખ છાશ જેવા છે. જીવે જો તેને શાશ્વત સુખ મેળવવા મનુષ્યગતિમાં આવવું પડે છે. જીવ મનુષ્યગતિ સિવાય મોક્ષનો અધિકારી બની શકતો નથી. પુણ્ય છે તે સાદિ સાન્ત એટલે તે આદિ અને અંત સહિત છે જ્યારે આત્માનું અવ્યાબાધ સુખ આદિ અનંત છે પણ અંત નથી. આત્મિક સુખ મેળવવા વીતરાગ ધર્મની આરાધના કરવી જોઈએ. છાશ ને માખણની કિંમત સમજો. કિંમત તત્ત્વની છે.

अणाणाए एगे सोवट्ठाणा आणाए एगे निरुवट्ठाणा।

આચારાંગ ૫. ૬-૨૧

સંતોની આજ્ઞાનું કદી ઉલ્લંઘન ન કરશો. પ્રમાદ છોડો, સત્વર જાગો. આળસ છોડી ? ગતિ કરતો નથી તે ધારેલા સ્થાને નહિ પહોંચી શકે. અમદાવાદ જવું હોય ને નાસિક તરફ ચાલો તો તે શા કામનું ? હે ભવ્ય જીવો ભગવાનની આજ્ઞા બહારનો પુરુષાર્થ કરશો નહિ.

ગૌતમ સ્વામીએ મહાવીરને પ્રશ્ન કર્યો. "હે ભગવાન ! સંવેગથી જીવને શો લાભ થાય ?"

संवेगेणं भन्ते ! जीवे किं जणयइ ? संवेगेणं अणुत्तरं धम्मसद्धं जणयइ । अणुत्तराए धम्मसद्धाए संवेगं हव्वमागच्छइ । अणन्ताणुबन्धि-कोहं माण-माया-लोभे खवेइ । नवं च कम्मं न बन्धइ । तप्पच्चइयं च णं मिच्छत्तविसोहिं काऊण दंसणाराहए भवइ । दंसणविसोहीए य णं विसुद्धाए अत्थेगइए तेणेव भवग्गहणेणं सिज्झइ । विसोहीए य णं विसुद्धाए तच्चं पुणो भवग्गहणं नाइक्कमइ ॥

(ઉ. સૂ. અ. ૨૯ પ્રશ્ન ૧)

સવેગ એટલે શુ ? સમ્યક્ પ્રકારનો વેગ તે સવેગ હાથી, ઘોડા, મોટર મનુષ્ય બધાનો વેગ હોય છે એક વેગ સસારના ખાડામાં લઈ જાય છે બીજો વેગ ઇષ્ટ સામે લઈ જાય છે ભગવાન બોલ્યા છે કે હે ભવ્ય જીવો, તમે દુખમાં પડવા ચાહો છો કે સુખમા ? જો તમને સુખ ગમતુ હોય તો આત્માના માર્ગ તરફ વેગ વધારો. આગળ વધો, પાછા હઠો નહિ–સવેગને વધારતા જાવ. તમારી મદ બુદ્ધિએ મન તથા ઇન્દ્રિયોનો વેગ કઈ તરફ જઈ રહ્યો છે ? જો તે વેગ સસાર તરફ ધસડી જતો હોય તો તેને રોકીને આત્માના માર્ગ તરફ વેગ વધારો જો વેગને સમ્યક્ પ્રકારે કરવામાં આવશે તો આત્માના સાચા સુખને પામી શકાશે. એવા સવેગથી અનુત્તર ધર્મ ઉપર શ્રદ્ધા થાય છે ધર્મ શ્રદ્ધા મોક્ષ પ્રાપ્તિનુ કારણ છે અને આ સાધનાથી મોક્ષની અભિલાષા પેદા થાય–તેને ધર્મથી વિચલિત કરી શકાતો નથી. અરે, દેવ અને ઇન્દ્ર પણ દૃઢ–ધર્મીને શ્રદ્ધાથી ડગાવી શકતા નથી. દૃઢધર્મીના જ્વલત ઉદાહરણો શાસ્ત્રના પાનામા છે

અનતાનુબધી ક્રોધનુ સ્વરૂપ શાસ્ત્રકારોએ સમજાવ્યુ છે વીજળી પડવાથી ભિન્ન થએલા પહાડો પાછા મળતા નથી તે પ્રમાણે અન્યોન્ય ક્રોધ ઉત્પન્ન થએલા વચ્ચે ફરી પ્રેમ સબધ જોડાતો નથી. પથ્થરનો થાંભલો તૂટી જાય, પરતુ વાંકો વળતો નથી તેમ અત્યત માનવાળો વિનમ્ર થતો

નથી વાંસની ગાંઠની માફક તે કપટ ગાંઠ પોષ્યા કરે છે માયા પણ અનંતાનુબંધી છે જે પ્રમાણે કરમજી રેશમને બળે બાળી નાખવામાં આવે છતાં તે પોતાનો રંગ છોડતું નથી તે જ પ્રમાણે બળે પોતાનું સર્વસ્વ નાશ પામે, છતાં પોતાનો લોભ ન છૂટે તે અનંતાનુબંધી લોભ કહેવાય. અનંતાનુબંધી ક્રોધ અને માનના આ ઉદાહરણો છે અનુત્તર ધર્મની શ્રદ્ધા થવાથી આ પ્રકારના ક્રોધ, માન, માયા, લોભ નષ્ટ થાય છે ને કર્મો બંધાતા નથી સંવેગથી આત્માને કેટલો લાભ થાય છે તે જૈનસૂત્રોમાં ઘણું જ સ્પષ્ટ સમજાવ્યું છે પણ અહીં વધુ ના સમજે તો એટલું તો સમજે કે સંવેગથી કેટલો કેટલો લાભ બતાવ્યો! મિથ્યાત્વની વિશુદ્ધિ કરી શુદ્ધ સ્વરૂપ તરફ વળી થઈ જાય અને સમકિત પામી જાય. સમકિત કાર્યસાધક છે સમકિતની બલિહારી તો જુઓ આપના શીંગડાના ઉપર સરસવનો દાણો ટકે એટલી વાર પણ જો સમકિત ટકે તો પણ કાર્યસાધક થાય છે વીરના માર્ગનો ઉલ્લાસ જોઈએ. સંસારના કામમાં તમોને કેટલો ઉલ્લાસ છે! અનંતકાળથી કષાયોના પાશથી આક્રમણ અને વિષયોના જબ્બર હુમલાથી આત્માની કતલ થઈ રહી છે આત્માનાં મૂળભૂત બે વૈરી કહેવાય છે:– અજ્ઞાન અને મોહ. મૂઢ આત્માએ એ બન્ને વૈરી સાથે ગાઢ મિત્રાચારી રાખી અને તેની મજલ વધારી છે ભોળા બંધુઓ! સર્વજ્ઞ પુરુષો આત્માની આવી દશા લાવી આ કતલ અટકાવવાનું કહે છે મોહનાં પાશમાં પડી નટની પેઠે ચાર ગતિમાં પરિભ્રમણ કરી જીવે અનેક ખેલ ભજવ્યાં છે ભગવાન મહાવીરે આગમમાં બતાવ્યું છે કે—

जीवाण भन्ते! अत्तकडं दुक्खं वेदन्ति ।
परकडं दुक्खं वेदन्ति तदुभयकडं दुक्खं वेदन्ति ॥

ભગવાન! આ જીવ આત્મકૃત, પરકૃત કે ઉભયકૃત દુઃખને ભોગવે છે? ભગવાને કહ્યું

गोयम! अत्तकडं दुक्खं वेदन्ति नो परकडं।
दुक्खं वेदंति, नो तदुभयकडं दुक्खं वेदन्ति॥

(भगवतिसूत्र)

ગૌતમ! જીવ સ્વકૃત જ ભોગવે છે સ્વર્ગ ને નરક બક્ષીનુ આપેલુ નથી આ સૂત્રમાં કર્મ ફિલસુફી ભરી છે મનુષ્ય પર આપત્તિ આવે ત્યારે એ બીજા પર રોષે ભરાય છે સંસારના ક્ષણિક સુખમાં મસ્ત બનીને જે કર્મ બીજ વવાયા છે તેનુ જ આ પરિણામ છે એમ માની બીજા પર રોષ કરવો એ મોટી ભૂલ છે મહાવીરના સિદ્ધાંત પ્રમાણે કર્મબંધન બે પ્રકારના છે એક નિદ્ધત અને બીજો પ્રકાર નિકાચિત. સોય ભેગી બાંધી હોય તો પણ એકને છૂટી કરીને લઈ શકાય એવુ શિથિલ બંધન—આત્મા મંદ પરિણામથી કર્મનુ બંધન કરે છે તે નિદ્ધત કર્મબંધન છે સોઈઓનો જથ્થો બનાવી લોહાના સળિયે બાંધી અગ્નિ વડે તપાવી હથિયાર વડે ટીપવામાં આવે તે પ્રગાઢ બંધન છે મન યોગ, વચન યોગ અને કાયયોગ એ ત્રણે અશુભ ક્રિયામાં એક રસ બની જાય ત્યારે પ્રગાઢ બંધન બની જાય છે આ રીતના તપ અને સાધના એ કર્મને જુદુ કરી શકે નહિ. કર્મનુ ઉદ્વર્તન, અપવર્તન અને સંક્રમણ સંભવિત નથી આ સમજી કર્મ તરફથી પાછા હઠો અને વીરના માર્ગે આગળ વધો. વિતીભય નગરનો અધિપતિ ઉદાયન સાધનારૂપી સુંદરતા કેવી રીતે મેળવશે તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

પારધી સર્વ હંસોને મરેલા જોઈ અત્યંત દુઃખ પામી પશ્ચાત્તાપ કરે છે આહા આ શું? હું મનનો હતો કે મારૂ કામ થઈ જશે પણ આ હંસો તો આ ફાની દુનીયા છોડી ચાલ્યાં ગયાં! મારા સ્વાર્થ ને ખાતર દરિયા કિનારે ફરનાર, મોતીનો ચારો ચરનાર હંસોને મેં કેવા ફસાવ્યા!' બંધુઓ! સજ્જનો! શિકારી હિંસક જાતિનો છે દરરોજ હિંસા કરવાવાળો છે પણ હંસોના

મૃતક શરીરને જોતાં અરેરાટી છૂટે છે અને છે કે અતિ–ચકાળ એકવાર સમજણનાં વશમાં આવ્યાં પછી છૂટી શકશે પણ કર્મ બંધન કોઈ દિવસ છૂટી શકશે નહિ. શિકારી વિચારવા લાગ્યો કે રાત્રે જાળમાં પુરાવાથી બીચારાઓ તરફડીને મરણ પામ્યા. સો જીવોનો હું ઘાતક બન્યો મારા સુખને ખાતર બીજાના સુખને લૂટવા એવો પાપી મારા જેવો કોણ! આ રીતે મનમાં ખૂબ પરિતાપના કરી રહ્યો છે. આવી સ્થિતિની એને ખબર નથી. છેવટે નિરાશ થઈને શિકારને ફેંકી દઈ જાળ લઈને ચાલ્યા જવાનો નિશ્ચય કરે છે

પે સુખમાલ સમુદ્રવાસી તરફડી પ્રાણ ગુમાવ્યા કેં;
અરે કરુણા હિતકારી, પુરણ ઉપકારી ચંપક શેઠજી -- "

સમુદ્રના કિનારે વસનારાં કોમળ શરીરવાળા હંસો! તમે તરફડીને, પ્રાણ ગુમાવ્યાં! ખરેખર સ્વાર્થી માનવી બીજાના હિતાહિતનો વિવેક કરી શકતો નથી. પારધીએ એક પછી એક હંસને જાળમાંથી કાઢી જમીન ઉપર ફેંકવા માંડ્યા. જીવવા માટે પ્રાણી શું સહન નથી કરતા! જીવન દરેકને કેટલું પ્રિય છે તે આ ઉપરથી સમજાઈ જશે. જાળ ઉપરથી જેમ તેમ ઘા કરીને ફેંક્યાં છતાં કોઈનું રૂંવાડું સરખું ફરકતું નથી આ રીતે નવાણું હંસ ધરતી ઉપર પડ્યા દરેક હંસ મનમાં વિચાર કરે છે કે હવે આપણામાંનો એક ભાઈ બાકી છે ક્યારે તેનો ધબકારો થાય અને સો મૃત્યુના પંજામાંથી છૂટી હળીમળી ઊડીને દૂર ચાલ્યા જઈએ. મનમાં કોઈને એમ નથી થતું કે હું બચ્યો શું માટે ઊડીને ચાલ્યો જાઉં વૃદ્ધ હંસની શિખામણમાં જરા પણ ફેર ન થવો જોઈએ તેની ચીવટ છે સોમા ધબકારાની વાટ જોતાં શું પરિણામ આવે છે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન સત્તરમુ

## બુધવાર, ૨૪-૭-૬૩

પરમ માગલ્યકારી પ ચપરમેષ્ઠીને નમસ્કાર કરી ભગવતીજીનો અધિકાર શરૂ કરવામા આવે છે તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામા રાજા ઉદાયનનો અધિકાર ચાલે છે પરમશુદ્ધ પારિણામિક ભાવ અને પૂર્ણ શુદ્ધ સ્વરૂપ તે જ સિંધુ-સૌવીર દેશ છે એકમ નાનો બીજનો ચ દ્ર વધતો સ્વય પૂર્ણિમાનો ચન્દ્ર થઈ જાય છે તેમ આત્માને સ્વાનુભવની જાગૃતિ થવાથી સમ્યક્ દર્શન પ્રગટે છે હે ભવ્ય આત્માઓ, આવો આન દ પ્રાપ્ત કરાવનાર વિતીભય પાટણ નગરી છે તે વળી સુદર અને રમણિય છે ભય વિનાની આ રમણીય નગરી છે નિર્ભયતાના વાતાવરણથી ગુ જતી નગરી છે પ્રજા પણ જાગૃત છે ચિતનવત છે પુણ્ય અને પાપ જાણે છે, સદ્ અને અસદ્‌ની ભેદરેખા જાણે છે શુભ અને અશુભનો વિવેક જાણે છે મોક્ષના મહાન માર્ગને પણ સમજે છે એવી જ રીતે આ દેહ રૂપી નગરી છે અને તેમાં રહેલો ચૈતન્ય દેવ એ ઉદાયન રાજા છે વિતીભય નગરીનો ઉદાયન રાજા જાગૃત છે પણ તમારા દેહરૂપી નગરીમાં રહેલો ચૈતન્ય દેવ રૂપી ઉદાયન જાગે છે કે નહિ? જેવી રીતે કોઈ દેશ યા નગરનો રાજા પોતાની પ્રજા પ્રત્યેના રક્ષણનો વ્યવહારધર્મ ભૂલી જાય અને પોતાના ભોગ-વિલાસમાં મસ્ત રહી પ્રજાનુ હિત ભૂલી જાય તો તેની કેવી દશા થાય? તેના પર બીજા દેશનો રાજા ચઢાઈ કરવાની અજમાયશ કરેને? તેમ હે બંધુઓ, તમારો ચિતન-આત્મા જાગૃત નહિ થાય તો પાચ ઇંદ્રિયો અને છઠ્ઠો મનરૂપી શત્રુ તમારા પર ચઢી આવશે અને તમારી નબળાઈનો લાભ લેશે માટે તમારી અનત આત્મિક શક્તિનો ખ્યાલ કરો.

દુર્લભ એવો મનુષ્ય જન્મ મળ્યો છે અનાર્ય નહિ પણ આર્ય દેશ છે કોઇ હીણુ કુળ નહિ પણ ઉત્તમ કુળ મળ્યુ છે દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયુ છે સંપૂર્ણ (પાંચ) ઇંદ્રિયો, નિરોગી શરીર મળ્યુ છે, આવુ જાણીને ધર્મનુ આરાધન કરો. આવો શુભ અને ધન્ય અવસર વારંવાર નહિ આવે ભગવાને ભરતખંડમાં બત્રીશ હજાર દેશ કહ્યા છે એમા આર્યના સાઢી પચીસજ દેશ માત્ર કહ્યા છે, જ્યારે બાકીના બધા અનાર્ય દેશ કહેવાયો. આવા અનાર્ય દેશોના લોકોમાં સત્ય કે સદાચાર હોતા નથી પુણ્ય અને પાપની સમજણ પડતી નથી. ધર્મ અને અધર્મનો વિવેક હોતો નથી તેથી અનાર્ય પ્રજામા દારૂ માંસ, વ્યભિચારની બદી હોય છે મોજ શોખ અને વિલાસોથી સભર આ પ્રજા હોય છે જ્યારે પુણ્યોદયે આર્યદેશમા અવતાર થયો, જૈન કુળનો શુભ સંયોગ થયો, સંસ્કારી કુટુંબ-સોનામાં સુગંધ જેવુ મળ્યુ છે આ બધી પુણ્યની-મહાપુણ્યની નિશાની છે આવા પુન્યવાન જીવો આર્યદેશમાં આવેલ વિતીભય નગરીમાં વસ્યા છે પણ વિચાર કરે કે એવા સંસારના સુખ લક્ષ્મી અને વૈભવ છોડીને જવાનો છુ આ શરીર તો હાડ, માંસ અને વાદીથી ભરેલુ છે અનિત્ય છે અશાશ્વત છે જ્યારે ત્યારે નાશ-પામવાનુ છે તેની સાર સંભાળમાં આ અમૂલ્ય અવસર ચાલ્યો જાય છે તેમ જેને આત્માના શુદ્ધ સ્વરૂપની તાલાવેલી લાગી છે, તે આત્મા પૌષધશાળામાં જઇ સ્વ તરફ લક્ષ કરે છે કારણકે સાધા પાયમા અને દશા ગુણ સ્થાનકમાં ઉપયોગ હોય છે તે સમયે તે ધર્માત્મા સાધકને બુદ્ધિપૂર્વક નિમિત્ત મેળવીને પોતાને ઉપયોગ અને શુદ્ધ આત્માના અનુભવો જોડવા પડે છે આ પ્રમાણે શુદ્ધ આત્માના ધ્યાનકમાં મગ્ન થવાથી કર્મની નિર્જરા થાય છે તેથી મહાન લાભ થાય છે પછી તે અપ્રમત્ત ગુણ સ્થાનકમા થઇ ક્ષીણ મોહ (બારમા) ગુણ સ્થાનક સુધી સદ્દર્શનના માર્ગમા રહે છ સહજ શુદ્ધ જ્ઞાન ધ્યાન પણ

થાય છે ક્ષપકશ્રેણી પર ચાલવાથી વિશેષ કર્મોનો ક્ષય થાય છે આવી પૌષધશાળા તમારે ત્યાં છે ને? (સભામાંથી અવાજ આવ્યો કે રહેવા ઘર જ નથી ને) અરે! કદાચ મોટું ઘર હોય તો તમને દિવાનખાના બનાવવાની જેટલી તાલાવેલી છે, તેટલી શું પૌષધશાળા બનાવવાની છે? વિચારો! વિચારો! સંપત્તિનો બોજ વધારતા તો શું વધાર્યું છે! કહ્યું છે કે—

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો

ક્ષણના સુખ પાછળ ઘણા કાળનું દુઃખ ભોગવવું પડશે. સાચું સુખ ક્યાં છે તેનો વિચાર કરો

તે નગરીને ઈશાન ખૂણાના મૃગવન ઉદ્યાને રમણીય બનાવી છે હજારો માણસ તે ઉદ્યાનમા વિશ્રાંતિ લેવા બેસતા. ત્યાં તાડ નથી તાડ ઊંચો વધે છે છતા કોઈને છાયા આપી દુઃખ મટાડતો નથી. તમે તાડ છો કે આમ્ર વૃક્ષ? આવનારને છાયા અને ફળ આપનાર થાઓ. આવા ઉદાયન રાજાના મહેલના પૌષધશાળા હતી તમે કાંઈ ન આપી શકો તો થો। મીઠાશરૂપી વચનો તો જરૂર આપજો એ તાડની માફક શ્રીમંતાઈથી ઉંચા વધીને કોઈના પણ દુઃખના ભાગીદાર ન બનતા હોય તો તેમાં શોભા નથી વિતીભય નગરીમા મૃગવન નામનું રમણીય ઉદ્યાન છે તેનો મહારાજા વૈભવશાળી હતો, છતા આત્મા તરફની કેટલી જાગૃતિ હતી! અગાઉના શ્રાવકો પોતાના મકાનમાં પૌષધશાળાની સગવડ રાખતા હતા અને ત્યા બેસીને વધારે વિચાર થાય ત્યારે પૌષધ કરતા હતા અને ત્યાં આત્મચિંતન થતું

સુખ જે રહ્યું તપ જપ તથા ચારિત્રના મુક્તિ ત્યાં,
તેમ જ આનંદનું સુખ સાચું વિરતિ કેરી છે ત્યાં.

છે સુખમાત્ર અનતનો ના હોય ભોગ વિલાસમાં
કામાદિમાં જે મોજ માને અંધ તે અજ્ઞાનમાં."

બાર પ્રકારના તપમાં સુખ છે ચારિત્ર્યનાં પુંજમાં સુખ છે જ્ઞાનીઓએ શામાં સુખ માન્યુ ને તમે શામાં માન્યુ ! ધનમાં ! બ્લેકમાર્કેટથી લીલેરી ભરવામાં ? 'સુખ છે રહ્યું ધન, સંપત્તિ ને રમણી કેશ રાજમાં' લાખો ને કરોડો મળવા છતાં ભૂખ મટતી નથી. ભોગ ને વિલાસમાં સુખ મેળવવા ચક્રવર્તીઓ પણ સુખ છોડીને ચાલી નીકળ્યા. મહર્ષિઓ પણ કહે છે

સુખ જે રહ્યું, તપ, જપ તથા ચારિત્ર ગુણ પૂંજમાં"

જે આવુ સમજ્યા છે તે પલકારામાં છોડીને ચાલી નીકળ્યા છે સંસારના કામભોગો ઝેરનાં કટોરા સમાન લાગતાં તેઓ ભગવાનની પેઢી તરફ ચાલી નીકળે છે ઉપરનો શ્લોક ચિત્તમુનિ પોતાના પૂર્વભવના ભાઈ બ્રહ્મદત્તને પ્રતિબોધતા બોલ્યા હતા કે બ્રહ્મદત્ત ! તારી છ ખંડની સાહ્યબીમાં જે સુખ નથી, તે સુખ ચારિત્ર્યમાં છે કેમ તમને આ વાત ગળે ઉતરે છે ને? નહિ ઉતરે તો પાછળથી પસ્તાવુ પડશે. વહાલા બંધુઓ! આજથી જ જાગૃત બનો. મહાવીર ભગવાનના વચનામૃત રૂપી ઔષધી લઈ ને વિતીભય નગરરૂપી ભાડુ ગામમાં સંતરૂપી ડોક્ટરો આવ્યા છે ભવરોગ મટાડવા ઉપાશ્રયમાં દવાખાનુ છે અનાદિના ભવરોગો વિતરાગને વચને જ્ઞાન, દર્શન ને ચારિત્ર્યરૂપી ઔષધ થકી મટશે. જ સંસરણના રોગ મટાડવા ઇચ્છનાર માટે આ ભવ્ય અગત્યનું છે

સુજ્ઞ બંધુઓ ! આવતી કાલે મહામંગળકારી પવિત્ર માસખમણનું ઘર છે માસખમણ એટલે મુખ્ય દિવસ. સંવત્સરી એક મહીના પછી આવશે આજનું પર્વ દાંડી પીટીને જન સમુદાયને જાગૃત કરવા માટે છે વહાલા બંધુઓ ! આજથી જાગૃત બનો એકૂતો વાદળ થતા જ વાવણી શરૂ કરે છે તેમ કે

દેવાનુપ્રિયા, તમે ધર્મનાં બી વાવવા તૈયાર થઇ જાઓ. ક્યાં સુધી પ્રમાદની પથારી પર પડી રહેશો ? જ્ઞાનીઓએ દાંડી પીટી તમને જગાડયા છે ઘર એટલે પકડવુ ત્રીસ દિવસ પછી આવનાર સંવત્સરીના પર્વને પકડી જાગૃત બનો કર્મ ખપાવવા ઝુકી પડો પૌષધ કરો, સંવર કરો, તપશ્ચર્યા કરો કર્મક્ષય કરવાનો અવસર આ એ છે

આ દિવસોમા વૈષ્ણવો તપ નિયમ કરે છે મહાભારત, રામાયણનુ વાંચન કરે છે વેપારી વ્યાજ ન જાય માટે મૂડી ઘરમા નથી રાખી મૂકતો, તેમ જીવનરૂપી મૂડીનુ સત્ય, સદાચાર નીતિનુ વ્યાજ રળવા મહાવીરની સદ્ધર પેઢીમાં તેને મૂકી દો, કારણુ કે આ લાભ ગુમાવવાની તક નથી એક દિવસના શુદ્ધ બ્રહ્મચર્ય થી એક સો એ શી ઉપવાસનો લાભ છે

**बंभचेर उत्तमतव-नियम-णाण दंसणं चरित्त सम्मत्त विणयमूलं ।** (પ્રશ્ન-સંવર દ્વાર. ૪ સૂત્ર ૧)

બ્રહ્મચર્ય એ ઉત્તમ તપ છે નિયમ, જ્ઞાન, દર્શન, ચારિત્ર સમ્યક્ એ વિનયનુ મૂળ છે જ્ઞાનીઓએ બ્રહ્મચર્યને ઉત્તમ ગણાવતા કહ્યુ છે કે—

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર
નૃપતિ જીતતાં જીતીએ, દળ પુર ને અધિકાર.

અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને પરિગ્રહ આ પાંચ મહાવ્રતો છે શ્રાવકોને બાર વ્રતમાં પાંચ અણુવ્રત કહ્યાં છે સૌથી શિરોમણી બ્રહ્મચર્ય વ્રત છે બધા શણગારવાળો શણ્ણ રાજમુગટ વગર અપૂર્ણ છે તેમ બ્રહ્મચર્ય વિના અન્ય વ્રતોનુ જાણવું જેણે બ્રહ્મચર્યનો મુગટ ધારણ કર્યો છે તે જીવનને ખૂબ જ સુશોભિત બનાવી શકી છે કારણકે કહ્યુ છે કે " **तवेसु वा उत्तमं बंभचेरं ।** સૌ તપમાં શ્રેષ્ઠ તપ બ્રહ્મચર્ય છે જેણે મન ઉપર સંપૂર્ણ કાબુ મેળવ્યો છે તેવો બ્રહ્મચારી બનો

લબ્ધિ પ્રાપ્ત કરે છે પણ જો આત્મા અપ્રમાદમાં રહી રહેશે તો કોઈ મેળવી શકવાનો નથી

બ્રહ્મચારી એક રાતના બ્રહ્મચર્ય પાલનથી છમાસી તપનુ ફળ મેળવે છે કેવો સુંદર લાભ! લોભો પાછળ તમે લોભવાઈ રહ્યા છો. ભગવતી સૂત્રમાં કહ્યું છે કે એક રાતના અબ્રહ્મચર્યમાં અસંખ્યાત સમુચ્છિમ અને જઘન્ય ૧ ૨ ૩ ૪ અને ઉત્કૃષ્ટા નવ લાખ ગર્ભજ જીવોની હિંસા થાય છે આ લુંટી ખાઈમાંથી નીકળવા વીર બનો. ક્ષણનો પણ પ્રમાદ કરો નહિ.

દુમપત્તએ પંડુરએ જહા નિવડઈ રાઈગણાણ અચ્ચએ।
એવં મણુયાણ જીવિયં સમયં ગોયમ! મા પમાયએ॥
(ઉ. અ. ૧૦ ગા ૧)

રાત્રિ થતાં વૃક્ષનાં પીળાં પર્ણ ખરી પડે છે તેમ જીવનનો અંત જ્યારે આવે છે માટે વાયદો ન કરો પ્રમાદ ન કરો.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ,
અવસર બીતો જાત હૈ, ફિર કરેગો કબ."

પાંડવો દાન આપ્યા વગર કોઈને પાછો વાળતા નહિ. એક વાર કામમાં હોવાથી યુધિષ્ઠિરે બ્રાહ્મણને બીજે દિવસે આવવાનું જણાવ્યું ઉદાસ બની પાછા ફરતા બ્રાહ્મણને ભીમે ઉદાસીનતાનું કારણ પૂછ્યું બ્રાહ્મણ પાસેથી વાત જાણી કાલ ઉપર શુભ કાર્ય મુલતવી રાખવા મોટાભાઈને ચેતાવવાની ભીમે યુક્તિ કરી. આયુધશાળામાં જઈ વિજય પ્રસંગે વગાડવામાં આવતી ભેરી જોરથી વગાડી એથી સૌ આશ્ચર્યચકિત થઈ ગયું કે કોણે કયો વિજય મેળવ્યો છે? યુધિષ્ઠિર પણ ત્યાં આવીને એ જ પૂછે છે ત્યારે ભીમે જવાબ દીધો "આપે કાળ જીત્યો તેથી આનંદમાં મેં ભેરી વગાડી. યુધિષ્ઠિરે પેલા બ્રાહ્મણને કાલે આવવાનું કહી કાળ જીત્યો છે તે ધ્વનિ ભીમે સમજાવી. યુધિષ્ઠિરને પોતાની ભૂલ સમજાઈ અને સત્વર દાન આપ્યું કાલનો મહા લાભ છે વધુ અવસરે કહેવાશે.

શિકારીએ નવાલ હંસોને ધરતી ઉપર ફેંકી દીધા અને સોમા હંસને ફેંકવાનો વિચાર કરે છે, એવામાં શું બન્યું ? અન્ય હંસો પણ વાટ જોઈ રહ્યા હતા.

" સોમા ટપકા હુએગા છૂટેગા ઉડે હંસ, રહે એકી દો " કરુણા૦

શિકારીના હાથના છૂરી હતી તે હંસને ફેંકતા પહેલાં છટકી ગઈ અને ધરતી પર પડી. હંસો સોમા ધમકારાની રાહ જોઈ રહ્યા હતા. ક્યારે ધમકારો થાય ને ઊડી જઈએ પરંતુ કર્મની કથા વિચિત્ર છે કેટલા બધાં કષ્ટ સહન કર્યા ત્યારે સોમો ધમકારો છૂરીનો થયો. તેની સાથે જ નવાલ હંસો કિલ્લોલ કરતા ઊડી ગયા. શિકારી એકદમ આશ્ચર્ય બની ગયો, અને વિચારવા લાગ્યો આ શું ! હંસોને મરેલા માની મેં ધરતી પર પટક્યા પણ રુવાડું સરખું કોઈનું ફરક્યું નહિ. બધાએ મળી નિશ્ચય કર્યો હશે ન છૂરીના ધમકા ાને સોમો ધમકારો ગણી બધા ઊડી ગયા હશે. આવો પ્રપંચ કરનાર મારા હાથમાં રહેલા આ હંસ જ હશે એમ વિચારી તે ક્રોધમાં આવી ગયો ને છરી લઈ બોલવા લાગ્યો —

" હંસ પંચ વિવિધ જતિ કર્યો કી, વૃદ્ધ હંસ રહ્યા પાસ
હિંસા કરે એ ખોઈ કનાઇ તૂટી હૈ કરની ખાસ દો. કરુણા૦

હે દુષ્ટ ! આ કામ તારું જ છે હું તને કદી જીવતો મૂકીશ નહિ. તે જ આજે મારી કનાડી ખોવડાવી છે એમ કહી છૂરી ઉપાડે છે હંસ કહી ઊઠે છે કે દીપી માંગી ફુંજેગ મુપી દો પણ પ્રાણીને દુ:ખ નથી અનંતુ સુખ જ મિ છ તીક્ષ્ણ છરી લઈ હંસની ડોક ઉપર મારવા જાય છે ત્યારે હંસ શું વેદે છે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન અઢારમુ

(ગુરુવાર તા ૨૫-૭-૬૩)

અનંતજ્ઞાની મહાપુરુષોએ સમજાવેલી ભગવતીસૂત્રની મહાન ગંભીર વાતો સમજાય તો અંધને નેત્ર મળવાથી થતા આનંદ જેવો આનંદ થાય. ભવના ફેરા મટાડવાનુ ભગવાનની વાણી એક માત્ર સાધન છે એ સમજવા હૃદયમાં અવધારવાની કોશીશ કરો તેથી સંસાર કપાઈ જશે. કમાવવાની વેપારી સીઝન ભરપૂર જોશમાં ચાલતી હોય ત્યારે કોઈ પ્રમાદ કરતુ નથી તેમ આત્માકમાણીની આ મોસમમા સૂઈ ન રહેશો. કર્મ ગંઠી તોડવાને સમયે પ્રમાદ ન કરશો. સિંધુ-સૌવીર દેશ વિતીભય નગરમાં જવાનુ છે તેના જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપ રૂપી આ દરવાજા છે આ ચારમાંથી કોઈપણ એક દરવાજે દાખલ થયા વિના નગરમાં નહિ જવાય. આ સુંદર નગરીના વર્ણનથી રાજાનુ વર્ણન ન થઈ શકે રાજા અને નગર બંને જુદા છે તે જ રીતે દેહનાં વર્ણનથી આત્માનુ વર્ણન ન થઈ શકે

तत्थणं वीतिभए नयरे उदायणे णामं राया होत्था ।

વિતીભયનો મહાન શક્તિધારી રાજા ઉદાયન હતો. હિમાલય જેટલો મહાન, મેરૂ જેવો અડગ તે રાજા સંપત્તિ વૈભવથી મહાન હતો. કહ્યું છે કે:-

'सा लक्ष्मी मुपकुरुते यया परेषाम् ।

ઉપકાર કરી શકાય તે દોલત સાચી બાકીની ખોટી આળ પંપાળ ને બંધ ભાર આવા ધનિક થયો, તમારો નાટક સીનેમા પાનબીડી બંધ કરો સુકૃત માટે આપીને જીવનમાં કંઈક મેળવશો લક્ષ્મી-ઐશ્વર્ય-વૈભવ સાથે નહિ આવે.

બાંધી મુઠીએ આવ્યા છો અને ઉઘાડી મુઠીએ જવાના છો. સગા-સંબંધીઓ, મિત્રો અને સ્વજનો સૌ સ્મશાન સુધીના સગા છે.

"મરી ગયા સ્મશાને મૂકી નહીં, વ્હાલા સૌએ દૂર કર્યા,
આવ્યા પછી સૌ પાછા જ વળ્યા, કરી મોટેરી પોક
કોણ કોનુ તારા ! મોહ રે માનવ."

આ રીતે સ્નેહીઓ થઈ સગાંઓ સ્મશાને બાળીને ચાલ્યા જશે, માટે તમને જે લક્ષ્મી મળી છે તેનો સાચો ઉપયોગ કરો.

શ્રીકૃષ્ણ જેવાને પણ એકલા જવું પડ્યું ધર્મપ્રેમી બંધુઓ! સૌના કલ્યાણખાતર શાસ્ત્રકારોએ ઘણું કહ્યું છે. ઉદાયને પુણ્યથી સંપત્તિ મેળવી હતી. પુણ્ય અને ધર્મ એક નથી, જુદા છે.

પુણ્ય અનુકૂળતા આપે. પાપ પ્રતિકૂળતા આપે. બન્ને કર્મના ઘરની વસ્તુ છે. ધર્મથી કર્મની નિર્જરા થાય, પુણ્યથી ભવની રાશિઓ ન કપાય, કપાય તે તો ધર્મનો ઉપયોગ છે.

"ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ,
વર્તે નહિ નિજ ભાનમાં, કર્તા કર્મ પ્રભાવ."

શુદ્ધ ચૈતન્યાદિ સ્વભાવમાં રમે, જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રહે, તે જ સ્વભાવનો કર્તા છે. જીવનો મૂળ સ્વભાવ કર્મ બાંધવાનો નથી.

પરંતુ વિભાવમાં કર્મ બંધાય છે. વિષ્નો ટોપલો હેઠ કરવાનું કે પુણ્યનો ટોપલો ગ્રહણ કરવાનું નથી કહેતો. છતાં વિભાવને વટોળે ચઢેલો આત્મા તેમાં ભળે છે તેથી વિકાર ઉત્પન્ન થાય છે.

न किंचि अपि अपरज्झइ से ।

ગ્રંથનો કોઈ અપરાધ નથી. આમાં કઈ દરનો નથી, પ્રકૃતિ કરે છે અને ભોગવે છે એમ માનવું મિથ્યા છે. આત્માની પ્રેરણાથી કર્મ બંધાય છે. કર્મ બાંધતી વખતે તમને ભાન નથી પણ ભોગવતી વખતે સૌના કર્મ સૌને જ ભોગવવાના રહે છે.

જ્યારે તમે દુકાનમાં બેઠા હો, કાળાબજાર કરતા હો ત્યારે એ તમો પકડાઈ જાવ તો ગુનો કરનાર જ પકડાય છે. કાળાબજારના તમારા મેળવેલા પૈસાથી સુખ ભોગવનાર પકડાતા નથી તેમ જ સજા કાળા બજાર કરનારને જ પડે છે. આવું થવાનું શું કારણ? સુજ્ઞ બંધુઓ! પુદ્ગલની ઇચ્છા હોવાથી, પરમાત્માનું સ્મરણ થઈ શકતું નથી. પુદ્ગલની ઇચ્છાથી નિવૃત્ત થનાર ભગવાનની પ્રરૂપેલી વાણીનું પાન કરી શકે. ઇચ્છા છોડવી મુશ્કેલ નથી, કારણ કે જીવ પુદ્ગલ નથી તેમ પુદ્ગલનો સ્વામી પણ નથી.

જીવ નહિ પુગ્ગલી, નૈવ પુગ્ગલ કદા
પોગ્ગલ આધાર નહિ તાસ રંગી."

પુદ્ગલનો મોહ છોડવો મુશ્કેલ નથી. અજ્ઞાનતાને કારણે મુશ્કેલ છે એમ માનીએ છીએ. હીરો જાણી સંઘરી રાખેલ કાચના ટુકડાને ઝવેરી એ રીતે ઓળખાવે ત્યારે અજ્ઞાનતા જવાથી એ ટુકડાને ફેંકી દઈએ છીએ. જે સાચા ઝવેરી બન્યા છે તે કાચના ટુકડાને ક્ષણ ભર રાખવા પણ તૈયાર હશે ખરા? આ જ પ્રમાણે જીવ પુદ્ગલોને સુખ આપનાર માનીને તેને વળગી રહ્યા છે. જ્ઞાનીઓનો સાચો ઉપદેશ સાંભળ્યા પછી પુદ્ગલનો ત્યાગ કરવો મુશ્કેલ નહિ લાગે.

મહારાજા ઉદાયન આત્માનંદી છે, પુદ્ગલાનંદી નથી. તમે એવા થશો ત્યારે ભગવાનની વાણીના રસઘૂંટડા પીતા નહિ થાકો. વ્યાખ્યાન પૂરું થવાની રાહ જોઈને તો નથી બેઠાં ને?

માલ ભારે ભરી દુકાને રખાનામાં ગુણે ભારે,
આવા વણિકોથી ભગવાન બચાવે તો સાધુથી કેમ ઉગરાય!
કે વાણિયા વીરો પાથરણું ... આગમે,
આગમના આધારે પણ ... કે વાણિયા વીરો પાથરણું આગળ.

શું કરો છો? દુકાન ઉપર પાથરણ છાંયો છો પણ એને, અહિંસા વ્રત પાસે રજુવાઈનો ઉપયોગ કરી જતા નહિ. અહિં

જ્યારે આવો અને સ્થાનકમા દાખલ થાવ ત્યારે 'નિસહી, નિસહી' કહીને આવો છો ત્યાં બીજો વિચાર ન હોવો જોઈએ તમારો મોહ કયા છે? સસાર વધે તેવા કાર્યો કરો છો કે ઘટે તેવા? કર્મ બાંધવાના ધધા કરો છો કે છોડવાના? સમજો સમજવુના ઘરમાં આવ્યા વિના છૂટકો જ નથી આજ સુધી જીવ ઉંધે માર્ગે જ ચડી ગયો છે તેણે પોતાના ઘરની એટલે આત્માની શોધ કરી જ નથી.

તમે એવા ભ્રાતા તો નથી ને? કયે રસ્તે જવુ છે ને કયા જઈ રહ્યા છો? અનાદિ કાળથી જીવે અવળી દિશા પકડી છે સાચો પંથ નથી પકડયો. આખો મીંચીને દોડવા માડયુ છે, પરતુ દોટ ઉધી છે તે સમજો સસાર તરફની દોટમા ખોટાં ચોપડા લખવા પડે, ખોટુ બોલવુ પડે એ બધુ શા માટે? છ બોલ લઈને આવ્યા છો તો ઉદય પ્રમાણે મળવાનુ જ છે આત્મામા વિશ્વાસને બદલે પ્રપચ ને કુઠકપટમાં રાચો છો

પ્રમાદ અને પ્રપચમાં જીવન વીતાવ્યુ,
તોફાન એક આવ્યુ ને સત્વ ગુમાવ્યુ
ધમ નમ પછી (૨) સાચુ તારે દ્વાર ચડયો ના. (૨)

આત્માનુ લીલામ તો નથી કરતા ને? હીરા માણેક મોતી, પન્ના એને તો તિજોરીમા સાચવીને રાખો છો કારણકે તેની કિંમત ઘણી જ છે પણ તમારા આત્માની કિંમત આંકી? શુ આ ધનદોલત મોક્ષ અપાવશે? મોતથી બચાવશે? વિચાર કરો તમને તેમા શુ દેખાયુ છે? સુખ ક્યા છે? બીડીમાનો દીવો જે નાશવત છે તે પડી જતા આખુ શહેર પણ બાળી મૂકી શકો છો પરતુ હવે હવે મરી રહેવા આત્માની સભાળ લેવાનુ સૂઝતુ નથી. જીવન જીવવાની તાલીમ લો સસારસ્વરૂપ કાય ન કરવાની પ્રતિજ્ઞા લો એનરમાં ઘર વાતના ને પાસ તો દમણામધ મળવાનુ જ છે તેમ ધર્મ પાળન ધન અને નિર્જરાની પાછળ

પુણ્યના પૂંજ બાંધ્યા જ આવવાના છે હજાર મેળવનાર લાખને ઝંખે છે, તેમ આત્માએ પાંચમે ગુણઠાણે હોય છતાં તેનું લક્ષ છઠ્ઠા ગુણસ્થાનકે હોવું જોઈએ કારણકે જેમ તમારા વેપારમાં હજાર મળે તો લાખ આવે, લાખ મળે તો બે લાખની ઉત્તરોત્તર આશા વધારતા જ જાવ છો લૌકિક ભોગો તરફ તૃષ્ણા વધતી જશે, તેમ તમારો સંસાર વધતો જાય છે પણ જેમ જેમ ગુણસ્થાનકની શ્રેણીએ ચડતા જાઓ તેમ તેમ સંસાર ઘટતો જાય છે

ભગવાને બે પ્રકારના ધર્મ બતાવ્યા છે એક અગાર ધર્મ બીજો અણગાર ધર્મ એક દેશ વિરતી બીજો સર્વ વિરતી સર્વ વિરતી ન બનો તો દેશ વિરતી તો બનો દેશ વિરતી બનીને આત્માની શુદ્ધિ તરફ પ્રયાણ કરો કારણકે જ્યાં તમો સુખ માની રહ્યા છો ત્યાં સુખ નથી. કિંપાકફળ દેખાવમાં રમણીય, સ્વાદમાં મધુર પરંતુ દેહ અને પ્રાણને જુદા કરનાર છે તેમ પંચઈન્દ્રિયોનું છે રૂપમાં આસક્ત પતંગિયું સુગંધમાં આસક્ત ભ્રમર સંગીતમાં આસક્ત મૃગ, સ્પર્શમાં આસક્ત હાથી અંતે મરણ પામે છે કેના ચાલ છ આ એક વાત ઉપર ખૂબ વિચાર કરશો તો તમને ખ્યાલ સમજાશે કે જેની એક ઈંદ્રિય છૂટી છે તે મરણને શરણ થાય છે ત્યારે તમારી પાંચે પાંચ ઈંદ્રિયો બેફામ રીતે છૂટી મૂકી દીધી હોય તો જીવનનું શું થાય! એ વાત સમજશો તો ઇન્દ્રિયના વિષય ઉપર વિજય મેળવવાનું આપમેળે સમજાશે. એક દ્રષ્ટાંતથી સમજાવું

એક નાના ગામમાં એક સંન્યાસી રોજ એક ધનવાન શ્રેષ્ઠીને ત્યાં ભિક્ષા માટે જાય કેમકે ઘરની પુત્રવધૂ ખૂબ સુંદર હતી ને તેના રૂપમાં એ મોહ્યો હતો ગામમાં ઘણા દાતાર છે અહીં જ કેમ રોજ આવો છો? એમ બાઈએ પૂછ્યું તો એણે સામું જ કહી દીધું કે તમારી ભ્રમર સરખી આંખડીમાં મુગ્ધ થઈ ગયો છું ચારિત્રવાન બાઈ બધું સમજી ગઈ બીજે દિવસે ભિ । માટે મેતાજાની સંન્યાસી આવતાંજ આ પો

ત્યારે ભિક્ષામાં શું મળ્યું ? બે આંખોના કાઢી લીધેલા રતન. "વીરા, જે ભિક્ષા માટે પાગલ બન્યો છે, તે લઈ લે" સન્યાસીના પશ્ચાતાપનો પાર રહ્યો નહિ ઘેર પાપનો વિચાર કરી તે આક્રંદ કરવા લાગ્યો ને સતીને કહ્યું "મને બચાવો.' બાઈના ચારિત્રના પ્રભાવથી આંખો પણ સુરક્ષિત થઈ ગઈ, અને પાપીનો ઉદ્ધાર થયો

ઇન્દ્રિયો છૂટી મૂકશો નહિ. બ્રહ્મચર્યના ઘરમાં આવો બ્રહ્મચર્ય પાળવાથી કોઈ ઔષધની પણ જરૂર નથી આજનું વિજ્ઞાન પણ આ જ વાત કહે છે બ્રહ્મચર્ય પાળવાથી આત્મબળ અને શક્તિ વધે છે વિનોબાજીએ કહ્યું હતું કે સરકાર ઓપરેશન દ્વારા સંતતિ નિયમનની યોજના કરે છે, પરંતુ ધન્ય છે જૈન દર્શનને કે જે વિકારો જીતી સંયમની સાધના દ્વારા નિયમનની યોજના આપે છે બંધુઓ ! સંયમ તરફ પગલાં ભરી જીવનને મહાન બનાવો મહારાજા ઉદાયનનો વધુ અધિકાર અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

પારધીએ હંસને હાથમાં ઝાલ્યો બીજા હાથમાં છરી છે કેવી ?

'તીક્ષ્ણ છૂરી લીધ છુરીને મારન હુઆ તૈયાર
હંસ કહે તું બદલો દેઉં મને મુઝે દેય ઉગાર દો" કરુણા૦

તીક્ષ્ણ છરી ઉગામે છે ત્યાં હંસ બોલ્યો 'ભાઈ તું મને માર નહિ, મને બચાવશે તો બદલો આપીશ. શિકાર તારો ધંધો છે નવાણું ઝાઝી ગયા તેનો તને રોષ છે છતાં મારી વિનતી સાંભળ " ક્રોધમાં હોવા છતાં પારધી પીગળ્યો કારણ સાંભળવા તૈયાર થયો સ્વાર્થ છે છતાં ધીરજથી સાંભળે છે રે ભાઈ તું મને પિંજરમાં રાખી ત્રણ દિવસ સુધી ઉજ્જેણી નગરીમાં ફેરવ કો ખરીદનાર મળી રહેશે. કોઈ જૈન મળી

રહેશે તો તને હું બદલો વાળી આપીશ." આ સાંભળી હિંસકને મદદ થઈ જૈન કંદમૂળ ન ખાય, રાત્રીભોજન ન કરે. આજે તો એ બધાનો કોઈને ખ્યાલ નથી તો પછી દયા કોની કરે? કંદમૂળમાં ભગવાને કેટલાં જીવ કીધાં છે?

હંસ ત્રણ દિવસનું જીવતદાન માગે છે. "ત્રણ દિવસ ઉજાણીમાં ફેરવો પછી જે કરવું હોય તે કરજો. એમ કહ્યું હવે ભિખારી શું કરે છે તે અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ઓગણીસમું

(શુક્રવાર, તા. ૨૬—૭—૬૩).

દ્વાદશાંગીસૂત્રમાં ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામા ભગવતીનાં ભાવો સમજવા હાથ જોડી જંબુસ્વામીએ પૂછ્યું કે

હે ભગવાન, છઠ્ઠા ઉદ્દેશામાં શો અધિકાર છે? સુધર્માએ કહ્યું: ખ્યાર જમ્બુ! ભગવાન પાસેથી જે સાંભળ્યું છે તે તને કહું છું

उदायणे नाम राया होत्था " महा बल्लभो !

બુદ્ધિવંત દીપ્તિવાન, ઋદ્ધિવંત—કોઈથી પરાભવ ન પામે એવો વિતીભય નગરનો અધિપતિ ઉદાયન રાજા હતો. ઋદ્ધિવાન હોય પણ બુદ્ધિમાન ન હોય તો શા કામનું? ધનનો સંગ્રહ કરવાથી શ્રીમંત નથી થવાતું ધનના સદુપયોગથી જ સાચા શ્રીમંત થવાય છે. જો તમો તિજોરી ભરવામાં અને સંગ્રહ કરવામાં જ રહેશો તો સંગ્રહ કરનારની કિંમત વિશેષ નથી. પરંતુ જરૂરી સ્થળે ખર્ચ કરનારની કિંમત વિશેષ છે. પૈસાની પ્રાપ્તિ

પુન્યાધીન છે પુન્યના ઉદયથી પૈસા મળે છે પૈસા મળ્યો છે, તેથી શ્રીમત બન્યા છે તો જ્યાં સુધી તમારૂ પુન્ય ઉદયમાં છે ત્યાં સુધી ધર્મ કરી લ્યો, કારણ કે ધર્મ કરવા માટેની સામગ્રી પુણ્યના બળે મળી છે આ વાત જો તમને સમજાયે તો તમે પૌદ્ગલિક સુખોની પાછળ ઉતાવળી દોટ નહિ મુકો. આજનો માનવી અજ્ઞાન દશામા રહેલા બાળક જેવો છે પોતાના પિતા પાસે લાખોની સપત્તિ છે એ ન જાણનાર નાનો બાળક જેમ એના રક્ષક પાસેથી એક રૂપિયો મળતા સતોષ માને છે એવી કરુણદશા આજના માનવીની છે જગતના માનવીઓ સસારી સુખો પાછળ આત્મિક સપત્તિ લુટાવી રહ્યા છે, થોડાક ભૌતિક સુખોની પાછળ જીવનનુ સવસ્વ ગુમાવી રહ્યા છે સર્વજ્ઞ પુરૂષોએ તમને પોકારી પોકારીને કહ્યું છે, કે હે આત્મા, તુ તારા સ્વરૂપને સમજ એ તુ તારા આત્માને સમજી શકીશ તો તુ પરમાત્માને પણ સમજી શકીશ. આત્માની વાતો એટલે સ્વરસની વાતો. એનો આનદ અલૌકિક છે

મનની પવિત્રતા અને શાતિનો આધાર બહારની વસ્તુઓની અનાસક્તિની માત્રા ઉપર રહે છે જડવસ્તુઓનુ આકર્ષણ–આસક્તિ જેમ વધુ તેમ મન વધુ મલિન અને અશાત થાય છે આસક્તિ ઓછી ન થાય ત્યા સુધી મન ચચળ જ રહેવાનુ અને જડ પ્રત્યેની આસક્તિ હૃદયની સકુચિતતા વધારે છે તમારૂં જીવન, બીજા જીવો પ્રત્યે સહાનુભૂતિવાળુ બને, તથા દયા પ્રેમ, વાત્સલ્ય, કરુણા, ક્ષમા વગેરે પવિત્ર લાગણીઓ જ માગે ત્યારે સકુચિતતા સ્વય ટળે છે ઇન્દ્રિયજન્ય સુખ મેળવવાની વૃત્તિઓના મોજા મનમહાસાગરમાથી ઓસરવા માંડે છે અનેક જાતની સુખ સગવડનો વિચાર મોળો પડી જય છે

માતા વાત્સલ્યથી પોતાની સુખ–સગવડનો ભોગ પોતાના બાળક માટે આપે છે અને એ ત્યાગમાં આનદ અનુભવે છે

અલબત્ત આ ત્યાગ કેવળ નિસ્વાર્થ ભાવનો હોતો નથી. ઊલટું વટથી જોઈએ તો માતાના ભવિષ્યનો આધાર બાળક છે, કે જે ભવિષ્યમાં પોતાની માતાનું પાલન કરવાનો છે તેમ છતા એક જ વ્યક્તિ પ્રત્યેના સ્વાર્થમિશ્રિત પ્રેમમાં પણ આવું બને છે, તો સમસ્ત જીવરાશિ પ્રત્યે જે નિસ્વાર્થ પ્રેમ કેળવે તેની વિવશ શક્તિ આપ મેળે મોળી પડે એ સ્હેજે સમજી શકાય તેવી નાકર હકીકત છે

એ ઉદાયન પોતાની જાતને ઓળખતો હતો સંપત્તિને જાણતો હતો. આત્માના શુદ્ધ ખજાનાની એને ખબર હતી રાજદ્વેષ ને જગત જંજાળથી મુક્ત સાધુને જે સુખ છે તે ચક્રવર્તીને પણ નથી હોતું આત્માની સ્વભાવદશામા જે સુખ છે તે સુખ ભૌતિક પદાર્થોમાં નથી એ વટોળથી સાધુ મુક્ત છે રાજના ફીલકમાંથી મુક્ત થનાર જ શાંતિ પામે છે ઉદાયન માને છે કે—

રાજમુગટ છે શોભા નામની, માથે છે અવનો ભાર,
ખાવામાં બીક એને, સૂવામાં બીક છે સુખે સુવે ન સુનાર
પામર ભિખારી રખેવાળ, એવો છે રાજનો અવતાર.

ચક્રવતી નરકનો અધિકારી છે એમ જે કહેવાયું છે તેનો અર્થ શું? એ મહાન પદ પણ તુ છેડતાં શીખ.' તમને થશે કે કેમ છેડાય? પરંતુ દેવલોકના વૈભવ આગળ મનુષ્યનાં ભૌતિક સુખ શા હિસાબમાં? મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ કષાય અશુભયોગ એ આશ્રવનાં કારણ છે એ છેડવાનાં છે ને સંવરનાં કારણ–સમ્યકૃત્વ, ત્યાગ અપ્રમાદ અખંડવ્રુતિ, અકષાય વગેરેને ગ્રહણ કરવા જવાનું છે પ્રયોગશાળાના નાજુક યંત્રો અજ્ઞાન ધ્વનિના ઉપયોગથી સાફ થાય છે જડ વસ્તુનું આકર્ષણ મલિન અને અસાર કરનાર છે પવિત્ર જ્ઞાનથી સંકુચિતતા ટાળે છે

છ જીવ નિકાયની રક્ષાની પરિણતિ માત્ર બાહ્ય અનુષ્ઠાન જ નથી આત્મામાં સ્થિર થઈ ચિત્તવૃત્તિને ઇન્દ્રિય વિષયોથી

આપોઆપ વિરામ આપે છે પાંચ શરીર, પાંચ ઈન્દ્રિય અને એક મનની અવિરતિરૂપ ૧૧ હેતુઓ છઠ્ઠા ગુણ સ્થાનની સ્પર્શના થી ટળી જાય છે અને ત્રસકાયની રક્ષા સામે પાંચ સ્થાવરની રક્ષાની પરિણતિ ભળે છે ને ઈન્દ્રિયોની અભિલાષા આપોઆપ ખરી જાય છે

મનને સાફ કરવાની ઔષધિ ચિત્તના મળો ધોવા મૈત્રી આદિ ભાવો મોટુ રસાયણ છે પાણીથી વસ્ત્રો અને પેટ્રોલથી યંત્ર સાફ થાય છે તેમ પ્રેમ અને કરુણાનો ઉપયોગ જ્ઞાનીઓ યુગોથી કરતા આવ્યા છે નવકારવાળીમાં ચિત્ત સ્થિર રહેતુ નથી એમ આપ કહો છો તેનુ કારણ શું ? વ્હાલા બંધુઓ, ઈર્ષા અસૂયા, ક્રોધ, ધૃણા, તિરસ્કાર અસંતોષ ઉદ્વેગ એ બધા ચિત્તનાં મળો છે, જે નવકારવાળી ગણતાં ચિત્તને અસ્થિર કરે છે એ માટે મૈત્રી આદિ ભાવોનો પ્રવાહ વહેવો જોઈએ ધર્મનુ પહેલું લક્ષણ મૈત્રી ભાવ છે ધર્મ જાગૃતને મન આખુ વિશ્વ પ્રેમમય છે મૈત્રીનુ પવિત્ર નિર્મળ ઝરણું વહેતુ રાખવુ જોઈએ. જગતમાં મારો કોઈ વેરી નથી જેના હૈયામાં પ્રેમ હોય, મૈત્રી હોય તેનુ હૈયુ શું બોલતુ હોય ? હું ભલે દુઃખી થાઉં પણ બીજાને મારા તરફથી સ્હેજ પણ દુઃખ ન થવુ જોઈએ. હું કોઈનો વેરી નથી ચૌદ રાજલોકની અંદર સમપણુ બાંધવામાં જીવે માથાના વાળ જેટલી પણ જગ્યા ખાલી મુકી નથી. તો હવે મારો કોણ વેરી હોય ! એવા ભાવો કેમ આવે છે ? જ્યારે મૈત્રીભાવ જીવનમાં આવશે ત્યારે તમારૂ જીવન કેવુ બનશે ? બીજા આત્મા ઓ તૃપ્ત થાઓ, સવ પ્રાણીઓ બંધનથી મુક્ત થાઓ, સૌ સ્વતંત્ર બનો કોઈ પરાધીન ન રહો મારે લીધે કોઈને દુઃખ ન હો આવી મૈત્રીભાવના જે કેળવે છે તે આવી ભાવનાવાળો થાય છે –

મૈત્રી ભાવ જગતમાં મેરા સબ જીવોમે નિત્ય રહે.
દીન દુઃખી જીવો પર મેરે ઉરસે કરૂણાસ્રોત વહે.

દીન દુઃખીને જોઈ હૃદય કરુણાથી ઉભરાઈ જાય એ મૈત્રી ભાવનું સ્વરૂપ છે બીજી પ્રમોદભાવના છે એના રંગથી રંગાએલું હૈયું મહાપુરૂષને જોઈ આનંદ પામે છે જગતના મઝધાર પંથે જતા તેનું હૃદય નાચવા માંડે છે સત્ પુરૂષો જગરૂપી વનમાં ભૂલા પડેલા જીવોને માર્ગ બતાવનાર ભોમિયા છે સંસારની મરૂભૂમિમાં સતપુરૂષો શીતળ છાયા સમાન છે પ્રમોદભાવ આવવાથી સંતોને મસ્તકે માનવી ઢળી પડે છે ને ભૌતિક સુખમાં રાચવાને બદલે આત્મકલ્યાણને માર્ગે વળે છે લક્ષ્મીનો તે સદ્વ્યય કરે છે તે વિષે દાનીનું એક દૃષ્ટાંત.

ભોજરાજાને બારણેથી કોઈ નિરાશ થઈને દાન લીધા વગર પાછું જતું નહિ. દરેકને સોનામહોર આપે આ જોઈ રાજ ભંડારની ચિંતાથી મંત્રીઓ મુઝાયા ને એક તુક્કો લડાવ્યો. રાજસિંહાસનની બારસાખ ઉપર એક પદ લખ્યું; “આપદર્થં ધનં રક્ષેત્” આપત્તિ માટે ધનની રક્ષા કરો.” તમે પણ ધનને ભેગું કરો છો, સાચવો છો દાટી રાખો છો. આપત્તિના સમયમાં ઉપયોગમાં આવે એટલા માટે જ ને? પણ બાપે દાટ્યું હોય, છોકરાને ખબર ન હોય અને બાપને એકદમ હાર્ટફેલ થઈ જાય તે વખતે દાટેલું ધન શા કામમાં આવે? દાટેલા ધનની શી દશા થાય? આપત્તિ વધારનાર કે ઘટાડનાર? આ બધા પ્રશ્નનો જવાબ તમે તો વિચારો જ હશો. ભોજરાજા તરત સમજી ગયા કે આ મને શીખ આપવા માટે છે એ આવ્યા જાય એવા ન હતા. એમણે નીચે બીજું ચરણ લખ્યું ‘મહતાં કુત આપદ,” મહાનને આપત્તિ ક્યાંથી આવે? ભોજરાજાને દાનનું વ્યસન હતું તમને શાનું છે? બીડીસિગારેટનું? રાજા ભોજ તો દાની હતો એટલે રોકનારની કોઈ વાત સાંભળે તેમ ન હતો દાન દેવાની રૂચી જાગવી એ પણ સહેલ નથી દાન આપનાર અને લેનારને શાન્તિ જેવી એ સહેલું નથી ભોજ દાન આપે છે અને મંત્રીઓ બળી મરે છે, જગતની આવી સ્થિતિ છે

બાદશાહ અકબરે એકવાર સભામાં પૂછ્યું "મારી હથેળીમા વાળ કેમ નથી?" સૌ મુંઝાયા, પરંતુ બિરબલે કહ્યું "જહાંપનાહ આપ બન્ને હાથેથી વારંવાર હીરા માણેક, રત્નો વગેરે આપો છો, તેનાથી ઘસાઈને વાળ નથી ઉગતા." આ સાંભળી બિરબલના અદેખાઓએ એને જ પૂછ્યું "તો બિરબલ, તમારી હથેળીમા પણ વાળ નથી તેનું કારણ?" એણે કહ્યું "યાચકના હાથ પણ લેતા ઘસાય છે તેથી નથી." તે સાંભળી કોઈકે પૂછ્યું 'અમે લેતા પણ નથી ને આપતા પણ નથી, છતાં અમારા હાથમા વાળ કેમ નથી?" બિરબલે રોકડું સમજાવ્યું "તમે દાની અને યાચકને જોઈને બળો છો, તેથી બન્ને હાથ ઘસો છો, હથેળી ફેરવો છો, માટે નથી.'

ભોજના મંત્રીઓએ વળી ત્રીજું ચરણ લખ્યું "कदापि कुपितो दैवः" કદાપિ દૈવ કોપે તો? ત્યારે ભોજે તરત લખ્યું "संचितमपि नश्यति" દૈવ કોપે તો ભેગું કરેલું પણ નાશ પામે. મંત્રીઓ સમજી ગયા કે ભોજને દાન માર્ગેથી પાછા ન વળાય. સિંધુ સૌવીર દેશનો અધિપતિ ઉદાયન પણ એવો જ મહાન હતા. વધુ ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

ભિખારી ચંદન પત્થરમાં મૂકી ઉજાગરીમાં ફરે છે પણ કોઈ ખરીદનાર મળતું નથી. ભિખારી [illegible] ભમાય છે ને ફરી ઉગામે છે પરંતુ ચંદન તેને ત્રણ દિવસની મજૂરી પરખાવે છે.

તીન રોજના ફિરાયા ચંદનમેં, મિલા ન કોઈ લેવાલ... [illegible] કરુણા૦
દિલમાંની પીર જ [illegible] ત્રણ દિવસનો ભૂખ્યો શું ન કરે?

बुभुक्षितः किं न करोति पापं!

[illegible]
[illegible] બનાવ. કરુણા૦

છરીની ધાર જોઈ હંસ કંપી ઉઠયો. સૌ મોતના મુખમાંથી છૂટવાના ઉપાય શોધે છે 'સો જોષી ને એક ડોશી.'' આ કહેવતની એક કથા છે. રાજ્યના ગુનેગાર અમરાવતીના જોષીને પકડવા રાજાએ હુકમ કર્યો. તે જાણીને જોષી ભાગી ગયો. રાજાએ તેની પાછળ લશ્કર મોકલ્યું પણ તે મળ્યો નહિ, કેમકે જોષીને બચાવવા એક ડોશીએ ઘટી ઉપર બેસાડી દીધો ને ઘટીનો ગાળો પાણીથી ભરી દીધો. રાજાએ જોષ જોવડાવ્યા તો જોષીએ કહ્યું કે 'જોષી એક બેટ ઉપર બેઠા છે ને ચારે બાજુ પાણી છે'' લશ્કરે શોધાશોધી કરી પણ કંઈ પત્તો લાગ્યો નહિ, ત્યારથી કહેવત પડી છે કે સો જોષી ને એક ડોશી.'' જીવવા માટે જોષી ઘટીનો ખીલો પકડીને બેઠા છે હંસને પણ જીવવું ગમે છે મરવું ગમતું નથી. શિકારીએ તેને મારવા છુરી ઉપાડીને ઘા કરવા જશે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન વીસમું

(શનિવાર, ૨૭-૭-૧૩)

અનંતજ્ઞાની મહાપુરુષોના મુખમાંથી ઝરેલી સારસ્વતી વાણી તે સિદ્ધાંત. ભગવતીસૂત્રમાં મહારાજા ઉદાયનનો અધિકાર ચાલે છે ભગવતીસૂત્રને સમજવા સૌમ્યભાવ જોઈએ. સદ્ગુણનું એન્જિન કરો તો બીજા ગુણોના ડબ્બાઓ એની સાથે જોડાઈને આવશે. સુધર્મસ્વામીએ જંબુસ્વામીને કહ્યું :

सुयं मे आउसं तेण भगवया एव अक्खायं ॥

હે આયુષ્મન્! ભગવાન પાસેથી જે સાંભળ્યું તે તને કહું છું કેટલી નમ્રતા! અહમ્‌નો જરા પણ ભાવ નથી

વીતિભય નગરના મહારાજા ઉદાયનને ભૌતિક સુખની સાથે આત્મિક સુખનો ખજાનો મેળવ્યો હતો. જડ અને ચેતનનું તેમને જ્ઞાન હતું

જડ ચેતન તો ભિન્ન છે કેવળ પ્રગટ સ્વભાવ
એકપણું પામે નહિ, ત્રણે કાળ દ્વય ભાવ
(આત્મસિદ્ધિ શાસ્ત્ર ગાથા ૫૭)

ચૈતન્ય તે ચેતન જ રહે છે તે ત્રણે કાળે જડ ન થાય જેમ તેજની આંધિ ચડે ને સૂર્ય ઢંકાઈ જાય પણ દિવસ તે દિવસ આત્મા અનંત પુદ્‌ગલ પરાવર્તનથી જડમાં ગોથા ખાઈ રહ્યો છે, પરંતુ ગાઢ વાદળ અને આંધીથી દિવસ ફીટી રાત બનતી નથી તેવી રીતે ચૈતન્ય તે ચૈતન્ય જ રહે છે જ્ઞાનીઓએ કહ્યું છે 'હે આત્મા! એ તારો વિભાવ છે, ચૈતન્ય તરફ લક્ષ કર. વિચાર કરો કે 'હું કોણ છું? વિચારતા સમજાશે કે ઇન્દ્રિયો તે હું નથી દેહ તે હું નથી પરંતુ જ્ઞાનનો પુંજ—ચૈતન્ય હું છું ઉદાયન હમેશા વિચારે છે કે સુખ ક્યાં છે?' સુખ ચૈતન્યનો ગુણ છે જડનો નથી. આંખે છારી કે મોતિયાનું આવરણ આવતા બરાબર દેખાતું નથી તે ત્રુટી દૂર કરાવવા ડૉક્ટર પાસે જઈએ છીએ ને આવરણ દૂર થતા બધું દેખાય છે તેમ કર્મના આવરણ દૂર થતાં કેવળજ્ઞાનરૂપી સાચું સુખ પ્રાપ્ત થશે. જે આત્માઓ આત્માના શાશ્વત સુખને ઓળખી શક્યા નથી, અને પુદ્‌ગલમાં રાચી રહ્યા છે તેવા આત્માઓ નરકની મહાન રૌદ્ર વેદનાઓ ભોગવી રહ્યા છે માટે ઉઠો, જાગો બંધુઓ! મૃત્યુ લોકના ક્ષણિક સુખ છોડી ત્યાગ માર્ગની આરાધના કરો વીજળીના ચમકારા જેવી લક્ષ્મી મેળવવાની લોલુપતા ઓછી કરો પંડિત રત્નચંદ્રજી મહારાજ કહે છે

હે લક્ષ્મી ! તુમ તેરે બિન સબ કઠિન શ્રમ કરતે હૈ
તેરે સંગમ કરો સુખ હૈ, ઔર જલમેં રખતે હૈ
ચોરીસે રક્ષણ કરતે હૈ, એસા સુખ કી નિંદ નહિ,
તૂ તનિક પર સ્થિર રહેતી, પર નિર્દય ઉસી સ્થાં નહિ."

હે ભવ્ય જીવો ! જ્ઞાનીઓએ પોકારીને કહ્યું છે કે "પુણ્ય ગ્રહમાં સુખાવું નહિ. ધન મેળવવાની લાલસાએ ધર્મ ન જાય. ભાગ્યમાંથી મળે જાય પણ સત્ અને સદાચરણ ભાગ્યમાંથી નહિ જાય. ચંચળ લક્ષ્મી કટકો કઈ દેશે ને કર્મના ફળ ભોગવવાના રહી જશે લક્ષ્મી મેળવતી વખતે કર્મ બંધાય છે તે ભોગવતી વખતે પણ કર્મ બંધાય છે અને તેને સાચવતાં પણ કર્મ બંધાય છે આ બળ લક્ષ્મી કેટલી નિર્દય છે ! પાપના કડવા ફળથી દૂર રહો. ઉદાયન મહારાજા પાપના કડવા ફળથી દૂર રહે છે મહારાણી કેવા હતાં તે સૂત્રકાર બતાવે છે —

तस्सणं उदायणस्स रण्णो पउमावइ णाम देवी होत्था। सुकुमाल वण्णओ तस्सणं उदायणस्स रण्णो प्रभावती णाम देवी होत्था वण्णओ जाव विहरति।"

ઉદાયનને મહાન સુકુમાર પદ્માવતી નામના મહારાણી હતાં. પુણ્યના પ્રતાપથી અનુપમ સુખ ભોગવે છે

પુણ્યના ફળ મીઠાં અને પાપના ફળ કડવા હોય છે. અનાદિ કાળથી આપણે કડવા અને મીઠાં ફળ ભોગવતા આવ્યા છીએ હવે તો નિજ રાજ જોઈએ. શુભ કર્મ કરવાથી દેવ-મનુષ્યની ગતિ મળે છે અશુભ કર્મ કરવાથી નારકી તિર્યંચની ગતિ મળે છે ભાવો બે પ્રકારના હોય છે એક શુભ ભાવ અને બીજો અશુભ ભાવ. રાગ-દ્વેષ, ક્રોધ, માન માયા લોભ વિ. અશુભ ભાવો છે તે છોડવા યોગ્ય છે

આત્માનું ધ્યેય શુદ્ધભાવમાં જવાનું હોવું જોઈએ. જવાય નહિ ત્યાં સુધી શુદ્ધ ભાવમાં રહેવું જોઈએ શુદ્ધ ભાવમાં સ્થિર થવાશે ત્યારે તમને નીચેના ભાવો જાગશે.

હોવી જોઇએ, તો પતિ તેને જ દેવી માની અન્ય સ્ત્રીને બ્હેન તરીકે માને.

રાણી પ્રભાવતી સૌંદર્યવાળા છે રાજા પ્રત્યે અનુરાગ છે શરીર સુકુમાર છે અવયવો પ્રમાણસર તથા સુંદર છે એમનું વદન ચન્દ્રના જેવું મનોહર છે તેઓ મહારાજા ઉદાયનને બહુ જ અનુકૂળ છે એમની ચાલ હંસ અને ગજ જેવી મનોમુગ્ધ કરનારી છે સ્વર કોયલ કે વીણા જેવો છે ને તેમનું સ્મિત અત્યંત મધુર છે તેઓ મહારાજા ઉદાયન સાથે સુખ ભોગવી રહ્યા હતા વધુ ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

જેવો શિકારી હંસને મારવા જાય છે તેવો જ હંસ શું કહે છે?

“મારી ચીસ હંસને એસી ચંપક સુનેકે આયા!
લીયા પીંજર છીન હાથસે ઉસકો ખૂબ દબાયા હો- કરુણા

હંસે ભયંકર કારમી ચીસ પાડી તે, પોતાના ઘર તરફ જઇ રહેલા શેઠીપુત્ર ચંપકે સાંભળી. તેનું હૃદય કંપી ઉઠયું એકદમ જઇને હિંસકના હાથમાં રહેલું પાંજરું તેણે છુટવી લીધું અને તેને ખૂબ દબાવવા લાગ્યો. અરે પાપી! શા માટે આ પાપ કરે છે? તને મરવું નથી ગમતું તો તેને ક્યાંથી ગમતું હશે? આ સાંભળી હંસે કહ્યું ભાઇ તું એને દબાવ નહિ. એણે ત્રણ ત્રણ દિવસ સુધી મને જીવાડવા ભૂખ તરસ વેઠયા છે એમનો મારા ઉપર વધો ઉપકાર છે ત્રણ દિવસનું જીવનદાન એણે મને આપ્યું છે તો હવે તમને દયા આવતી હોય તો હું કહું તેમ કરો.

હંસ કહે અરે કુંવર દયાળુ, એ તું મહા દયાલ!
દયા સહમ દો રૂપે છોડા વે કર દે ઇસે નિહાલ હો કરુણા ”

"ભાઈ, તું દયાળુ છે, તો દશ હજાર રૂપિયા એને આપી મને છોડાવ અને એને ન્યાલ કરી દે હિંસા ન કરવાનું એને ફળ આપ"

ઘણીવાર તમે બીજાને બચાવવાની વાત કરશો, પરંતુ આવો કોઈ ત્યાગ કરવાનો આવે ત્યારે તમે ઊભા રહો છો ખરા કે? જુઓ ચપકની પણ આ પરીક્ષા છે હંસ વહાલો કરવો કે દશહજાર? આ બન્ને વૃત્તિનું યુદ્ધ ચાલે છે ચપકના ચિત્તમાં દયાનું બરણું વહી રહ્યું છે કોઈને બચાવવો તે દશહજાર રૂપિયા કરતાં વધુ મૂલ્યવાન છે એમ એને લાગવા માંડ્યું છે

હવે ચપક શું કરશે ને હંસને કેવી રીતે બચાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન એકવીસમું

(રવિવાર ૨૮-૭-૬૩)

સુજ્ઞ બંધુઓ અને બ્હેનો! સર્વજ્ઞ મહાપુરુષોએ કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જે વાણી પ્રરૂપી તેનું નામ સિદ્ધાંત સિંધુ સૌવીર દેશ અને વિતીભય નગરીમા મહારાજા ઉદાયન રાજ્ય કરે છે, તેનો અધિકાર ચાલે છે એમનું જીવન આદર્શ છે આદર્શ જીવન કેવું હોય? પશુઓ જીવે છે અનાર્યો જીવે છે અજ્ઞાનીઓ જીવે છે અને આર્ય ને મહાપુરુષો પણ જીવે છે આપણું જીવન લઈ અન્ય આનંદ પામે તેવું હોવું જોઈએ. શ્રાવકના એકવીશ ગુણમાથી એક પણ અપનાવ્યો હશે તો જીવન આદર્શ

થઈ જયે આનંદ શ્રાવક જે સમયે સમકિત પામ્યા ન હતા ત્યારે પણ તેમનું જીવન કેટલું આદર્શ હતું ! પરમ આદર્શ જીવન જીવવા આગમમાં દૃષ્ટિ નાંખો. જૈનદર્શન નિશ્ચય અને વ્યવહાર બંનેને સ્વીકારે છે જે પોતે સ્વચ્છ છે તે જ અન્યને સ્વચ્છતાનો ઉપદેશ આપી શકે જે માનવ બીજાને ઉપદેશ કરતો હોય ને પોતાના જીવનમાં પોતે આચરણ નહિ કરતો હોય તો તે ઉપદેશ શા કામનો ! માટે એવું જીવન જીવો કે મૃત્યુ પાછળ પણ સુવાસ વહેતી રહે. ભગવાને પણ કેવલજ્ઞાન ને કેવલદર્શન થયા પછી જ દેશના આપવાની શરૂઆત કરી હતી. તેમણે માનવજીવનની પ્રધાનતા બતાવી છે

दुल्लहे खलु माणुसे भवे चिरकालेणवि सव्वपाणिणं ।
गाढा य विवाग कम्मुणो समयं गोयम मा पमायए ॥
(ઉ સૂ. અ ૧ ૩ ગાથા ૪)

મનુષ્ય જીવનને દુર્લભ કહ્યુ છે દેવતાનો ભવ દુર્લભ નથી કહ્યો તે વિચારો. નરકનાં અપાર દુઃખો નારકી ભોગવી રહ્યાં છે નારકીના જીવો જે કીચડમાં રહ્યા છે તે કીચડ બે તોલા લાવીને અહિં મૂકવામા આવે તો આસપાસના ચાર ગાઉ સુધીના માણસો બેભાન બની જાય અને મરી પણ જાય. માત્ર બે તોલા કાદવ મનુષ્ય લોકમાં લાવીને મૂકવામાં આવે તો રહી શકતુ નથી, તો એમાં ખુંચીને રહ્યા હશે તેમને કેટલું કષ્ટ હશે ! આ જીવાત્મા આવું નારકીનું દુઃખ સહન કરી આવ્યો છે. તિર્યંચનો ભવ પણ એવો જ પરાધીન છે ખેતરમાં અનાજ પડ્યું છે પરંતુ તેને ખેડનાર બળદના મુખે છીંકલી બાંધેલી હોવાથી ખાઈ શકતો નથી એ જ રીતે તમારા ઘરમાં દરેક વસ્તુ મોજુદ છે પણ બિમાર પડવાથી ડોકટરે મનાઈ કરી, ત્યારે પંદર વીશ લાંઘણ કરવા તૈયાર થઈ જાઓ છો. વિચારજો. તેમાં તમારો ભાવ નથી. માટે સ્વાધીનપણે ત્યાગ કરો

જીવનો શુદ્ધ અવસ્થાએ અનાહારક સ્વભાવ છે તમે મનોરથ ચિંતવના ભાવો છો કે હે ભગવાન, હુ આરંભ–પરિગ્રહ ક્યારે છોડીશ ? પંચમહાવ્રતધારી ક્યારે બનીશ આલોયણા કરી સંથારો ક્યારે કરીશ ? કેમ, આવુ જ વિચારો છો ને ? કે પછી શ્રીમંત ક્યારે બનીશ, અનેક પુત્રોનો પિતા ક્યારે બનીશ એવું ઇચ્છો છો ? હાથી જીવતાં લાખનો અને મર્યા પછી સવા લાખનો કહેવાય છે તેમ તમે પણ સવાયા બનીને જાઓ. માનવજીવન મોક્ષમા જવાનો કિંમતી સીડીઓ છે જીવન પેટ ભરવા માટે નથી, અનીતિ, અધર્મ કરવા માટે નથી પણ પરમ આદર્શ જીવન જીવવા મળ્યુ છે આજીવિકા પૂરતુ અનિવાર્ય સંજોગોમા ઘણુ કરવું પડે પરંતુ તેનો અસંતોષ રહેવો ન જોઇએ માટે પેટ ભરો પણ પેટી ન ભરો માનવી પેટ નહિ પણ પેટી ભરવા માટે દોડાદોડ કરી રહેલ છે

ભગવતીસૂત્રમાં પ્રશ્ન છે કે પરિગ્રહની લોલુપતાનુ ફળ શુ ? જ્ઞાની કહે છે કે તે દુર્ગતિનુ કારણ છે જ્ઞાનીઓએ પરિગ્રહને માંસના લોચાની ઉપમા આપી છે પરિગ્રહની લોલુપતા કેવી છે ?

“ ત્રણે લોકનુ રાજ્ય મળે જો એહને,
તો પણ તેને મન અસંતોષ ન થાય જો
સ્વ પદાર્થો મર્યાદાવાળા ક્યાં,
તૃષ્ણા કહી છે અનંત દુઃખદાય જો.”

તૃષ્ણાનો ખાડો સૌથી ઊંડો છે પેટનો ખાડો અર્ધો શેર અનાજથી ભરાઈ જાય. ભૂખ્યા પેટે કદાચ ગમે તે સુંદર વાની ખાવાનો ઇંકાર કરશો પરંતુ મનનો ખાડો મેરૂપર્વત પણ પૂરી ન શકે ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે કૈલાસ પર્વત જેટલા સોનારૂપાના અસંખ્ય ઢગલાથી પણ લોભીને સંતોષ નથી થતો તૃષ્ણા આકાશ જેટલી અનંત છે તૃષ્ણાએ કોઇને છોડ્યા નથી. એક પ્રસંગ સાંભળો.

છે તેથી નિર્મળ દૃષ્ટિવાળા શેઠને અળે વાત ઉતરી જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ. પાડવોને દુનિયા પવિત્ર ને સત્કારી લાગી, કૌરવને કોઈ સારુ દેખાયુ નહિ. મુનિમની વાત શેઠે સ્વીકારી ને પુત્રને પરદેશ મોકલવાનુ વિચાર્યું"

ઉથલ પાથલ કહી શેઠને, સરે હિની બાત જણાઈ,
બુલા પુત્રને શેઠ કહે યૂ લાઓ પરદેશ કમાઈ હો ॥ કરૂણા૦

વેપારીઓ ખુશ થઈ ગયા "મંદિરની શોભા કળશથી વધે છે" તેમ આપના પુત્રને અમારી સાથે મોકલી કૃપા કરી છે

અપકુંવરે પિતાની આજ્ઞા સ્વીકારી લીધી ને કહ્યુ: 'ભલે પિતાજી, જે આજ્ઞા હશે તે હું માન્ય કરીશ.' હવે આગળ શુ બને છે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૨૮ મુ

(રવિવાર, તા. ૪-૮-૧૯૬૩)

શ્રી ભગવતી સૂત્રમાં ઉદાયનની વાત ચાલે છે શ્રી સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે કે એકાંત હિતકારી મોક્ષમાર્ગની વાતને તુ સાવધાની અને પૂર્ણ ચિત્તથી સાંભળ. વૃક્ષના ફળ, પાંદડા, પુષ્પ ફળ વિગેરે તેટલાં તોડી નાંખીએ, પરંતુ જ્યાં સુધી મૂળ સાબૂત રહેશે ત્યાં સુધી સંસારરૂપ વૃક્ષ ને કાયમ રહેશે પેટની ગાંઠ ડૉક્ટર પાસે કપાવવી સારી તેમ સંત દ્વારા સ્યાદ્વાદ વાણીરૂપી છરિયાથી મિથ્યાત્વની ગાંઠ કપાવો.

નારકી તિર્યંન્ચ, મનુષ્ય અને દેવ એ જીવની ચાર ગતિ છે નારકીમાં જવાનુ કારણ મહાઆરંભ, મહાપરિગ્રહ માંસાહાર અને પંચેન્દ્રિ વધ છે તિર્યંચના ચાર કારણ-માયા નિવડ માયા, જુઠ ને ખોટા તોલમાપનો ઉપયોગ. ત્યારે તો એમાં જનારા વધી જવાના, મનુષ્યગતિમાં જવાના પણ ચાર કારણો બતાવ્યાં છે (૧) પ્રકૃતિ ભદ્રિક-દ્રાક્ષ જેવા, બધુ જ ઉપયોગી, નિરર્થક કાંઈ નહિ બહારથી સુંદર અંદ રથી મધુર (૨) વિનય પ્રકૃતિ (૩) સાનુકોસિયાએ-અનુકંપાવાળા (૪) ઇર્ષા ને અહંભાવ વગરના દેવતાની ગતિ પણ ચાર કારણથી મળે છે સરાગસંયમ સંયમાસંયમ બાળતપ, અકામનિર્જરા પરંતુ છેવટની પાંચમી ગતિ મોક્ષગતિ છે આપણે ક્યાં જવુ છે? એને માટે સારાસારનુ જ્ઞાન હોવુ જોઈએ.

સત્ય અસત્યના વિવેકવાળો ઉદાયન પૂર્વના પુણ્યથી ૩૬૩ નગરનુ આધિપત્ય ભોગવે છે પુણ્ય યોગથી એને આર્યદેશ, ઉત્તમકુળ અને દશ બોલની જોગવાઈ મળી છે પુણ્ય યોગથી ધર્મ પાળવાની સામગ્રી મળી છે છતાં બંને જુદા છે એનુ એને ભાન છે મો ટર તમને બોરીસના પગથિયા સુધી લઈ જશે, પગથિયા તો તમારે ચઢવા પડશે તે જ રીતે પુણ્યબળ કેવળીના સમોસરણ સુધી લઇ જશે. પરંતુ ભગવાનની વાણી સાંભળવાનુ કામ તમારુ છે ઉપાદાન અને નિમિત્ત બંને જુદાં છે પ્રભુના સમોસરણમાં વાણીની વાણીનો ધોધ વરસી રહ્યો હોય અને તેમાં તમે સ્થિરતા કરો નહિ ને બાહ્ય આડંબરમાં રહી જશો તો જ્ઞાનીના મધુર વચનોનો અમૃત ઘૂટડો પી શકશો નહિ. બંધુઓ! રજબાજીના ખેલ ને ક્ષણિકસંપત્તિના મોહમાં અનંત કાળ કાઢયો. હવે સ્વઘર તરફ નજર કરો લૌકિક ઋદ્ધિ નહિ, પરન્તુ આત્મિક ઋદ્ધિ શાંતિ આપશે.

જો લૌકિક ભોગમાં શાંતિ હોત તો ભગવાનની દેશનામાં દેવો એવા મહાભોગ-મહાવિલાસમાંથી ભગવાનને સાંભળવા ન

આવત. વી વાણીનુ શ્રવણ કરવા ન આવત. તીર્થંકર ભગવાનના સમોસરણમા બાર જાતની પરિષદ ભરાય છે તેમા ચાર જાતિના દેવો–ભવનપતિ, વાણવ્યતર જ્યોતિષી અને બાર દેવલોક સુધીના વૈમાનિક દેવો આવે છે, નવ ગ્રૈવેક સુધીના વૈમાનિક દેવો આવતા નથી. આવા વૈભવશાળી ઇન્દ્રોને જોઈને સમકિતી એવો પુનીયો શ્રાવક વૈભવશાળી દેવોની દયા ખાય છે શા માટે? દેવોની પાસે ભલે તેવી ઋદ્ધિ અને વૈભવ હોવા છતાં પણ એક નવકારશી પચ્ચક્ખાણ કરવાને તેઓ સમર્થ નથી, તો ચારિત્રની વાત જ ક્યા?

ભગવાને પાચ પ્રકારના ચારિત્ર કહ્યા છે

सामाइयत्थ पढमं, छेओवट्ठावणं भवेबीयं ।
परिहार विसुद्धीयं सुहुमं तह संपरायं च ॥
अकसायं महक्खायं छउमत्थस्स जिणस्सवा।
एयं चयरित्तकरं, चारित्तं होइ आहियं ॥
ઉ. અ. ૨૮ ગાથા ૩૨ ૩૩

પહેલુ સામાયિક ચારિત્ર બીજુ છેદોપસ્થાપન, ત્રીજુ પરિહાર વિશુદ્ધિ, ચોથુ સૂક્ષ્મસંપરાય અને પાંચમુ કષાયથી રહિત યથાખ્યાત ચારિત્ર. આત્માને શુદ્ધ દશામા સ્થિર કરનાર ચારિત્ર, સવર સયમ ત્યાગ કે પ્રત્યાખ્યાન કહેવાય છે મન વચન અને કાયાથી પાપકર્મ કરવુ નહિ કરાવવું નહિ અને અનુમતિ આપવી નહિ એવા સકલ્પવાળુ ચારિત્રગ્રહણ સામાયિક ચારિત્ર છે વ્રતધારી ગૃહસ્થીને અલ્પાંશે ને સાધુઓને તે સર્વાંશે હોય છે નવા શિષ્યને દશવૈકાલિક સૂત્રનુ ષડ્જીવનિકાય નામનુ ચોથુ અધ્યયન ભણાવ્યા પછી જે વડી દીક્ષા આપવામા આવે છે તેને છેદોપસ્થાપનીય ચારિત્ર કહે છે એક તીર્થંકરના શાસનમાથી બીજા તીર્થંકરના શાસનમા પ્રવેશ કરે તેને પણ છેદોપસ્થાનીય ચારિત્ર કહે છે જે બીજું

ચારિત્ર છે વિશિષ્ટ પ્રકારની તપશ્ચર્યાથી આત્માની વિશુદ્ધિ કરવી તે પરિહારવિશુદ્ધિ નામનું ત્રીજું ચારિત્ર છે ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય જે સંપરાય છે તે સૂક્ષ્મ થઈ જાય, ઉપશમ પામે અથવા ક્ષય પામે ત્યારે સૂક્ષ્મસંપરાય ચારિત્રની પ્રાપ્તિ થાય છે જ્યારે સૂક્ષ્મ લોભ ચાલ્યો જાય અને કષાયરહિત અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થઈ જણાય. આ વીતરાગ ચારિત્ર કહેવાય, કેમકે એ આત્મા રાગ અને દ્વેષથી સર્વથા પર થઈ ને પૂર્ણ મધ્યસ્થ ભાવની પ્રાપ્તિ કરે છે છદ્મસ્થ ઉત્તરોત્તર વિશુદ્ધિ પ્રાપ્ત કરતો આ અવસ્થાએ પહોંચે છે બધાં જ ચારિત્ર ઉત્તરોત્તર શુદ્ધ છે ને કર્મનો ક્ષય કરવામાં ઉપકારક છે

સિંહ ભૂખ્યો હોય તો પણ ખડ ખાતો નથી તમે પણ સિંહ છો. સિંહના શૂરાતન આગળ સો હાથી નિર્બળ છે સમ્યક્ત્વની જ્યોતિ આગળ વિકારરૂપી શિયાળ ઊભા રહી શકે નહિ. મોચી સવારથી સાંજ સુધી ચામડાં સાફ કરે છે, તમે પણ શું દેહરૂપી ચામડીની આળપંપાળમાં જ સવારથી સાંજ કાઢશો? સડી જવા મગ, મઠને રાખથી ઢબાવાય છે, રાખ વજરનો ચાલુગ્ર અમૂલ્ય મોતીની રાખ બનાવી તેનો ઉપયોગ કરે તેને તમે કેવા ગણશો? શરીરના લાલનપાલન માટે આત્માના ઐશ્વર્યને ફના કરવું તો આપણા જેવો મૂર્ખ બીજો કોણ હોય?

" પુદ્ગલ ખેલ રાંક જે તો ત્યમેં રાંક
પુદ્ગલ રોગ નિવારે તિનબિન જગપતિ નિજ ધરાવે;
કૌભિને પ્રગટ પુદ્ગલ જાગ તમાશા "

પુદ્ગલ પાછળ દોડનારા દુનિયામાં સૌથી વિશેષ રાંક છે વેપાર ઉદ્યોગ ને કમાવવા પાછળ જેટલી તલ્લીનતા છે તેવી આત્માની કમાઈ તરફ કેમ નથી? હવે દેહની ચિંતા છોડી

દેહીની ચિંતા કરો. અનાદિકાળથી વિનશ્વર દેહને પોષવા પુદ્ગલના પથારા ઘણા કર્યા છે. તૃષ્ણાનો કદી અંત નથી એ આકાશ જેટલી અનંત છે. તૃષ્ણા જેવું દુઃખ નથી અને સંતોષ જેવું સુખ નથી.

न वि सुही देवता देवलोए ।
न वि सुही पुढवी पति राया।
न वि सुही सेठ सेणावइ य
एगन्त सुही मुनि वीतरागी ॥

દેવલોકમાં દેવ અનેક સમૃદ્ધિ વૈભવ વચ્ચે, સંતોષના અભાવથી સુખી નથી. રાજ્ય લોભી રાજા પણ તૃષ્ણાને કારણે સુખી નથી. શેઠ અને સેનાપતિ પણ તૃષ્ણાને કારણે સુખી નથી. આત્માના સ્વરૂપનું જેને ભાન થયું છે તે વીતરાગી મુનિ સુખી છે. સાચું કોણ ?

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारु गन्धम्
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षु दण्डम् ॥
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्त वर्णम् ।
न प्राणान्तेऽपि प्रकृति विकृति जायते सज्जनानाम् ॥

ચંદનને ઘસો તો સુગંધ આપશે. શેરડીને ચાકુથી વિશેષ ને વિશેષ છોલશો તો એની મધુરતા વધતી રહેશે. સોનાને વિશેષ ને વિશેષ તપાવશો તો એની કાંતિ વધતી જશે. પ્રાણ જાય તો પણ સજ્જનો ઉપકાર કાર્ય ચાલુ જ રાખશે. મહારાજા ઉદાયન આત્માના સાચા સુખમાં આનંદ માની રહ્યા છે. કહેવાય છે કે અહંન્નક શ્રાવકને ભયંકર ઉપસર્ગો આવ્યા તો પણ તેઓ ડગ્યા નહિ.

ચાર પ્રકારના ગોળા હતા. લોખંડનો, લાકડાનો, મીણનો ને માટીનો. એમને અગ્નિમાં મૂકવામાં આવ્યા તો મીણનો તત્ક્ષણ જ ઓગળી ગયો. લાકડાનો સળગી ગયો. લોખંડનો ઢીલો થઈ ગયો પરંતુ માટીનો જેમ જેમ તપતો ગયો તેમ તેમ ખૂબ કઠણ થતો ગયો. બંધુઓ! તમારી આવી પરીક્ષા થાય તો તમે કયા નંબરના ગોળા ગણાશો ?

આ રેખાચિત્રને બદલે આવતી કાલે બળેવ હોવાથી એ વિષે કંઈક કહું છું. એ દિવસે ભાઈ બ્હેનને રાખડી બાંધે છે. બ્હેનના હેતની કિંમત થાય નહિ. આ પ્રસંગને અનુસરી એક ભાઈ બ્હેનની કથા કહું છું. એક દુખી વિધવા પાડોશીનાં કામ કરી બે બાળકોને ઉછેરી રહી હતી તે પણ મૃત્યુ પામી. બન્ને નિરાધાર બાળકો ભટકીને પેટ ભરે છે પરંતુ બન્નેના હૃદયમાં એમના ઝરણાં વહી રહ્યાં છે:

> "ભાઈબ્હેનના હેતની સાંભળજે આ વાત,
> બચપણમાં મુઓ રે ગયા એના મા ને બાપ
> આઠ વર્ષની બેનડી, પાંચ વર્ષનો ભાઈ
> બચપણમાં દુઃખ આવિયું ન રહ્યું કોઈ સહાય
> સાખી—ભાઈ બેન ચાલ્યા રે મોસાળ, મામી દુઃખ રે અપાર,
> એના દુઃખનો ના આવે પાર માડીના જાયા
> બેનીના વીરા એને વાગ્યા રે"

મા બાપ વિનાના બે બાળકોને તેના મામા મોસાળ લઈ ગયા. મામા જાણે છે પત્નીને બાળકો સાચવવા ભલામણ કરી ત્યાં તો તે ગુસ્સે થઈ ગઈ

"કહે કે હું તારી ફરજ સમજું છું. બાળકો સાચવવા મને આવડે છે."

પરંતુ થોડા જ દિવસમાં મામી બદલાઈ ગઈ. બાળકો પાસે ઘરનું બધ બધનું કામ કરાવે. પાણી ભરાવે, ઢોર ચારવા મોકલે ને બન્નેને સાંજ સુધી ખાવા આપે નહિ. મામીનો જુલમ મામા સહન કરી શક્યા નહિ છતાં કકળાટ થાય એમ ધારી કંઈ બોલતાં નથી. રાતે છાશ રોટલો ખાઈ બન્ને બાળકો અરસપરસ વાર્તાલાપ કરી દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરે છે.

સાસરે સુખી હોય કે દુખી હોય, પણ બ્હેનને ભાઈને ત્યાં આવવાનું મન તો થાય જ. પણ આવે તો બ્હેન આવે તો

શેતી જાય ને સાળી આવે તો લઈને જાય. જો જો બધુઓ!
આવુ ન બને ? દુખી બ્હેનને સહાય કરવાની ફરજ છે

આ બ ને ભાઈબ્હેન દુખની વાત કરે છે બ્હેન કહે
આજે મને મામીએ ખૂબ મારી છે "ભાઈ કહે" બેન, હોય.
મામી બહુ સારા છે મારે તે નહિ ગણવાનુ આપણુ પાલન
પોષણ કરે છે ખાવા રોટલો સુવા ગોદડી ને પહેરવાં કપડાં
આપે છે ભાઈને પણ કોઈ વાર મામા–મામીનો માર પડે તો
તે પણ વાત કરે ને દુખ હળવુ કરે અને ભાઈ કહેતો ; બ્હેન,
તારા લગ્ન થઈ જાય ત્યા સુધીનુ જ દુખ છે, મામા તને પર-
ણાવશે, પછી હુ મારુ નિભાવી લઈશ' પછી તો આગાના
સગપણની વાત થવા માડી કરિયાવર વગરની બાગાને કયાંથી
શ્રીમત વર મળે? લક્ષ્મી નથી વિદ્યા પણ નથી

કમ આવે ખૂબ સતાવે એટલેથી એ નહિ પતાવે

વેરની પૂરી વસુલાત વાળે, કે ધમ કરો ધમ કરો "

મામાએ ભાણેજને પરણાવી. કરિયાવરમા એક જોડી
કપડા આપ્યા. બ્હેન સાસરે વિદાય થાય છે ભાઈ પણ કહે છે
કે 'મારુ કિસ્મત લઈ જશે ત્યા હુ રનુ આવી જઈશ."
તે મામાની રજા લઈ નોકરી શોધવા ચાલ્યો ગયો. બેન સાસરે
ગઈ ત્યા નણદે હકનો સા લો માગ્યો તો ભાભી કહે–જે છે તે
આ છે ત્યારથી નણદીનો કચવાટ શરુ થયો. ઘરમા એનુ જ
વર્ચસ્વ છે આખો દિવસ વૈતરૂ કરાવે રસોડામા પગ પણ ન
મૂકવા દે દુખમા દિવસો પસાર કરે બે બાળકો થયા. તેમને
પણ કા સુખ નથી એવા દ બળેલ ભાવી. બાળકો રાખડી
માટે જીદ કરવા લાગ્યા. નણદીએ મ્હેણુ માર્યું–રડો છો શાના?
તમારી માએ એના ભાઈને કદી રાખડી બાંધી નથી ને તમારા
ભટકતા મામાએ દશ વર્ષ બ્હેનને કાંઈ મોકલ્યુ નથી મહેણુ
લાગી ગયુ આજીજી કરી કહ્યું મ્હેણાં નહિ મારો, ભાઈ જરૂર

આવશે અને ભાણેજોને રાજી કરશે આજે તો પતિ લાવી આપે ને પત્ની કહે કે મારો ભાઈ લઈ આવ્યો અહીં તો એવી સ્થિતિ પણ નથી બ્હેને પત્ર લખ્યો

"દુઃખિયારી આ બેનડી, સાંભળ વીરા વાત,
રક્ષાબંધન દિન આવિયા નથી મહેર્યું મારે આધાર

પરંતુ હામ ઠેકાણું નથી. ક્યાં પત્ર લખે! ત્યાજ સામાનો પત્ર આવ્યો. તેમાં ભાઈના સમાચાર હતા. બ્હેનના આનંદનો કોઈ પાર નથી. બિચારી બ્હેન ભાઈને પત્ર લખે છે દુનિયામાં દુઃખીનું દુઃખ કોણ સમજી શકે? અનુભવ વિના દુઃખ નહિ સમજાય. શાહજાદાએ ઝરૂખામાંથી ભૂખે ટળવળતાં બાળકો જોઈ કહ્યું 'ભૂખ્યા શા માટે રહે છે ખાજા કેમ નથી ખાતા? ભિશ્તિને કહેવું પડ્યું 'રોટલાના અહીં તો સાંસા છે ત્યાં ખાજા ક્યાંથી ખાય?' બંધુઓ! આ જ રીતે સુખી માનવ દુઃખીના હાર્દ સુધી નથી પહોંચી શકતો. હવે બ્હેન ભાઈને કાગળ લખી રહી છે ભાઈ શું કહેશે તેના ભાવ આવતીકાલે કહેવાશે.

---

## વ્યાખ્યાન ઓગણત્રીસમું

(સોમવાર, ૫-૮-૬૩)

સુજ્ઞ બંધુઓ સુશીલ માતાઓ અને બ્હેનો ભગવતી સૂત્રના તેરમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં રાજા ઉદાયનનો અધિકાર ચાલે છે જાગૃત અવસ્થામાં મનુષ્ય સ્વતત્ત્વનો વિચાર કરી જીવનની અમૂલ્યતા સમજે છે અને જીવની મહત્તા સમજે

'चतारि परमंगाणि दुल्लहाणीह जन्तुणो।
माणुसत्तं सुई सद्धा संजमम्मि य वीरियं॥
(ઉ સૂ અ ૩ ગાથા ૧)

ચાર બોલ મળવા દુર્લભ છે પ્રથમ મનુષ્ય ભવ. તેમાં પાપ ભીરૂતા જોઇએ. જીવનની પળે પળે સાવધાન રહી ખોળ–ખોળનો ભેદ સમજી જીવવું જોઇએ

ત્રણ દિવસના એક ભૂખ્યાને રસ્તે જતા દયાળુએ મમરા આપ્યા તેનાથી કિંમતી કોહીનૂર હીરો નીકળ્યો તેને થયું કે આ વેચીને જીવનભરની ભૂખ ભાંગીશ. ઝવેરીને ત્યાં કિંમત કરાવી તો જાણ થઈ કે એ બહુમૂલ્ય છે પરંતુ હવે તેનો અંતરાત્મા જાગી ઉઠ્યો 'એ દયાળુએ હીરો નથી આપ્યો, મમરા આપ્યા છે એ હીરો મારો નથી. માણસને બે મન છે જાગૃત મન ને સ્થૂલ મન એક મન કહે લઇ લે. બીજું કહે જેનું છે તેને આપી દે

સદા સૌ આતમ સમાન, બીન સમાન શા કરો
શુદ્ધતામાંથી દુરાત્માન જીવન સુખ મેળવો.

ભિક્ષુકના મનમાં યુદ્ધ થાય છે આખીરાત ઘેન પણ નહિ સવારે પેલો દયાળુ પાસે મમરા આપવા આવ્યો ત્યારે તેનો હીરો પાછો સોંપ્યો દયાળુએ પૂછ્યું તે કેમ ન રાખ્યો? તો કહે, એવું મારા અંતરના ઓરડામાં જાગ્યો કરાવ્યો. પરંતુ અંતરાત્મા જાગ્યો ને કહ્યા ભર્યો.

બંધુઓ! કેવો જાગૃત આત્મા! જેનો આત્મા જાગ્યો છે તે જ સાચો ધનવાન છે તે જ સાચો માનવ છે જ્ઞાનીનો પ્રથમ બોલ માનવજીવનની દુર્લભતા છે વીતરાગ વાણી સાંભળી તેમાં શ્રદ્ધા રાખ. આચરણ કરવું દુર્લભ છે જ્ઞાનીએ કહ્યું છે

सोच्चा जाणइ कल्लाणं सोच्चा जाणइ पावगं।
उभयं पि जाणइ सोच्चा जं सेयं तं समायरे॥
(દશ. અ ૪, ગાથા ૧૧)

ધર્મને યથાર્થ સમજીને કલ્યાણકારી જાણુ. પાપને અહિતકારી જાણુ અને પછી બેયનુ સમ્યક્રીતે આચરણ કરી.

મન માખી જેવુ બની ગયુ છે શુચિ ઉપર પણ બેસે, અશુચિ ઉપર પણ બેસે ઘડીમા આત્મસ્વરૂપના લીન થાય, ઘડીમાં વિષયવાસના તરફ દોડે. ફાનસનુ કેરોસીન વાટ દ્વારા ઊંચે ચઢવાને બદલે નીચે ઉતરે તો પ્રકાશ નહિ આપે. તેમ ઇન્દ્રિયની શક્તિ વિષય તરફ ઉતરશે તો આત્માનો શાશ્વત પ્રકાશ નહિ આપે.

માટે જાગો. સોનના બંગલા હીરા છોડવા જેવા જ છે કારણ કે આ શરીર ક્ષણભંગુર છે વાપરો ધર્મની અંદર ના હોય તમારા વાપરો બહારે હોય, ઉપાશ્રયે ન હોય. કેમ ઉંઘી રહ્યા છો ? જાગો ! જાગો ! આ ઔદારિક શરીરના શુ લેખુ છે કે તને મોહી રહ્યા છો !

“इम शरीरं अनिच्चं असुइ, असुइ संभवं”

શરીર અનિત્ય છે ને અશુચિથી ભરેલુ છે મોહ-મદિરા ઉતરી જવા સમજાશે કે અશુચિવાળા શરીરથી હુ-ચૈતન્ય અખંડ છે કે શરીર ? ચૈતન્ય અખંડ હોય તો અહીંથી જવાના ક્યા ? કર્મ લઈ જાય ત્યાં જવાનુ આ કેવી પરાધીનતા ! એ ક્યા સુધી રહેશો ? જડચૈતન્યનો વિવેક કરાવી સુંદર અસેજ આનંદરૂપ છે હુ દેહાદિથી ભિન્ન છુ એવુ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન, શ્રદ્ધા થાય તે સમ્યગ્દર્શન અને એ તરફ વીર્યનો ઉપયોગ થાય તે સમ્યક્‌ચારિત્ર અને તે જ મોક્ષ માર્ગ

મહારાજા કુમારપાળ ૩૬૩ નગરનો અધિપતિ હોવા છતા જાગૃત છે અને દરરોજના ત્રણ મનોરથનો ચિંતવનાર છે

જાગૃત થાવક ત્રણ મનોરથનુ ચિંતવન કરે છે (૧) કે ભગવાન આરંભ પરિગ્રહ જે અનર્થના મૂળ છે તેને ત્યાગી પૌષધશાળામા બેસી આત્મધ્યાન પામતો થકો હુ ક્યારે વિચરીશ ?

પ્રમાણે જીવે અનાદિ કાળથી મમત્વ ભાવ કર્યો છે, પણ હે જીવ, જ્યારે મૃત્યુ આવશે ત્યારે કાંઈ તમારૂ નથી.

લાંચ આપીને બીજાને કાઢી શકાશે મરણરૂપી કુનશાને નહિ કાઢી શકાય. મુસાફરીએ જાઓ છો ત્યારે ભાતુ તૈયાર કરો છો, આત્માની યાત્રાએ સચરો ત્યારે ભાતાની જરૂર રહેશે. સૂત્રકાર સમજાવે છે –

> अद्धाणं जो महं तं तु अप्पाहेओ पवज्जइ।
> गच्छन्तो सो दुही होइ छुहातण्हाए पीडिओ॥
> एवं धम्मं अकाऊणं जो गच्छइ परं भवं।
> गच्छन्तो सो दुही होइ वाही रोगेहिं पीडिओ॥
>
> ઉ. અ. ૧૯ ગા. ૧૮–૧૯

ભાથા વિનાનો મુસાફર માર્ગે ક્ષુધા તૃષાથી પીડાય તેમ પરલોકની યાત્રામા પણ ભાથા વગર પીડાય. પરલોકનુ ભાથુ એટલે ધર્મ ધર્મનુ સ્વરૂપ શુ ? આરંભ અને પરિગ્રહથી વિરામ પામવુ અને સતોષમા આવવું તે જ ધર્મ છે સમભાવે વેદની કર્મ ભોગવવામા આત્માનુ ડહાપણ છે મુક્ત આત્મા કેવો છે ?

से न दीहे, न हस्से ण वट्टे ण तंसे ण चउरंसे ण परिमंडले ण किण्हे णनीले ण लोहिए ण हालिद्दे ण सुक्किल्ले ण सुरहिगंधे, ण दुरहिगंधे ण तित्ते ण कडुए ण कसाए ण अंबिले ण महुरे .. આ સૂ અ ૫ ઉ ૬ "

શુદ્ધ આત્માને કોઈ ઉપાધિ નથી

મધ્યાહ્ન ચરિત્ર આજે બંધ છે રક્ષા બંધન નિમિત્તે ભાઈ-બહેનની કથા:—

> બેનુ ભાતી બેનનો પત્ર આ પે તે વાર
> કરજે કાઢી રૂપિયા નવુ નગર મોઝાર.
> બેનુ ભાવતા બેનના કરવા પુરા કોડ
> દુખીયારા વીરા આવજે વાતજે કપટની ગેડ.

અશ્રુપૂર્ણ આખે શોધ પૂર્વક બેન ભાઈ ને પત્ર લખે છે સીતાજીને ઓધા દેની કે લગ્નનુ શકવનો પરાક્રમ કરી

## વ્યાખ્યાન ત્રીસમું

(મંગળવાર ૬-૮-૧૯૬૩)

ત્રીજે કાળે સિદ્ધ થએલી વસ્તુ તે સિદ્ધાન્ત. રાજા ઉદાયનનો અધિકાર ચાલે છે અનંતજ્ઞાનીઓના વચનની આરાધના તે જ ધર્મ છે એવી તેને શ્રદ્ધા હતી સર્વજ્ઞ પુરુષોએ મોક્ષના મુખ્ય માર્ગ ત્રણ બતાવ્યા છે જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપ વૃત્તિઓની છોળો ઉપર વિજય મેળવવો એ મહાન તપ છે જ્ઞાનીએ બાર પ્રકારના તપ બતાવ્યા છે તે । ૬ બાહ્ય અને ૬ અભ્યંતર: અનશન ઉણોદરી વૃત્તિ સંક્ષેપ રસપરિત્યાગ કાયક્લેશ, પ્રતિસંલીનતા એ ૬ બાહ્ય તપ છે પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ સ્વાધ્યાય ધ્યાન કાયોત્સર્ગ એ ૬ અભ્યંતર તપ છે આ બાર પ્રકારના તપ કહ્યા છે तवेसु वा उत्तमं बंभचेरं તપમાં બ્રહ્મચર્ય મહાન તપ છે ब्रह्मणि चरति इति ब्रह्मचर्य। આત્મ સ્વરૂપમાં રમણ કરવું રાગદ્વેષમાં ન જવું વિભાવમાં ન જવું રાગ અને દ્વેષ એ પર છે અને વિકારમાં રમણ કરવું તે વ્યભિચાર છે આજનો માનવી બ્રહ્મચર્યની સાધનાને ભૂલી રહ્યા છે સત્ર મતોમાં બ્રહ્મચર્ય એક મત છે જ્યાં વિષય છે ત્યાં સંસાર છે અને સંસાર છે ત્યાં વિષય છે માનવની વૃત્તિ વિષય તરફ દોડીને ભાગી રહી છે એવી વૃત્તિ આત્માનો ગુણ નથી એ તેનો સ્વભાવ નથી. વૈરાગ્ય તરફ જા. સ્વસ્વરૂપ તરફ લક્ષ કર. તે જ આત્માનો ગુણ છે, સ્વભાવ છે એ વિના મોક્ષ નથી વિષયલોલુપ અજ્ઞાન આત્મા બ્રહ્મચર્ય નથી પાળી શકતો. પરસ્ત્રીગમન કરનાર તથા વિષયભોગ રૂપી માંસમાં આસક્ત થનાર જીવો વિષે કહ્યું છે:-

(१) मदान्ध तिमिर ग्रस्ता, विषयामिष लम्पटा ।
भ्रमन्ति शतशो जीवा नाना योनिषु दुःखिता ॥

(२) परस्त्री व्यसनात्पुंस धनहानि कुलक्षयम् ।
देहनाशाधिकं दुःखं प्राप्तोऽसौ दशानन ॥

પરસ્ત્રીની ઇચ્છા રાખનારના ધન, માન, કુળ—બધાનો ક્ષય થાય છે માત્ર સીતાની ઇચ્છા જ કરવાથી રાવણે રાજ્ય અને પ્રાણ ખોયા. રાવણ જેવા જબ્બર રાજાની આવી દશા થઈ તો પછી સાધારણ માણસની તો વાત જ શી? ભોગ વિલાસ ઘોર દુઃખોની જનક છે શિયળવ્રત ધારણ કરીને જ પરમ સુખ મળશે.

तम्हा से य गया रोग समुप्पायां समुप्पज्जन्ति।”

ભોગ છે તેટલા રોગ છે જે ભોગને લાત મારે છે તે સર્વને લાત મારે છે બ્રહ્મચર્યનો અર્થ બહુ વ્યાપક છે સમસ્ત ઇન્દ્રિયોના વિષયોનો પરિત્યાગ કરવો અને શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણતા કરી તે જ બ્રહ્મચર્ય છે

સાધારણ અર્થની અંદર બ્રહ્મચર્ય શબ્દનો અર્થ મૈથુન સેવનનો ત્યાગ કરવો તેમ થાય છે આ તો ઘણા જીવો પાળી શકે છે પણ પાંચે ઇન્દ્રિયોના સંપૂર્ણ વિષયોને જીતી આત્મામાં શુદ્ધ રમણતા કરવી અને આત્મદર્શન કરવું તે ઘણું કઠિન કાર્ય છે મહાપુરુષોએ બ્રહ્મચર્યની બે પ્રકારે વ્યાખ્યા કરી છે

એક સર્વદેશ બ્રહ્મચર્ય બીજું એકદેશ બ્રહ્મચર્ય સર્વદેશ બ્રહ્મચર્યનો અર્થ સંપૂર્ણ મૈથુનનો ત્યાગ છે

नीरोगः कान्तिसम्पन्नः सर्व दुःख विवर्जितः ।
ब्रह्मचारी भवत्याशु प्राप्नोतीप्सित विवर्जितः ॥

બ્રહ્મચારી દુઃખી હોતો નથી પાપથી ઘેરાતો નથી સમસ્ત ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ ન માનું બ્રહ્મચર્ય છે બ્રહ્મચર્યની પાળના પાળતાં બધા ગુણ ખેંચાઈ આવશે તમારું જીવ આત્મસાધનાના [illegible]

આજે પાંચ શૂરવીરો ભાષા લેવાના છે તમે પણ જાગો. સિંહણના જાયા વીરની વાણીનો રણકાર સાંભળી શિયાળિયા થઈ પડમા ન રહે બંધુઓ! છેવટે એકદેશ બ્રહ્મચર્ય વ્રત લેજો. એકદેશ એટલે પરસ્ત્રીગમનનો ત્યાગ. ઓછામા ઓછુ એટલુ કરો શિયળના અદ્ભુત પ્રતાપથી સીતાજીની પરીક્ષા સમયે અગ્નિ જળવત્ બની ગયુ ચંદનબાળા, કલાવતી આદિ સતી ઓનાં આપણે પ્રભાતના પહોરમાં નામ–સ્મરણ કરીએ છીએ અને એમના સ્મરણ માત્રથી પણ માનવના દુ ખો મટી જાય છે આવો છે શિયળનો અવર્ણનીય મહિમા! સિદ્ધાન્ત કહે છે

देव दानव गन्धवा जक्ख रक्खस किन्नरा ।
बंभयारी नमसन्ति, दुक्करं जे करन्ति ते ॥

(ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧૬–૧૬

બ્રહ્મચર્યના દુષ્કરવ્રતનુ પાલન કરનારને સર્વે દેવ, દાનવ, ગંધર્વ, જક્ષ, રાક્ષસ અને કિન્નરો નમસ્કાર કરે છે બ્રહ્મચર્ય એટલે તોફાને ચડેલા સાગરને બે હાથે તરી જવો શિયળ વ્રત આગળ સાપ દોરડી બની જાય છે વિષ અમૃત બની જાય છે દુશ્મન દોસ્ત થાય છે સ્વદારાએ સંતોષી ને અન્ય સ્ત્રીઓને માતાતુલ્ય માનનારા સુદર્શન શેઠ શૂળીએ ચડમા ત્યારે શૂળી સિંહાસન બની ગઈ એકલી પડેલી દમયંતી આગળ વનમાં રાક્ષસ એનુ ભક્ષણ કરવા આવ્યો ત્યારે તેના શિયળના પ્રભાવથી તે કિંકર થઈ ગયો એકદેશ બ્રહ્મચર્યનો આ પ્રભાવ છે

મન, વચન કાયાના શુભ યોગથી બ્રહ્મચર્ય વ્રતનું પાળવુ ઘણુ કઠણ છે બ્રહ્મચર્યનો પ્રભાવ અદ્ભૂત છે માનવીની ફરજ છે કે તેણે પરસ્ત્રીનો ત્યાગ કરવો જોઈએ બીજ પાંચમ આઠમ, અમાસ આદિ દશ તીથીઓમા તેણે બ્રહ્મચર્યનુ પાલન કરવુ જ જોઈએ. ક્ષણવારના સુખાભાસના પાછળ કેવા ઘોર દુ ખો ઉભા થાય છે!

જ્ઞાનીઓએ એક રાત્રીના બ્રહ્મચર્યમાં ૧૮ ઉપવાસનુ ફળ બતાવ્યું છે એકવારના મૈથુનના અસંયમમાં એક બે ત્રણ, ચાર થી માંડીને નવ લાખ ગર્ભજ જીવોનો અસંયમ રહેલો છે. એક વખતના સંયોગમાં અસખ્યાતા આઠ પ્રાણ ધરનાર સમૂર્છિમ મનુષ્યોનો ઘાત થાય છે આજનો માનવી બ્રહ્મચર્ય વ્રત પાળવા માટે ઓપરેશન કરાવે છે દવાઓ વાપરે છે વગેરે। લોકને પોષણ આપવા માટે કેટલા અનર્થો માનવી કરી રહ્યો છે? આજની સરકાર સંતતિ નિયમન કરો તેમ કહે છે ત્યારે જૈન દર્શન કહે છે

અ બ્રહ્મચર્ય છે ઘોર દુઃખ પ્રમાદનુ ઘર"

બ્રહ્મચર્ય સુખનો પુંજ છે શીલં પરમ્ ભૂષણમ્

શીલ એ પરમ (ઉત્કૃષ્ટ) ભૂષણ છે શીલ એજ સાચુ ધન છે ભૌતિક ધન માનવની હાજરીમા નાશ થઈ જાય છે। અગર માનવી તેને મૂકીને ચાલ્યો જાય છે અગર ચોર આવે તો લુંટી જાય છે કહ્યું છે કે।

दानं भोगो नाशस्तिस्रो गत यो भवन्ति वित्तस्य।
यो न ददाति भुंक्ति तस्य तृतीया गतिर्भवति॥

ધનની ત્રણ ગતિ છે વાપરવુ દાન આપવુ, નાશ થવો પરંતુ જેની પાસે ચારિત્ર રુપી લક્ષ્મી છે તે જ અંતરો સુધી સાથે રહેશે. બ્રહ્મચર્ય રુપી રત્નને સાચવવા નવવાડનુ સ્વરુપ જ્ઞાનીઓએ બતાવ્યુ છે ખેડૂત વાવવા જશે ત્યારે ખભે અનાજ લઈને જશે, પરંતુ લણીને લાવશે ત્યારે ગાડાં ભરીને લાવશે, પરંતુ અનાજ સાચવવા તેને વાડ વિગેરે કરવા પડશે. બ્રહ્મચારી માટે નવવાડરુપી નવ કોટ બતાવવામાં આવ્યા છે (૧) બ્રહ્મચારીઓએ એકાંતમાં વાસ ન કરવો, પુરુષે સ્ત્રીરહિત ને સ્ત્રીએ પુરુષ રહિત સ્થળે ન રહેવુ દશ વૈકાલિક સૂત્ર અધ્યયન ૮ ગાથા ૫૧ માં કહ્યું છે કે;

हत्थपाय पडिच्छिन्नं, कण्णनास विगप्पियं ।
अवि वाससयं नारिं बंभयारी विवज्जए ॥

હાથ નાક કાન કપાઈ ગયા હોય એવી સો વર્ષની વૃદ્ધ સ્ત્રી હોય, જેનું દર્શન જ ધૃણાસ્પદ છે તેની સાથે પણ એકાંતમાં રહેવુ નહિ. (૨) બીજી વાડ–રસપૂર્વક વાતચીત નહિ કરવી તે છે લીંબુની વાત થતા જ મુખમાં પાણી આવે છે તેમ બ્રહ્મચારી પુરુષે સ્ત્રી સાથે ને સ્ત્રીએ પુરુષ સાથે વિકાર ઉત્પન્ન કરે એવી વાતો કરવી નહિ. ત્રીજી વાડ આસનત્યાગની છે એક જ આસન ઉપર કે બેઠાબેઠ બેસવુ નહિ કબ્જિક પાસે કોળુ મૂકવાથી એની કઠણતા ચાલી જાય છે પૂર્વનાં કામભોગ ન સંભારવાની વાડ છે પૂર્વ વાત સંભારવાથી કેવુ અનિષ્ટ થાય છે તેનુ એક દૃષ્ટાંત એક કઠિઆરો વિશેષ કમાવવા દેશાવર જવા નીકળ્યો. માર્ગમાં એક માજીએ તેને વિસામો લેવા રોક્યો ને ખીચડી કઢી ભાવથી જમાડ્યો. બીજા દિવસે પણ કઠિઆરાએ કઢીની ઈચ્છા કરી ને માજીએ દહીં વલોવ્યું એ વખતે ભૂલમાં દહીં સાથે એક સર્પ પણ વલોવાઈ ગયો. તેની ખબર કઠિઆરો જમીને ગયા પછી માજીને થઈ માજીને બહુ ચિંતા થઈ ને છેવટે કઠિઆરો બાર વર્ષે કમાઈને માજીના ઉપકારનો બદલો વાળવા આવ્યો ત્યારે જૂની વાત થઈ ગઈ એ સાંભળતાં જ મુસાફરને ઝેર ચઢ્યું ને ત્યાં જ ખલાસ થઈ ગયો. અનાદિથી વિષયરૂપી ઝેર ચડી ગયું છે પૂર્વની એ વાત કરશો નહિ. મોહ ઉત્પન્ન થાય એવા દૃશ્યનો સુકોમળ શયનનો કે વિકાર ઉત્પન્ન થાય એવાં ખાનપાનનો ત્યાગ કરવો જોઈએ. કહ્યુ છે કે —

यथायाति सूर्यालोके क्षितितिमिरं तथा याति समाधिलोके समागमात्। महा ब्रह्मचर्यक्षितिजोऽपि नश्येत् न स्पृशेत् न नारीम् दृष्टिरस्तु दैवात् ॥

(મહાપ્રકાશ કામ ગાથા ૨૭)

સૂર્યની સામે જોતાં આંખનું અને પરસ્ત્રીની સામે જોતાં ચારિત્ર્યનું તેજ હણાય છે વિકાર તરફ દૃષ્ટિ જાય ત્યારે વિચારો કે તમે શું જુઓ છો ? ચામડીનો પડદો ખસે તો જુવા ઉપજે એવું શરીર દેખાશે. બ્રહ્મચર્યનું મનનું સાવધાનીથી પાલન કરજો. આજે બ્રહ્મચર્ય વિષે ખૂબ કહેવાયું નવવાડરૂપી કેટ સમજાવવા બાકી છે પરસ્ત્રી-ગમનથી થતી હાનિ વિષે કહેવાનું પણ છે.

મહારાજા ઉદાયન સ્વારના વિવેકવાળા છે ને જીવનમાં ચારિત્રરૂપી બ્રહ્મચર્યની એ સૌ આત્માના સ્વરૂપની રમણતા કરી રહ્યા છે આગળ શું અધિકાર આવશે તે અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

શેઠે વેપારીઓ સાથે પોતાના પુત્રને મોકલવાની હા તો પાડી દીધી, પુત્રના તાજેતરમા જ લગ્ન થયા છે તેથી માતા પુત્રને મોકલવા તૈયાર ન પણ થાય. પરંતુ ચાલાક મુનીમ, શેઠના વિચારમાં ફેરફાર ન થાય તેનું ધ્યાન રાખે છે બુદ્ધિ બે પ્રકારની છે સુમતિ અને કુમતિ. મુનીમ પાસે બુદ્ધિ ઘણી છે પરંતુ આજે તે વિભ્રમ બની છે કુવરને કષ્ટમા નાખી શેઠને ફસાવવાનો તેનો વિચાર છે ફસામણીનું એક દૃષ્ટાંત સાંભળો.

એક બીજામાં ઘણો સ્નેહ રાખનારા પાંચ મિત્રો આબુ ફરવા ગયા હતા. થોડેક દિવસ પછી હસી મશ્કરીમાં પાંચમાને બનાવવાના વિચારથી એક જણે પોતાની કામળી તેની બેગમાં સંતાડી દીધી. બધાએ કામળી બહુ શોધી પણ જડી નહિ એટલે પાંચમાને કહ્યું "અમને તારા ઉપર વહેમ છે તારી બેગ બતાવ. ને બેગ ખોલતા એમાંની કામળી ખરેખર નીકળી. પોતાને ચોર કરાવે ને તેની હાંસી કરી. આથી તેને ભયંકર આઘાત લાગ્યો પછી સૌ પોતાને ગામ આવી ગયા દપ પણ ત્રણ ચાર

દિવસ પછી એને મગજમાં પાછી મશ્કરી ચાલુ કરી દીધી. "કેમ ભાઈ કોઈની કામળી નથી ચોરી ને ?" પેલાએ પૂછ્યુ "કેમ, હુ કાંઈ ચોર છુ ?" ને પછી તો વાત રમત થઈ બધુ મશ્કરીમાં ચાલે છે પરંતુ ગેરીમાના બીજા સાભળી ગયા છોકરાએ એ પણ સાભળ્યુ ને જ્યારે તે નીકળે કે ચોર ચોરની બૂમ પાડે. તેની અપ્રીતિ દેખાવા લાગી. તેને આ શબ્દો તીર જેવા લાગ્યા. અપ્રીતિ સહન કરવી મુશ્કેલ લાગી ને એક દિવસ આથી ત્રાસી રેલ્વે ગાડીના પાટા વચ્ચે સૂઈ ગયો ને જીવનનો અંત આવ્યો. આવુ બલિદાન આપ્યુ જેણે ને હાસી મશ્કરીનુ કેવુ આ ઘાતક પરિણામ! વ્હાલા બંધુઓ, અનંતજ્ઞાનીઓએ ફરમાવ્યુ છે કે કોઈની હાસી કરશો નહિ.

ચંપક કુંવરને ફસાવવા મુનિમ અમતરા કરી રહ્યા છે ત્યાં શુ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન એકત્રીસમુ

(ગુરુવાર, ૭-૮-૬૩)

સુજ્ઞ બંધુઓ! ભ૦ મહાવીરે સિદ્ધાન્ત પરૂપ્યા શાસ્ત્ર ઉદાયનનો અધિકાર ચાલે છે ૩૬૩ નગરનો અને ૧૬ દેશનો અધિપતિ હોવા છતા તે, આત્મ સ્વરૂપ સમજી વિતરાગના માર્ગ ઉપર શ્રદ્ધાપૂર્વક ચાલતો તે સમ્યક્દર્શનને પામેલો હતો. તરિયાણ ગુ માવાણ વિચારોનું મથન થતા નવ તત્ત્વની યથાર્થ શ્રદ્ધા ને પ્રતીતિ થાય તે વ્યવહાર સમકિત અને સ્વ આત્માનુભૂતિ,

સ્વસંવેદન—આત્માના ઘરમાં આવી આત્માનો સ્વાદ ચાખે તે નિશ્ચય સમકિત છે રાજા ઉદાયનને વિતરાગ પ્રત્યે તમેવ સચ્ચં નિસ્સંકિયં એવી શ્રદ્ધા છે વેપારમાં તો શ્રદ્ધા ઉપરાંત પ્રારબ્ધ પણ જોઈએ. અહીં તો એકલી શ્રદ્ધા જ બસ છે સમકિત પ્રાપ્ત થતા અનંત કર્મોની સેરો તૂટી જાય છે ઉપવાસ કરવો તમારા હાથની વાત છે હજાર કમાવવાની વાત તમારા હાથની નથી. આટલું જાણવા છતાં જીવો કેવા પ્રમાદમા પડયા છે

मद विसय कसाया, निद्दा विकहा य पंचमी भणिया ॥
पंच पंच पमाया जीवा पाडंति संसारे ॥

તપ શ્રુત, બળ ઐશ્વર્ય જાતિ, કુળ, લાભ રૂપ એ આઠ મદ છે પાંચ ઇન્દ્રિયના તેવીસ વિષયો છે ક્રોધ માન, માયા ને લોભ એ ચાર પ્રકારના કષાય છે તેના સોળ ભેદ થાય છે રાજકથા, સ્ત્રીકથા, દેશકથા ને ભક્તકથા એ વિકથા છે ને નિદ્રા, નિદ્રાનિદ્રા પ્રચલા વગેરે પ્રકારની નિદ્રાઓ છે આ બધા મોહ પમાડી સંસારરૂપી ભયંકર વનમા ફેંકી દે છે જ્યાં મોક્ષમાર્ગનું ભાન દુર્લભ છે

ઇંદ્રિયવિષયજન્ય સુખો પરિણામે એકાંત દુઃખ આપનાર છે ભોગવતી વખતે તે સુંદર અને સારા લાગતા હોય પણ તેનુ પરિણામ ભયંકર છે માટે તજવા યોગ્ય છે અનંતજ્ઞાનીઓએ સમજાવેલ છે કે સંસાર સુખ અને મોક્ષ સુખ વચ્ચે જમીન અને આસમાન જેટલો ફેર છે એકને ટીપું કહીએ તો બીજું દરિયા જેટલું કહેવાય. જ્યા સંસાર સુખ છે ત્યાં મોક્ષ સુખ નથી. મોક્ષ સુખ ત્યા હોય કે જ્યા સંસાર સુખની અપેક્ષા પણ હોય નહીં. આ રીતે અનંત સંસારમા ભમવાનુ ને મોક્ષમા પહોંચી જવાનું કારણ મન છે

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो ।

હે ભવ્ય જીવો! આયુષ્યનો બંધ ક્યારે પડશે તેની ખબર નથી અનાદિથી જે સુખ માન્યુ છે તે સાચુ સુખ નથી. માટે સમજો, સ્વરૂપમાં આવો અનાદિના રોગને કાઢવા ભગવાનની વાણી રૂપી ઔષધ લઈ લો.

> આખ્યાન ગોળિયાં હૈ, રોગી કો દી જાતી હૈ."
> ખાને મે કડવી લગતિ હૈ રોગી મે દી જાતી હૈ.

કડવી ગોળી અનાદિની ભોગવાસનાને છોડાવી સત્ય માર્ગે વિના ફીએ લઈ જાય છે શહેનશાહ કે કોટ્યાધિપતિ માણસ પણ શરીરના રોગની બાબતમાં ડોક્ટરની સલાહ પ્રમાણે જ ચાલે છે, આનાકાની કરતા નથી સામી દલીલ નથી કરતા અનંત જ્ઞાની મહાપુરુષો ભવરોગ મટાડવા જે આજ્ઞા ફરમાવે છે તેનુ પાલન કરો ને જન્મ, જરા, મરણનો રોગ મટાડો

મૃત્યુ નિશ્ચિત હોવા છતાં તૃષ્ણાવશ માનવી અનેક કુપ્રવૃત્તિઓ કરી દુ:ખ પ્રાપ્ત કરે છે અજ્ઞાનપણે જીવ ક્ષણે ક્ષણે મસ્તો હોય છે અને તેટલા સુધારા વધારા કરો, પણ દુઃખથી ભરેલો સંસાર સુધરવાનો નથી ક્રોધ, માન, માયા લોભથી અળગા થાઓ, તો જ સત્ય ધર્મને પામશો

ન્યાયસંપન્નતા સત્ય, સરળતા ક્ષમા, માર્દવ, મૈત્રીભાવનું ઉત્કૃષ્ટ સ્વરુપ એ ધર્મ છે અનાદિની પ્રલોભના ભૌતિક સમૃદ્ધિની મૃદતામાં ઘેરાએલો માનવી ઊંડા કાદવમાં પડેલો છે તેને તેમાથી બહાર કાઢવાનુ કામ ધર્મ કરે છે કામવાસના અને ઇન્દ્રિયોની પરવશતા સંસારના પરિભ્રમણ અને અધઃ પતનનું કારણ છે

> सल्लं कामा विसं कामा कामा आसी विसोवमा ।
> कामे य पत्थेमाणा अकामा जन्ति दोग्गइं ॥
> (ઉ. અ. ૯ ગાથા ૫૩)

કામ, ભોગ વિષરૂપ છે એની ઇચ્છામાત્રથી અધઃપતન થાય છે એ શલ્યસમાન છે. વિષસમ છે. મધુમિશ્રિત વિષ મીઠું લાગે છે છતાં તેનું પરિણામ દારૂણ છે તેવું આ વિષયોનું જાણવું. ક્રિયા કરતાં પણ વિષયો ભૂલ છે. તેનું સ્મરણ કરનાર પણ અનંતવાર મરે. દૃષ્ટિવિષ સર્પ સમ ભયંકર છે. વિષસર્પ નૃત્ય કરે ત્યારે મોહક છે પરંતુ દૃષ્ટિ કરે તો મૃત્યુ થાય છે. સુકોમળ સ્પર્શથી આત્મભાન ભૂલાવતી સ્પર્શના, સ્વાદની લહેજત ચખાડી પાગલ કરતી રસના, સુગંધ પાછળ ભ્રમરની જેમ ભમાવતી નાસિકા, રૂપસૌન્દર્ય પાછળ ભટકતાં નયન અને મધુર ગાનમાં મુગ્ધ બનતા કાન આત્માની દુર્ગતિને નોતર્યા વગર રહે જ કેમ? તીવ્ર તાપ-સંતાપ ને ભયંકર પાપમય દીર્ઘકાલ સુધી પ્રાણીને રીબાવે છે એ કોઈ વનની લાંબી ને અસહ્ય વેદનાનો અનુભવ કરાવે છે. કામભોગની વાસના જે નથી છોડી શકતો તેના કેવા હાલ થાય છે તે સાંભળો.

नागो जहा पंकजलावसन्नो, दट्ठुं थलं नाभिसमेइ तीरं।
एवं वयं कामगुणेसु गिद्धा न भिक्खुणो मग्गमणुव्वयामो॥
(ઉત્ત. અ. ૧૩ ગાથા ૩)

કાદવમાં ફસાયેલો હાથી પ્રયત્ન કરવા છતાં નીકળી શકતો નથી તેમ કામભોગમાં આસક્ત જીવ તેમાંથી નીકળી શકતો નથી. ક્ષણિક એ સુખનું કારણ નથી. દુઃખનું કારણ છે. આરંભમાં એ સુખમય લાગે છે પરંતુ તે સુખાભાસ છે. આ ઇન્દ્રિયની ગુલામી કેવી છે તે જુઓ.

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्री इत्थं विचारयति कोशगते द्विरेफे, हा हन्त नलिनीं गजमुज्जहार॥

લાકડામાં છિદ્ર બનાવનાર શક્તિશાળી ભ્રમર કોમળ કમળની પાંદડીમાં મધુર રસની લાલસામાં મોહવશ બની વાસનાના કારણે પુરાઈ રહ્યો. પતંગિયું આ જ મોહમાં દીપજ્યોતમાં પડી

ભસ્મ થાય છે અમૂર આત્મબળવાળા માનવનું પણ આવું જ થાય છે 'કમળમાં નીકળી જઈશ' એમ કરતાં સંધ્યાકાળ થઈ ગયો કમળ બીડાઈ ગયું ને સાંજ પડતાં તો હાથી કમળને ઉખેડીને ફેંકી ગયો સુગંધના મોહમાં ભ્રમરે પ્રાણ ખોયો આયુષ્યરૂપી સૂર્ય અસ્ત થાય ને કાળરૂપી હાથી આવી જીવન ભ્રમ ને ઝડપી જાય તે પહેલાં કામવિકારરૂપી કમળમાંથી નીકળી જાઓ ઉદાયન મહારાજા સત્તાધીશ હતા દશ મુગટબંધી રાજાઓ તેમની આજ્ઞામાં હતા જ્ઞાનીએ ચાર પ્રકારના કુંભ બતાવ્યા છે

અમૃતનો ઘડો ને અમૃતનું ઢાંકણું વિષનો ઘડો ને વિષનું ઢાંકણું પરંતુ અંદરથી અમૃતનું સિંચન. ઝેરનો ઘડો ને અમૃતનું ઢાંકણું—બહારથી સારું પરંતુ અંદરથી ઝેર સમાન. મહારાજા ઉદાયન અમૃતનો ઘડો ને અમૃતનું ઢાંકણું છે તેમને લાગ્યું છે કે **'सव्वं सुहं धम्मसुहं जयाइ'** બધા સુખમાં ધર્મનું સુખ સ્થાયી ધ્રુવ–નિત્ય છે

બંધુઓ! સંસારના મોહમાંથી નીકળી જાઓ ક્યાં તો સુખ તમને છોડી જશે અથવા સુખ છોડીને તમારે ચાલી જવું પડશે. કહ્યું છે કે વીજળી કે ઝબકે મોતી પોય લે, તું પોય લે આ પ્રકારમાં જ્યારે વીજળી થાય ત્યારે મોતી પોઈ લે.

મહારાજા ઉદાયનને લલચાવવા જેવું કંઈ નથી 'સ્વ પર'નો વિવેક થયો છે આત્માના ચૈતન્યના સ્વરૂપની પીપાસા ઉપડી હતી. બહારવટિયો મળતાં આંગળી ઉપરની પાંચ હજારની વીંટી ફેંકી દઈશું પરંતુ આંગળીને કાપવા નહિ દઈએ તો પછી સચ્ચિદાનંદ ધ્રુવ એવા આત્માની કિંમત સમજો. જડપુદ્ગલનાં સુખ છોડી દઈ આત્મસ્વરૂપની કિંમત સમજો. મહારાજા ઉદાયનને શરીર સુખ કરતાં આત્માનાં સુખ મૂલ્યવાન લાગ્યાં છે હવે ત્યાં શું થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

પિતાએ ચંપકકુંવરને વેપારીઓ સાથે પરદેશ જવાની આજ્ઞા આપી.

' હાથ જોડીને કહે કુંવર શું હાજીર હુકમ કે માંઈ,
લાખ લાખકી હુંડી મુનિમસે, સમજો દીની લીખાઈ હો.. કરૂણા

વિનયવંત પિતાની આજ્ઞા પાળવા પુત્ર તૈયાર થયો છે લક્ષ્મીની ક્યાં આવી છે એવો વિચાર પણ નથી કરતો હમણાં જ લગ્ન થયાં છે પત્નીને સાથે લઈ જાઉં એમ પણ નથી કહેતો. રામ જેવી જ પવિત્ર ભાવના નવાણુ વેપારીને પણ લાખ લાખની હુંડી મુનીમને આજ્ઞા કરી અપાવી. કુંવરને પણ એ જ પ્રમાણે લખી આપી. કુટ માણસની માયા પરખાતી નથી. કેમકે " मधुतिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलं " મુનીમે કુંવરની હુંડી કેવી લખી ?

" ખોટી હુંડી લિખિ કુંવર કે લેલી મહેલત માંઈ,
ઘર આકર વિનમ્ર માતસે સબ બાત સુનાઈ હો ...કરૂણા૦

કુંવરે ખોટી હુંડી વિશ્વાસપૂર્વક લઈ લીધી. જેના જીવનમાં કપટ નથી તે અન્યમાં કપટ નથી જોઈ શકતો ઘેર આવી પરદેશ જવાની વાત માતાને કહી. માતાનું કોમળ હૃદય વ્યથિત થઈ ગયું તેણે કહ્યું " આપણે ઘેર ધનની કમી નથી, તારી પરદેશ જવાની વાત સાંભળી મારું કાળજું કંપી ઊઠે છે. હું તારો વિયોગ સહન કરી શકું એમ નથી.

માતાને પુત્ર માટે ખૂબ જ વાત્સલ્યભાવ હોય છે આવે પણ કોઈ પુણ્યવાન પુત્રો સાધનાને પંથે જાય છે ત્યારે માતાની આજ્ઞા માંગે છે માતાને સમજાવતાં સમજાવતાં પિતાનું હૃદય તો ભીંજાઈ જાય છે

ચંપકકુંવરની પરદેશ જવાની વાત સાંભળી માતાને અત્યંત દુઃખ થાય છે માતા શું કહે છે તેના ભાવ અવસરે કહેવાશે.

— —

## વ્યાખ્યાન બત્રીસમુ

(ગુરુવાર, ૮-૮-૧૯૬૩)

અનંતજ્ઞાની મહાપુરુષો જગતના એકાંત કલ્યાણને અર્થે ફરમાવી ગયા છે કે હે બંધુઓ! જીવને દુઃખનું કારણ શું છે? તારુ મારુ માનવુ એના જેવુ દુઃખનુ બીજુ કોઈ કારણ નથી. સમ્યક્ત્વ પ્રાપ્ત કરી માનવ ધારે તો આ ભવમા જ પરમાત્મા થવાના મંડાણ માંડી શકે એ માટે સમજણ જોઈએ. સમ્યક્ શ્રદ્ધા જોઈએ વિતરાગની આજ્ઞાનુ પાલન કરવુ જોઈએ અજ્ઞાન ટાળવુ જોઇએ

મહારાજા ઉદાયનનુ મિથ્યાત્વરૂપી અજ્ઞાન ચાલી ગયુ છે સ્વ સ્વભાવમા રહીએ તો દુઃખ નથી આવતુ પોતાની વસ્તુ લુંટાતી નથી, ચોરાતી નથી બગડતી નથી, રૂપાથી કે અહેશાનથી મળતી નથી

સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્ હોવે ચરણ
  ઉસી કો ભીખતે હૈ ભગવાન।
માયા નિર્મળ, કુશલ પ્રમદ, [illegible] સુખ સમાન,
  ઉસીકો ભીખતે હૈ ભગવાન।

માર્ગાનુસારીપણુ જૈનેતરમાં પણ હોઈ શકે છે રાજા ભતુહરી સંસાર છોડી વૈરાગ્ય લઈ અવધૂત સંન્યાસી બનેલા, પરંતુ સમ્યગ્દર્શનની ભૂમિકા ઉપર નહિ આવેલા તત્ત્વભૂત પદાર્થની હાર્દિક અનન્ય શ્રદ્ધા સમ્યગ્દર્શન માટે અનિવાર્ય છે

સમ્યગ્દર્શન ગુણ નિશ્ચય દૃષ્ટિએ મિથ્યાત્વ અને અનંતાનુબંધી કર્મના ક્ષયોપશમથી આત્મામાં પ્રગટ થતુ શુદ્ધ પરિણામ છે સમ્યક્ત્વના પાંચ લક્ષણ સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા

અને આસ્તા છે સમ એટલે પ્રશમ કે અનંતાનુબંધી કષાયના ઉદય થી થતી રાગદ્વેષાદિના આવેશની શાંતિ સંવેગ એટલે દેવતાઈ સુખોને પણ દુ:ખરૂપ સમજી એક માત્ર મોક્ષ માર્ગની તાલાવેલી. સુદેવ, સુગુરુ અને સુધર્મ ઉપર તિવ્ર અનુરાગ તે સંવેગ, સંસાર કેદરૂપ લાગે અને તેના પ્રત્યે ઉદાસીન ભાવ જન્મે તે નિર્વેદ શકયતા અનુસાર અન્યનાં દુ:ખ ટાળવાની દયા—આર્દ્રતા તે અનુકંપા "तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं" — જિનવરે કહ્યુ છે તે સાચુ શંકાવગરનું છે એમ માનવુ ને એના ઉપરની શ્રદ્ધા (કેઈ પણ ન બદલી શકે એવી) તે આસ્તા

સમ્યકત્વ પ્રાપ્ત થયા પછી સ્વ અને પરનું રહસ્ય સમજાય છે નહી કે કુવાનું પાણી કોઈ બગાડે તો આપણને કશું લાગતું નથી પરંતુ એ પાણી ઘરમાં ભરી લાવ્યા પછી કોઈ બગાડે તો ગુસ્સો કરીએ છીએ ક્લેશ અને દ્વેષ અનુભવીએ છીએ 'મારુ' માનવાથી અપાર ખેદ થાય છે આત્મા પોતાની શુદ્ધ અવસ્થામાં નિર્મળ અને પવિત્ર છે વસ્તુને પરવસ્તુ તરીકે જાણ્યા પછી તેનાં સંયોગ, વિયોગથી હર્ષ—શોક થતો નથી. જય કે પરાજય મળવા છતાં નાટકના પાત્રને જેમ હર્ષશોક નથી થતો તેમ. નાટકમાં રાવણનું પાત્ર ભજવનારને હરાવું રાજ્ય જતાં દુ:ખ નહિ થાય, પરંતુ તેના ગજવામાંથી દસની નોટ પડી જાય તો જરૂર દુ:ખ થશે. કારણ કે તે નોટને સાચી માને છે હે આત્માઓ! સંસારની તમામ લીલા રાવણનો પાઠ ભજવવા જેવી છે નાટકના પાત્રની જેમ બધી બહારની વિટંબણા માનો તો દુ:ખ નહિ થાય. સૂત્રકારે કહ્યું છે

> उल्लो सुक्को य दो छूढा, गोलया मट्टिया मया ।
> दोवि आवडिया कुड्डे जो उल्लो सोऽत्थ लग्गई ॥
> (ઉત્ત. સ. અ. ૨૫ ગાથા ૪૨)

બે પ્રકારના ગોળા છે એક સૂકો ને બીજો ભીનો ભીનો ભીંત પર નાખો તો માટી ચોંટી જશે સૂકો હોય પર પાછો ખરી જશે એવી રીતે

एवं लग्गन्ति दुम्मेहा जे नरा कामलालसा ।
विरत्ता उ न लग्गन्ति जहा सुक्के उ गोलए ॥

(ઉત્ત. સૂ. અ ૨૫ ગાથા ૪૩)

જે આત્મા વિષયોમા મૂર્છિત છે તેને કર્મ ચોંટે છે વિષયથી વિરક્તને કર્મો નથી ચોંટતા. શુદ્ધ સ્વરૂપે આત્મા સ્વભાવે ચીકાશવાળો નથી વિભાવે ચીકાશ છે દ્રવ્યકર્મ ભાવકર્મ, નોકર્મ એ ચીકાશ છે, તેને છોડીને મોક્ષ મહેલે પહોંચવાનુ છે

આઠ કર્મો દ્રવ્ય છે રાગ દ્વેષ ભાવકર્મ છે એથી સંસાર વધે છે પરિભ્રમણ વધે છે અનંત કાળચક્ર વહી ગયા અને અનંતા પુદ્ગલ પરાવર્તન થઈ ગયા છતા હજી રાગદ્વેષ મૂક્યા નથી, તને રાગદ્વેષરૂપી ચીકાશ છે જેમ ઘાચી ઘાણી ફેરવતો હોય, ત્યારે તેના કપડા ચીકણા હોય છે ચીકાશ હોવાથી ધૂળ જલ્દી ચોંટી જાય છે તેવી રીતે ભાવકર્મ ચીકાશવાળું હોય છે ભાવકર્મની ચીકાશ જેમ ઓછી થતી જાય તેમ બંધન ઢીલા થાય. અને રાગદ્વેષરૂપી ચીકાશ જેમ મજબુત થતી જાય તેમ સંસાર વધતો જાય. સતત પુરુષાર્થ કરી ભાવકર્મને વિદાય કરો. ત્રીજુ નોકર્મ–શરીરકર્મ છે શરીરને કંઈ થાય છે કે ધનની કોથળી છૂટી મૂકી દો છો. શરીરને કંઈ ન થાય તે માટે અનેક સાવચેતી રાખો છો શરીર પ્રત્યે મમત્વભાવ આ જીવ કરે છે શરીર નબળુ પડે તેથી તપશ્ચર્યા પણ નથી કરતા. હે બંધુઓ! જો મોક્ષમાર્ગે પ્રયાણ કરવું હોય તો આ ત્રણ દરવાજા તોડવા પડશે, ચારે મોહનીય કર્મની ટેકરીઓ તોડવાનો પ્રયત્ન કરવો પડશે.

## સુખ ક્યાં છે?

ધનધાન્ય, બાગબગીચા, બંગલા મોટરમાં સુખ છે એમ માની તે મેળવવા માનવી પ્રયત્ન કરે છે ને નથી મળતા તો

તેનો અફસોસ કરે છે પરંતુ બંધુઓ! બહારની સમૃદ્ધિમાં સુખ નથી સાચુ સુખ આત્મામાં છે ને ત્યાંથી જ મળશે આત્મ દૃષ્ટિ કેળવો. એ માટે સતત અભ્યાસ, વૈરાગ્ય ને પુરુષાર્થની જરૂર છે શરીર અનિત્ય અને ક્ષણભંગુર છે અનંત દુઃખનું કારણ છે, એ સમજવુ પડશે

સહજાનંદ તારો સ્વભાવ છે રે
રમ રામ એ તો પરભાવ છે રે (૨)
ભૂલી ગયો નિજ ભાન, બન્યો પુદ્ગલમાં મસ્તાન (૨) સુનો
નર નાર, નહીં રે કર્યો સંસાર ચક્રમાં (૨)

હે આત્માઓ! સહજાનંદ તે જ તમારો સ્વભાવ છે અનાદિ કાળથી સેવેલી ભ્રાન્તિ છોડો. જ્ઞાનદીપ પ્રગટાવો. આત્મા દ્રવ્યાનુપ્રેક્ષાએ નિત્ય છે પર્યાયાનુપ્રેક્ષાએ અનિત્ય છે નિત્ય સ્વરૂપને ઓળખવા માટે આ ઘડી છે

મહા મોંઘેરી ઘડી જાય છે રે
ક્ષણ ક્ષણ આયુષી ઘટી જાય છે રે (૨)
હવે મોહ નિદ્રા છોડ, સત્ય સ્વરૂપે ચિત્ત જોડ. સુનો સુનો

જ્ઞાન દર્શન, તપ, ચારિત્રની આરાધના મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે

नाणेण जाणई भावे दंसणेण य सद्दहे।
चरित्तेण निगिण्हाई तवेण परिसुज्झई॥
(ઉત્ત. અ. ૨૮ ગાથા ૩૫)

જ્ઞાનથી પદાર્થોને જાણી શકાય છે ચારિત્રથી કર્મનો આશ્રવ રોકાય છે તપથી આત્માની સંપૂર્ણ શુદ્ધિ થાય છે જ્ઞાનના કેટલાં ભેદ છે?

तत्थ पंचविहं नाणं सुयं आभिणिबोहियं।
ओहिनाणं तु तइयं, मणनाणं च केवलं॥
(ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૪)

જ્ઞાન પાંચ પ્રકારનુ છે (૧) અભિનિબોધિક (૨) શ્રુત (૩) અવધિ (૪) મનપર્યવ (૫) કેવળ: જેનાથી વસ્તુ જણાય–ઓળખાય કે સમજાય તે જ્ઞાન

પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મન વડે જે વસ્તુનો અર્થાભિમુખ નિશ્ચિત બોધ થાય તે અભિનિબોધિક સ્પર્શ કરીને, ચાખીને, સુંઘીને, જોઇને તથા સાંભળીને જે જ્ઞાન મેળવીએ તે આ પ્રકારનુ છે એના પણ ચાર પગથિયાં નંદીસૂત્રમાં બતાવ્યા છે

પહેલુ પગથિયુ અવગ્રહ, બીજુ ઇહા, ત્રીજુ અપાય અને ચોથુ ધારણા છે એક વસ્તુ જોઇને જે અવ્યક્ત બોધ થાય છે તે અવગ્રહ આ શુ હશે? એવી વિચારણા તે ઇહા આ વસ્તુ અમુક જ છે એવો નિર્ણય તે અપાય વસ્તુનો સ્પર્શ થમો એનુ સ્મરણ તે ધારણા આ ચારે ક્રિયા અતિ ઝડપથી બની જાય છે

સાંભળીને મેળવેલુ નાન તે શ્રુત. વ્યાખ્યાન, વાંચન અર્મા આવે આત્માને રૂપી દ્રવ્યનુ અમુક ક્ષેત્ર પુરતુ જે જ્ઞાન થાય તે અવધિજ્ઞાન અન્યના મનના પર્યાયોનુ—ભાવોનુ જે જ્ઞાન થાય તે મન પર્યવ જ્ઞાન. કોઈપણ વસ્તુના સર્વ પર્યાયોનુ સર્વકાલિન જ્ઞાન તે કેવળજ્ઞાન.

અવધિજ્ઞાન નારકી અને દેવોના જીવોને સહજ હોય છે, તિર્ય ચ તથા મનુષ્યોને આ જ્ઞાન વિશિષ્ટ પ્રયાસથી પ્રાપ્ત થાય છે મનપર્યવ અને કેવળજ્ઞાન માત્ર મનુષ્યોને પ્રાપ્ત થાય છે તે માટે વિશિષ્ટ અવસ્થાની અપેક્ષા રહે છે આ ત્રણ પ્રત્યક્ષ જ્ઞાન છે જ્યારે આભિનિબોધિક તથા શ્રુત પરોક્ષ છે મન પર્યવ અને કેવળજ્ઞાનનો સ્વામી મનુષ્ય જ છે માટે હે બંધુઓ! માનવજીવન સાર્થક કરો

ક્ષમા વિના માનવજીવનની સાર્થકતા નથી કોદો પીંઠ

પમાસેઇ માગ્યો વિણય નાસણો ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે, માનથી વિનયનો નાશ થાય છે

એક ધનવાન શેઠ છે તેની પત્ની ક્રોધી છે એકવાર શેઠાણીએ આઠમપોષો કર્યો ત્યારે વહુને કહીને ગઈ કે ઉપાશ્રયે રાતના પગ દાબવા આવજે પરંતુ ઘરકામમાં બે દિવસ સુધી એ જઈ શકી નહિ તેને આવતા પણ થયો ત્રીજી રાતે સાસુની સેવામાં ગઈ તો સાસુનો ક્રોધ-દાવાનળ ભભૂકી ઉઠયો સેવા લેવાની ના પાડી દીધી. નવમી દિવસે સવારે પારણાની તૈયારી કરી રાખવા કહ્યું નોમે દિવસે વહુએ બધી તૈયારી કરી રાખી. નવકારસી પચ્ચક્ખાણ આવ્યા પછી અઠ્ઠમ હોવાથી સાસુ ચોવિહાર પાળવા બેસે છે ત્યાં વહુને હાલણું કરતી જોઈ ક્રોધે ભરાયાં ને રસોડામાં પડેલું ચીપીયું છૂટું ફેંક્યું વહુ સમાધાન છે મનમાં વિચારે છે —

"સુખ દુઃખ કારણ જીવને કોઈ અવર ન હોય
કર્મ આપ જે આચર્યાં ભોગવીએ તે સોય."

"સાસુનો આવેશ મારા જ કર્મનું ફળ છે લોહી વહેતું જાય છે છતાં કહ્યું આ પારણાની તૈયારી કરી રાખી છે માટે પારણું કરી લો." સાચી પરિસ્થિતિ જોઈ સાસુને પશ્ચાત્તાપ થયો.

"હા! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે"

સોનું ઉપરનો અનેક વર્ષોનો કાટ અગ્નિમાં નાંખવાથી નીકળી જાય છે તેમ પશ્ચાત્તાપરૂપી ઝરણું વર્ષોના પાપને બાળી આત્માને પવિત્ર કરે છે માતાઓ! ક્રોધ ન કરવાનો આજથી નિશ્ચય કરો ક્રોધ આવે તો ક્ષમારૂપી લગામથી એને કાબુમાં રાખજો આવો વિવેક ઉદ્યાન શાસ્ત્રને છે

## ચંપક ચરિત્ર

ચંપકકુમાર હુંડી લઈને પહેલા માતાને મળેવ ગયો. માતાએ કહ્યું :

"માતા કહે પરદેશ જાનેકી, મત કરો મુખ બાત,
તુમ બીન નહિ સુહાવે ક્ષણભર, કિમ કાટું દિનરાત હો" કરુણા૦

પુત્રે કહ્યું: "પિતાની આજ્ઞા છે, તેનું ઉલ્લંઘન કેમ કરું? તમારી આજ્ઞા પણ પાળવાની છે," માતા કહે: "લક્ષ્મી ઘણી છે શા માટે પરદેશ જવું?"

"માતા પિતા, મિત્ર જનકો ત્યજ કર, પ્યારી જન્મભૂમિ કો છોડ,
સાગર લાઘ કઠોર વચન સુન, રખના હૈ જિસ ધન કે જોડ,
અરે વહી ધન બહુત સુગમ તક સ્થિર કભી હૈ નહિ રહેતા,
સાગરસમ દુખ દેને પર ભી, નહિ બિંદુ સમ સુખ કરતા'
"ધનમા સુખ નથી તારા વગર ગમે નહિ. હું રજા નહિ આપું"

'હુકમ પિતાકા કભી ન લોપું, જાઉં દેશાવર માત,
લય રૂપૈયે તુરત હી હમ, ઓર હમ હૈ પાસ હો કરુણા૦"

'માતા રાજીખુશીથી આજ્ઞા આપો પિતાની આજ્ઞા પાળવાની છે અંતે માતાએ રજા આપી: રુમીથી કમાઇને વહેલા આવજે જ્યાં જાય ત્યાં સતદર્શન કરજે ધર્મ, આતિથ્ય, સદ્ગુરુ કદી ભૂલીશ નહિ એમ કહી માતાએ હંસના ચારા માટે મોતી પણ આપ્યાં.

હંસ ચુગાવાને બેગજી લો મોતિયા કી રાશ,
મંજૂર કરી લે આજ્ઞા માતકી આયા નારી આવાસ હો. કરુણા૦'

માતાએ થાળ મોતી આપી પુત્રને આશીર્વાદ આપ્યા. અપાકુંવર માતાની આજ્ઞા લઈને હવે પોતાની પત્નીને મળવે જાય છે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે

---

# વ્યાખ્યાન તેત્રીસમુ

(ગુરુવાર તા. ૯-૮-૧૯૧૭)

હે ભવ્ય આત્માઓ! તમે પરમાં સ્વપણું માની આ માના શાશ્વત ભાવને ભૂલી ગયા છો. મહારાજા ઉદાયન નવતત્ત્વાદિકને જાણવાવાળા મહાવ્રત શ્રાવક હતા. શ્રી કૃષ્ણજી જેવા જૈનધર્માનુરાગી હતા. માનવજીવનનું મૂલ્ય જાણવાવાળા હતા. દશવૈકાલિકસૂત્રમાં પહેલા અધ્યાયની પહેલી ગાથામાં ઉત્કૃષ્ટ મંગલનું સ્વરૂપ સમજાવ્યું છે:

धम्मो मंगल मुक्किट्ठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमसंति जस्स धम्मे सयामणो ॥

મહાપુરુષોએ દેવોને પણ દુર્લભ એવો માનવજન્મ મળ્યો છે તેનાથી માત્ર આનંદ માનવાનો નથી. જીવનની મહામૂલી ક્ષણોમાં શું કરવાનું છે? समयं गोयम मा पमायए ચક્રવર્તીનું સમગ્ર સામ્રાજ્ય આપી દે તો પણ ગયેલી ક્ષણ પાછી નથી આવતી તેમ જ આયુષ્યની એક ક્ષણ પણ વધારી શકવાની કોઈની તાકાત નથી. પૃથ્વીને ધ્રૂજાવનાર મહાબળવાન વાસુદેવો અને ચક્રવર્તીઓ કાળનાં કડાકામાં હોમાઈ ગયા છે. કાળે એમનો કોળિયો કર્યો છે.

> છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નિપજ્યા
> બ્રહ્માંડમાં બળવાન થઈ ભૂપ ભારે ઊપજ્યા,
> એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોયની,
> જન જાણીએ, મન માનીએ, નવ કાળ મૂકે કોયની."

બધું છોડીને જાવા જવું પડે તે પહેલાં જ આત્માને ચેતાવો કે ચેતન! લૌકિક પદાર્થોના લોભામાં કેમ લુબ્ધ બન્યો છે?

જ્ઞાનીએ કહ્યું કે "મંગલ કયું?" તમે ચાર માંગલિક રોજ સાંભળો છો તેમાં અરિહંત મંગલ છે સિદ્ધ મંગલ છે, સાધુ અને ધર્મ મંગલ છે પરંતુ તમે ગોળની ગાંગડીમાં, સોપારીમાં દહીંમાં કંકુમાં, કુંવારી કન્યામાં અને સૌભાગ્યવતી સ્ત્રીમાં મંગલ માની બેઠા છો ભગીના અપશુકન થાય ને કન્યાનો ગોપલો ભરીને સામી મળે તો શુકન ગણો છો. કેવી અજ્ઞાનતા? ધર્મથી તરાશે, અધર્મથી નહિ. જેનાં મલ ગળી ગયાં છે તે મંગળ છે

ડૉક્ટર દવા આપના પહેલાં પેટ સાફ કરાવે છે વસ્ત્ર આદરના પહેલાં આપણે વસ્ત્રશુદ્ધિ કરીએ છીએ તેમ અનાદિનાં કર્મરૂપી મળ અને ક્રોધ, માન લોભ રૂપી અંગારાઓ સાફ કરો નહિ તો જીવનશુદ્ધિ નહિ થાય. જીવનશુદ્ધિ સિવાય શુદ્ધ નહિ કરો ત્યાં સુધી સમ્યક્ત્વરૂપી બીજ જીવનમાં ઉગાડી શકાશે નહિ ધર્મનું બીજ ક્યાં ઉગશે? સરળ ભદ્રિક અને કોમળ હૃદય ઉ

साही उज्जु य भूयस्स, धम्मा सुद्धस्स चिट्ठई ।
निव्वार्ण परमं जाइ घयसित्तिव्व पावए ॥

ઉત્ત. અ ૩ ગાથા ૧૨

સરળતામાં શુદ્ધિ છે ને શુદ્ધ હૃદયમાં જ ધર્મ રહે છે શુદ્ધ હૃદય સ્થિર હોય છે જ્યાં સુધી કષાયો ગયા નથી ત્યાં સુધી આત્મા વિજય નથી મેળવી શકતો કષાયમુક્ત આત્મા જ જીવનમુક્ત થાય છે ઘીના સિંચનથી અગ્નિ દેદિપ્યમાન ને તેજસ્વી થાય છે તેવી જ રીતે કષાયમુક્ત સરળ અને ક્ષમા યુક્ત આત્મા તેજસ્વી થાય છે અગ્નિમાં તેજની સાથે ઉષ્ણતા અધિક થાય છે જ્યારે જીવનમુક્તને તેજસ્વિતા સાથે પૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય છે આત્માનો ધર્મ પારસભૂમિ પર નહિ પરંતુ કાળીભૂમિ પર જ ઊગે છે જ્યાં વરસાદ પડતાં જ અંકુરને તે જગાડે. સુલભબોધિ આત્માઓના હૃદય કાળીભૂમિ જેવાં છે વિરાગની વાણીનું પાણી તે જ હૃદય ઝીલી શકશે. તમારે હૃદય

કેવું બનાવવું છે? મુંબઈના ડામરના રસ્તા જેવું કે વીરચાણીનું પાણી ભડકીને ચાલી જાય? હે ચેતન! જાગ, વિકાસ કર, પ્રગતિને પંથે પ્રયાણ કર.

ઇલેક્ટ્રીકના ૧૨૦ જેગે વિન ૧૫ વાણીનો કરંટ લાગતાં જ તમને જાગૃતિ થઈ જશે ને સમજાશે કે અનંતવાર પુદ્ગલના લોચા ગ્રહણ કર્યા છે ને ત્યાગી દીધા છે. સોનાની કંઠી ભંગાવીને બંગડી કરાવો તો પર્યાય પલટાય છે. સોનું તો તે જ છે. તેમ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એમ ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાશી લાખ જીવયોનીમાં ભટકતા છતાં પર્યાયોની અપેક્ષાએ આત્મા તો એક જ છે.

"આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય,
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય." (આત્મસિદ્ધિશાસ્ત્ર)

સમુદ્ર પલટાતો નથી મોજાંઓ પલટાય છે, અવસ્થા પલટાય છે, પણ આત્મા-દ્રવ્યનો ભેદ થતો નથી. બાળ, યુવાન, વૃદ્ધત્વ એમ ત્રણ અવસ્થાઓ છે તે આત્માને વિભાવથી પર્યાય છે. બાળ અવસ્થા વવતા આત્મા બાળ જણાયો, તે બાળ અવસ્થા છોડીને યુવાવસ્થા ગ્રહણ કરી ત્યારે યુવાન જણાયો અને યુવાવસ્થા છોડી વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી ત્યારે વૃદ્ધ જણાયો. એ ત્રણે અવસ્થાનો ભેદ થયો તે પર્યાય ભેદ છે. આત્મા એ ત્રણે અવસ્થાને જાણે છે અને એ ત્રણે અવસ્થાની તેને સ્મૃતિ છે. ત્રણે અવસ્થામાં આત્મા એક હોય તો એમ બને, પણ જો આત્મા ક્ષણે ક્ષણે બદલાતો હોય તો તેવો અનુભવ બને જ નહિ, માટે પર્યાય પલટાય છે પણ આત્મા તો નિત્ય છે. આત્માએ અનાદિ કાળથી કર્મરૂપી બેડીના કારણે પરિભ્રમણ કર્યું છે.

શ્રી સર્વજ્ઞ પુરુષો કહે છે કે હે ભવ્યજીવો, જો તમારે પરિભ્રમણ ટાળવું હોય તો આ જીવનમાં જ સુકૃત્યો કરી લો.

ભગવાનની વાણી સાંભળનારા કેવા હોય છે? ચાર પ્રકારના શ્રોતા છે:

चत्तारि समणो वासगा पण्णत्ता तं जहा।
अद्दाग समाणा पडागसमाणा ठाणुसमाणा खरकंटक समाणा॥

શ્રાવકો ચાર પ્રકારના છે અરીસા જેવા ધજા જેવા ઠુંઠા વૃક્ષ જેવા અને તીક્ષ્ણ કાંટા જેવા. અરીસા જેવા અંદર અને બહાર થી નિર્મળ વીરનાં વચનોને ઝીલનાર આત્માઓ આદર્શ રૂપ છે ધજા જેવા-પવન હોય તે તરફ ફરનારા વિતરાગવાણી સાંભળે ત્યારે વૈરાગ્યમય ને સંસારમાં જાય ત્યારે તેની વાત માનનારા ધજા જેવા અસ્થિર હોય છે. જેમ તે ઘણો વરસાદ પાણી સિંચે છતાં ઠુંઠું, વૃક્ષ તરીકે પલ્લવિત થતું નથી તેવા વિતરાગ વાણીના ધોધ જરા પણ નહિ ઝીલતા શ્રોતાઓ હોય છે. ચોથા પ્રકારના તીક્ષ્ણ કાંટા જેવા, સૌને ત્રાસ આપનારા હોય છે. હે બંધુઓ! આપણે અરીસા જેવા નિર્મળ બની વિતરાગવાણી ઝીલવાની છે.

ચિંતારૂપી દાવાનળથી આજે માનવ સળગી રહ્યો છે નિર્ધનને ધન મેળવવાની, ધનિકને ધન સાચવવાની અપુત્રવાનને પુત્રની પુત્રવાનને પુત્રના સદ્‌ગુણોની સત્તા વગરનાને સત્તા મેળવવાની સત્તાવાળાને સત્તા સાચવવાની ચિંતા જ હોય છે. વિતરાગવાણીથી ચિંતારૂપી દાવાનળને ઠારો.

તૃષ્ણાના પૂરથી ચિંતાની બિમારી વધી ગઈ છે દેવો પણ ચિંતાના પૂરમાં સળગે છે, પશુપંખીઓની પણ એ જ દશા છે નારકીઓને અસહ્ય દુ:ખો ભોગવવા પડે છે કોઈ ગતિમાં સુખ નથી. તમે અરીસા જેવા શ્રોતા થયો ઉત્કૃષ્ટ મંગલ તમે છો. શાશ્વત મંગલના સ્વરૂપને તમે સમજો. પુત્રજન્મ મંગલ માનતા હશો તો તે શાશ્વત નથી છતાં વ્યવહારે તે મંગલ મનાય છે પુણ્યયોગે ધન મેળવી બંગલો બંધાવી કુંભ મૂકો તે પણ વ્યવહારિક મંગલ છે અલ્પ સમયના એ મંગલ છે

હે જીવાત્માઓ! સ્વાથ માં વર્તમાન ભવને ગુમાવતા નહિ. જ્ઞાની કહે છે કે ગૌતમ! પૃથ્વીકાય, અપકાય તેજસ્કાય અને વાઉકાય, અંતમુહૂર્તમા જઘન્ય એક ભવ અને ઉત્કૃષ્ટ ૧૨૮૨૪ ભવ કરે છે વનસ્પતિ પ્રત્યેક જન્મ ધ એક અને ઉત્કૃષ્ટ બત્રીસ હજાર ભવ કરે છે કે દેવાનુપ્રિયા આ બધા સ્થાનમાં જીવ ભટકીને આવ્યો છે મૃ ત્યુની ઘોર વેદના દર વખત ભોગવવી પડે છે તે ભુલાઇ ગયુ છે ગર્ભ માં ભોગવવી પડતી વેદના પણ ભયંકર છે આજે સ્હેજ ગરમી લાગતા પખા ચલાવો છો ને રેફ્રિજરેટરનુ પાણી પીઓ છો પરતુ ગર્ભ કરતાં જ મની અનતગણી વેદનાને કેમ ભૂલી ગયો? માટે તમે જાગો. શાશ્વતમગલને સ્વીકારી લો. જન્મ મરણનો ફેરો ટાળી દે તે શાશ્વત મગલ. શાશ્વત મગલ તે જ છે કે જેનાથી જ મ, જરા અને મરણનો ફેંટ તૂટી જાય, આત્મા પોતે જ પોતાની શુદ્ધ અવસ્થાનો આનંદ અનુભવે તે જ સાચુ મગલ છે જ્યારે માણસને સાચા મગળનો અનુભવ થાય છે ત્યારે તેનુ જીવન કેવુ હોય છે—હિંસા જુ અનીતિ અન્યાય, અપ્રમાણિકતાવાળુ નથી હોતુ પણ સત્ય અને ટેક માટે મરી મીટનાર હોય છે.

ઇતિહાસમાથી એક દૃષ્ટાત જોઇએ

દિલ્હીના બાદશાહ ફિરોજશાહના દરબારમાં ઓગણીસ સુબોથી મુક્ત મુદ્દસિહ આવકનુ અગ્રસ્થાન હતુ બાદશાહ સાથે એકવાર મુદ્દસિંહ પ્રવાસમા હતા ત્યારે સંધ્યાકાળે ઘોડા ઉપરથી ઉતરી આવશ્યક–પ્રતિક્રમણ કરવા નિવધ સ્થાને બેસી ગયા બાદશાહને ખબર નહિ એટલે સૈનિકોને મુદ્દસિહને શોધવા મોકલ્યા. ભયકર વનમાં એકાગ્રચિત્ત પ્રતિક્રમણ કરી રહેલા મુદ્દસિહને જોઈ તેમને ભારે આશ્ચર્ય થયુ સુભટો સાથે મુદ્દસિહ બાદશાહને મળ્યા ત્યારે તેણે પૂછ્યુ 'કેમ પાછળ રહી ગયા હતા? મુદ્દસિંહે કહ્યું માનિક નિધિ કરવા રોકાઇ ગયો હતો. પ્રતિકૂળ સજોગોમા પણ તેમની ધનશ્રદ્ધા

લેઈ બાદશાહને આશ્ચર્ય થયુ તેમણે કહ્યું "માર્ગમાં એકલા પડી ન જાઓ માટે ૧૫ ૦ સુભટ તમારી સાથે મૂકુ છુ સુદર્શણ સિંહે કહ્યું 'કંઈ જરૂર નથી. धर्मो रक्षति रक्षितः। ધર્મીનુ રક્ષણ ધર્મ કરે છે

એક વખત સુદર્શણસિંહની કસોટી થઈ કોઈ કારણસર બાદશાહે સુદર્શણસિંહને કેદની સજા કરી હાથમાં બેડીઓ છે પ્રતિક્રમણ કેવી રીતે કરવુ ? એમણે યુક્તિ શોધી કાઢી જેલરને રોજના સુવર્ણ ૫ આપવાનુ નક્કી કર્યું આ રીતે તેનુ ધર્મ પાલન જોઈ બાદશાહ પ્રસન્ન થયો ને સુદર્શણસિંહને જેલમુક્ત કર્યો. ભારતમા આવા ધર્મપ્રિય શ્રાવકો હતા શાશ્વતમાર્ગ-અહિંસા, સયમ અને તપદ્વારા અનાદિકાળથી લાગેલા ચીકણા કર્મોને વેરવિખેર કરી અનત શક્તિને પ્રગટાવો. અનત પુન્યાઇથી મળેલા જીવનમા અનત રત્નો ભરી દો

મહારાજા ઉદાયન ક્ષણે ક્ષણે જાગૃત છે સસારની અસારતાનુ સ્વરુપ તેમની સમક્ષ ખડુ થયુ છે જીવનની પળે પળ વિચારી રહ્યા છે કે જે જીવાત્માઓ અધમ જીવન જીવી હિંસા અસત્ય અનીતિ, ચોરી પ્રપચ, વેર ઝેર, રાગ દ્વેષ, કલેશ કરી દુર્ગતિ પામશે તેનુ શુ થશે? હજાર નહિ, લાખ નહિ ક્રોડ નહિ, પરતુ અસખ્ય અને અસખ્ય વર્ષો સુધી નર્કગતિમાં તીવ્ર-ઘોર દુખો સહેશે-એનો વિચાર જાગે છે તે આત્મ સ્વરૂપને પ્રગટાવવા અહિંસા, સયમ અને તપનો ઘોષ માત્ર લે છે આગળ શુ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચપક ચરિત્ર

માતાની આજ્ઞા લઈ ચપક કુવર પત્નીના મહેલે જાય છે પત્નીને કહે છે -

'પ્યારી મે પરદેશ સિધાઉં સેવા ચતુરાઈ કી?
સ્વર ચતુર કહો વાક કહુ, હુકમ સાથકે લાજે દો.' કહુણા•

'હું પરદેશ જઉં છું તું સાસુ સસરાની સેવા કરજે" પરંતુ પત્ની તો પરદેશ શબ્દ સાંભળતાં જ ગમગીન બની ગઈ તેણે કહ્યું "હું તમને પરદેશ જવાની સંમતિ નહિ આપું" કુંવરે કહ્યું સતી સ્ત્રી પતિને તેની આજ્ઞાનું પાલન કરવામાં 'હા' પાડીને સહાય કરે છે કુળવંત સ્ત્રી-પુરુષને ચાર માતા પિતા હોય છે મા બાપ, સાસુ અને સસરા. તું ચતુર બુદ્ધિશાળી વિનય અને વિવેકવાળી થઈને કુટુંબની સેવા કરજે. ખાનદાન કુટુંબની કન્યા ભાન ભૂલેલા સાસુને પણ કેવી રીતે યોગ્ય માર્ગે લાવે છે તેનું એક દૃષ્ટાંત લઈએ.

એક સ્ત્રી પોતાની ઘરડી અને અંધ સાસુને કોડિયામાં લુખું સુકું ખાવાનું આપતી. તેને બહાર ગામ જવાનું થયું ત્યારે દીકરાની વહુને પોતાની સાસુને અનાથ, ઘરડી અપંગ અજાણી તરીકે ઓળખાવી તેને ખાવાનું આપવાનું કહી ગઈ. દીકરાની વહુને ખબર નથી કે આ એની વડસાસુ છે. ખાવાનું આપતાં અનો અવાજ બદલાયો તે સાંભળી અંધ વૃદ્ધાએ પૂછ્યું ત્યારે કહે કે તમે અનાથ છો એટલે તમને ખાવાનું આપવા આવી છું મારા સાસુ બહારગામ ગયાં છે" આ સાંભળતા જ વૃદ્ધાએ પોતાનો સાચો પરિચય આપી દીધો કે "હું તો તારી સાસુની પણ સાસુ છું" વહુ ખાનદાન હતી, મનમાં તેણે એકદમ ફેરફાર કરી નાખ્યો. સારું ખાવાનું ને સારાં વસ્ત્રો આપી તેણે વડસાસુની સેવા કરવા માંડી. પરંતુ તેણે માટીના કોડિયા સંઘરી રાખ્યા હતા, ફેંકી દીધા ન હતાં. સાસુએ બહાર ગામથી આવી તેનું કારણ પૂછ્યું તો કહે, "બા' તમે તો બહુ ચતુર છો તે કુંભારવાડેથી રોજ કોડિયાં મંગાવી શકો છો પરંતુ તમે ઘરડાં થશો ત્યારે મારે કોડિયા જોઈશે. ત્યારે કોડિયા ક્યાં શોધવા જવા એમ માની સંઘરી રાખ્યાં છે।

સંતોષ છે ત્યાં તેવા કારણો ઉપસ્થિત થતાં નથી. અને તત્ત્વજ્ઞાનીઓએ તો જીવનની ક્ષણિકતા સમજાવતાં ફરમાવ્યું છે કે હે માનવ! તારે પરદ્રવ્ય ઉપર મૂર્છા કરવા જેવું નથી કારણ કે આ જીવન કેવું છે?

कुसग्गे जह ओस विंदुए थोवं चिट्ठइ लंबमाणए ।
एवं मणुयाणं जीवीयं समयं गोयम मा पमायए ॥
(ઉ. સ. અ ૧ ; ગાથા ૨)

કુશના અગ્રભાગ ઉપર પડેલું ઝાકળનું બિંદુ સૂર્યના કિરણો જ્યાં સુધી પડ્યા નથી કે જ્યાં સુધી એને કોઈ હલાવતું નથી ત્યાં સુધી જ ટકે છે. જ્ઞાનીઓ કહે છે કે ઝાકળનું બિંદુ સ્થિર નથી તેમ માનવનું જીવન પણ સ્થિર નથી. જીવન ક્યારે પડી જશે તે કહેવાય નહિ. માટે આવતીકાલની રાહ જોતાં બેસી ન રહેતા આજેજ કરવા યોગ્ય કરીએ. જો તમને વિતરાગના વચન ઉપર શ્રદ્ધા હશે તો તમે તમારા જીવનની ક્ષણિકતા સમજી આ મોથી છગીમાથી આત્માનું સાધુ મન લઇ લેશો.

जहा गेहे पलित्तम्मि, तस्स गेहस्स जो पहू ।
सारं भण्डाणि नीणेइ, असारं अवउज्झइ ॥
(ઉ. સ. અ. ૧૯ : ગાથા ૨૨)

હે આત્મા! ઘર સળગી રહ્યું હોય ત્યારે ઘરનો માલિક શું કરે? આરામ લેશે, રેડિયો સાંભળશે કે કેરમ રમવા બેસી રહે? નિશ્ચિંત પણ ન રહી શકે. સળગતા ઘરમાંથી ઉત્તમ, કિંમતી વસ્તુ લઈ લેવા એ દોડાદોડી કરી મૂકશે. પરંતુ સૌથી મૂલ્યવાન તો આત્મા છે. આત્મા શરીર છોડી ચાલ્યો જાય છે ત્યારે લોકો પણ આ ત્યારહિત શરીરને ઘરમાંથી બહાર કાઢી નનામીમાં બાંધી સગા સ્નેહીઓ ભેગા થઈ છેવટે સ્મશાન ભેગું કરે છે. કોઈ સાથે આવતું નથી.

મતા કે પિતા કોઈ નહિ તારા આખરે એની છે બતાવી,
પરણી સ્ત્રી પણ સાથે નહિ આવે જીવથી ભાઈ તારાં,
કોણ કોણ તારા! મોહ રે અનંત જન્મમાં તારે "

જેની બહુ આળપંપાળ કરો છો તે શરીરની અંતે કેવી દશા? જે શરીરને નિત્ય નવાં નવાં ભોજન કરાવી રૂષ્ટપુષ્ટ રાખતા હતા, સ્નાન-વિલેપનથી સ્વચ્છ અને સુગંધી રાખતા હતા, જેની કાળજી કરવામાં ધર્મની આરાધના, તપ, ત્યાગ સૌને વિસરી જતા હતા તે શરીરની છેવટે કેવી દશા? આત્માનું સાચું મૂલ્ય હજી સમજાયું નથી. તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ કે વાસુદેવ કોઈને મૃત્યુ છોડવાનું નથી.

ઉગ્યા તે તો અસ્ત થવાના જન્મ્યા તે તો જરૂર જવાના
રહ્યું ના કોઈ ના રહેવાનું જેમ આવ્યો એમ જવાનું

જેમ સૂર્યનો ઉદય છે તેમ અસ્ત પણ છે. મૃત્યુ પછી જન્મ નિશ્ચિત છે. કર્મમુક્તને જ જન્મ નથી. નિર્ણય કરી લ્યો કે કેવા મૃત્યુએ મરવું છે? શરીરથી આત્મા ભિન્ન છે. વીંટી તે હાથ નથી, કુંડલ તે કાન નથી, હાર તે ડોક નથી. જીવાત્મા શરીર, માતા, પિતા, ધન, બંગલાને "મારા" માને છે, તેના પર મોહ રાખે છે પરંતુ પુદ્ગલની કીંમત નથી, શુદ્ધ ચૈતન્યની છે. હીરા-મોતીના દાગીના કે નોટોના બંડલમાંથી તમારી સાથે જો કાંઈ આવવાનું હોય તો અમને કહી દેજો. બોલો સાથે શું આવવાનું છે? શું બોલો! દાંત ખોતરવાની સળી જેટલું પણ સાથે લઈ જઈ શકવાનાં નથી. પુણ્યની કમાણી હશે તો સારી ગતિ પામશો.

सार दसण नाण, सार तव नियम संजम शील।
सार जिणवर धम्म सार संलेहणा पंडिय मरणं॥

સામાન્ય ઉપયોગરૂપ દર્શન, વિશેષ ઉપયોગરૂપ જ્ઞાન, બાર પ્રકારે તપ, ૧૧ પચ્ચખાણ વગેરે જિનેશ્વરે પ્રરૂપેલો ધર્મ અને સંલેખણા-પંડિત મરણ એ જ સાર પદાર્થ છે. અનાદિ કાળથી જીવ પોતાની શાશ્વતી વસ્તુ છોડીને પૌદ્ગલિક માયામાં પડ્યો છે. તે પૌદ્ગલિક માયા છોડવાની છે. પરાધીનપણે, પરવશ થઈ મમતા છોડો એના કરતાં સમજીને જાતે જ છોડો.

જ્યાં સુધી ચારિત્ર મોહનો ક્ષયોપશમ થનો નથી ત્યાં સુધી એક નવકારસી જેવુ પ્રત્યાખ્યાન પણ આત્મા નથી કરી શકતો. અંતરમા પ્રત્યાખ્યાન–આવરણનુ ઉપશમન, ક્ષય અથવા ક્ષયોપશમ થાય ત્યારે જ મનમાં પ્રત્યાખ્યાન તરફ અભિરૂચી જાગે પ્રત્યાખ્યાન દ્વારા આત્મા આશ્રવદ્વારને રોકે છે જ્યા સુધી આશ્રવ રોકાતો નથી ત્યાં સુધી કમનો પ્રવાહ ચાલુ રહે છે

આશ્રવથી કર્મ રજ આવ્યા જ કરે છે જેમ તમારા બાપ દાદાએ કોઈની પાસેથી રૂપિયા વ્યાજે લીધા છે ને ત્યારપછી પિતાનુ મ ણુ થાય છે તો પણ પુત્રને તે પિતાના વ્યાજ સહિત રૂપિયા સામી વ્યક્તિને આપવા પડે છે જેમ તમે કોઈ ઘર ભાડે લીધુ પણ રહેવા ગયા નથી, છતા તમારા નામ ઉપર થવાથી નહી રહેવા છતાં ભાડુ ભરવુ પડે છે, તેવી જ રીતે આત્મા એક વસ્તુ જે ભોગવનો નથી પણ જ્યા સુધી પચ્ચ ખાણ નહિં કરો ત્યાં સુધી ક્રિયા તો આવશે જ માટે પચ્ચખાણ એ અમૂલ્ય વસ્તુ છે કે જે આશ્રવને રોકી શકે છે તેમ જ પ્રત્યાખ્યાન ઈચ્છાનો નિરોધ કરે છે કારણ કે ઇચ્છાને મર્યાદિત કર્યા વિના પ્રત્યાખ્યાન સભવી શકતુ નથી અને ઇચ્છાનો નિરોધ કરવાથી સવ પદાર્થોમા તે તૃષ્ણા રહિત બની પરમ શાંતિને ઝીલી શકે

કુમારપાળ અભક્ષ આહાર ન ખાવાની પ્રતિજ્ઞા બરાબર પાળતો હતો તેવામાં ચાર મિત્રો સાથે ફરવા ગયો. ત્યા ઘેબર ખાવા માંડયા. અર્ધું ઘેબર ખાતા તેનુ મન ચ ચળ થઇ ગયુ તેનુ કારણ પૂછતા કહે કે ' અભક્ષની મારી પ્રતિજ્ઞા તૂટી મિત્ર કહે કે એ અભક્ષ નથી પરતુ શકા થવાથી એ ઊભા થઇ ગયા ને ગુરૂ હેમચદ્રાચાય ને ચરણે જઈ પ્રાયશ્ચિત માગ્યુ ગુરૂએ કહ્યું ' સામે જે પત્થર પડયો છે તે વડે બત્રીસી તોડી નાખ. કુમારપાળ વિના વિલંબે તૈયાર થયા ત્યારે ગુરૂએ કહ્યુઃ કુમાર,

બગ્ર કર, કુમારપાળે કહ્યું: બત્રીશી પાડવામાં મને કઈ નથી પાપ કરવામાં મને વિશેષ કઈ થાય છે પરંતુ ગુરુએ કહ્યુ "પ્રાયશ્ચિત થઈ ગયુ છે મિત્રોએ પ્રાયશ્ચિત મા ગુ તો તેમને કહ્યું કે તમારે પ્રાયશ્ચિત નથી. એક જ વેગ્રરચારે જમે ખાધુ છતાં મિત્રોને પ્રાયશ્ચિત હોવ નુ નહિં આમ છતાં કુમારપાળ એ વિષે કશુ જ પૂછ્યુ નથી. આ રે તો તર્કનો પાર નથી કુમારપાળ નમ્ર છે વિનયી છે

કુમારપાળની કેટલી નમ્રતા! આજે જ્યાં જુઓ ત્યા તર્ક, તર્ક ને તર્ક પણ જેના અંતરમા પાપનો ભય લાગ્યો છે તે તર્ક કરતો નથી તે તો એકદમ નમ્ર હોય છે અને ગુરુમહારાજની આજ્ઞા પૂરી થાય્ જી તરત જ ઝીલી લે છે નમ્રતા એ મોક્ષની નીસરણી છે હૈયામા ગાન નમ્રતાથી આવે છે જ્ઞાનથી વિનય આવે છે વિનય એ જૈન સિદ્ધાંતનુ મૂળ છે વિનય વગર તપ, વ્રત કે પચ્ચખાણ કઈ જ નથી વિનય એટલે વિ+નય અર્થાત્ વિશેષ કરીને સ્વમાન તરફ લઈ જાય તેનુ નામ વિનય. તેને આદરવાથી તેનો સ્વીકાર કરવાથી જ્ઞાન પામી શકાય છે મહારાજા કુમારપાળ ખૂબ જ વિનયવાન છે અને ગુરુ હેમચંદ્રાચાર્યની આજ્ઞાને સ્વીકારનાર છે પોતે જે પચ્ચખાણ લીધુ છે તે પચ્ચખાણ સમજપૂર્વકનુ છે આરૂ પચ્ચખાણ ન તૂટવુ જોઈએ તવી તેને સંપૂર્ણ કાળજી હતી. પચ્ચખાણ હતુ તો પાપનો ભય લાગ્યો, પણ જેને છે જ નહિ, તેની ક્યાં વાત કરવી? સિદ્ધાંતકારે પચ્ચખ્ખાણની કેટલી બધી મહત્તા સમજાવી છે! તમે પચ્ચખ્ખાણ લો છો ને?

પચ્ચખ્ખાણ કરે, તેનાથી ઘણા પાપો થતાં અટકે છે આગમ કહયા છે એક ઉપવાસ કરવાથી હજાર વર્ષનુ નારકીનું દેવુ કપાય છે બે ઉપવાસે એક લાખ વર્ષનુ ને અઠ્ઠમથી કરોડો વર્ષના દેવાં કપાય છે નરકની દસ પ્રકારની વેદના તાડન,

તર્જના, અનતી ભૂખ, તરસ, તાપ, જ્વર, દાહ, ભય, શોક, ખરજ, પરવશપણુ વિગેરે અનત વેદના ઉપજવાથી દૂર થાય છે

કુમારપાળે ગુરુદેવને પૂછ્યુ "આપ બત્રીશી તોડવાની ના પાડો છો અને પ્રાયશ્ચિત થઈ જાય કહો છો, તો મારુ પાપ કેવી રીતે ગયુ તે સમજાવો ગુરુદેવે કહ્યુ ભાઈ, મનના અગાધ અધ્યવસાયથી લાગેલો દોષ મનના શુદ્ધ અધ્યવસાયથી દૂર થાય છે ભરેલા લોટાનુ પાણી ઢળી જતા વાર લાગે છે પરતુ જમીન પણ પાણી છાંટો તો ક્ષણ વારમાં ઢળી જશે. પ્રત્યાખ્યાન કરવાથી પાપને બધ કરી દીધુ છે

સૂકો આદીનો ગોળો ભીંત સાથે ચોંટતો નથી તેમ રાજા ઉદાયન સસારમા રહ્યા છતાં અલિપ્ત છે તૃષ્ણા છુપાઈ ગઈ છે જીવની તૃષ્ણા અનત છે इच्छा हु आगास समा अणन्तिया ॥ દેવતાઈ સુખ પામે મનુષ્યના સુખ પાણીના ટીપાં જેવા છે

માનવજીવન વીજળીના ઝબકારા જેવુ છે દોરો પરોવવા ઇચ્છનાર વીજળીના ઝબકારાના ચાલુ ન હતા તરત જ દોરો પરોવી લે છે, તેમ હે બધુઓ! માનવજીવન જ મ કે મૃત્યુથી જ સાધક નથી પરતુ ભવના ફેરા ટળે તેમા સાધકતા છે આ ક્ષણભગુર શરીર ઉપર મમત્વ રાખવા જેવુ નથી

મહારાજા ઉદાયન યથાતથ્ય સ્વરૂપના જાણકાર હતા અને આવકસુધી મુક્ત હતા શ્રાવક મહિનાના છ છ પોસા કરનાર હોય તેમ મહારાજા પણ પૌષધવ્રત કરવાવાળા હતા ઉદાયન રાજાનુ જીવન કેવુ હતુ તે અવસરે કહેવાશે

## ચપક ચરિત્ર

ચપકકુવર ધમવતીના મહેલે જાય ને કહે કે 'હુ પરદેશ જાઉં છુ તુ ચતુર છે તને કઈ કહેવાનુ નથી. તુ સાસુ-સસરાની સેવા કરજે ' પતિના પરદેશ જવાના સમાચારથી ધમવતી ગભરાઈ ગઈ તેણે પૂછ્યુ :

"વડીલોના પુણ્યથી સુખની કાંઈ કમી નથી તો પછી શા માટે પરદેશ જાઓ છો?'

અપકુંવરે કહ્યું: હું ધનની લાલસાથી નહિ પરંતુ પિતાની આજ્ઞાનું પાલન કરવા પરદેશ જાઉં છું" ધનવતી એ સાંભળીને પ્રસન્ન થઈ પરંતુ—

"તન છાયા જૂ નાર રહે સંગ, સદા પતિ કે સાથ
દુઃખ સુખમેં રહી રામચંદ્ર સંગ, જૈસે સીતા નાર હો." કરુણા

પતિની સાથે પત્નીએ રહેવું જોઈએ. રામચંદ્રજી સાથે સીતાજી ગયાં હતાં હે સ્વામી! હું તમારી સાથે આવીશ. ગમે તેટલા કષ્ટ પડ્યાં છતાં સીતાજી સાથે રહ્યાં તેમ તમારી સાથે હું રહીશ."

"નહીં રામ મૈં નહિ તું સીતા નહીં લે જાઉં સાથ,
પગ પગ ધન પરદેશ પુરુષ કે હૈ નારી કી જાત હો. કરુણા

હે ધનવતી! હું રામ નથી તું સીતા નથી. પરદેશમાં સ્ત્રી પુરુષ માટે પગબંધન છે પુરુષે સદા સાવધાન રહેવું પડે છે રાવણ સીતાનું હરણ કરી ગયો ત્યારે રામને કેટલા સંકટમાં ઉતરવું પડ્યું હતું! માટે તું માતા પિતાની સેવા કરજે"

ધનવતીએ જાણ્યું કે આ કોઈના રોક્યા રોકાવાના નથી ત્યારે કહે: ધન્ય છે સ્વામી તમારા જીવનને!"

નહીં માને પી કહે કુશલ રહો, બેગા રાજ પધારે,
રૂખમણી સમરે સદા શ્યામને, એસે હૃદય હમારે હો." કરુણા

"હે સ્વામી! આપ સુખેથી પધારો. કમાવવા માટે ગમે ત્યાં જાઓ તેની ના નથી, પરંતુ એટલું ધ્યાન રાખજો કે તમારા જીવનમાંથી સત્ય, સંયમ અને સદાચાર જવા ન જોઈએ. માતાપિતાની આબરૂ વધારી પરદેશથી વહેલા પધારજો. રૂકમણી સદા કૃષ્ણનું સ્મરણ કરતાં હતા તેમ તમે ગમે ત્યાં દૂર જશો

છતાં તમારું સ્મરણ સદા મારા હૃદયમાં રહેશે. તમે મારો સંદેશો હૃદયમાં રાખી શુદ્ધ ચારિત્રનું પાલન કરી, નિર્મળ રહી વહેલા વહેલા ઘેર પધારજો.'

બહેનો! ધમવતીનો પતિ પરદેશ જાય છે ત્યારે તે શું કહે છે? તમારા પતિ પરદેશ જાય છે ત્યારે તમે તો કહેશો કે "મારે માટે આવી આવી વસ્તુ લઈ આવજો.' તમારી પાસે લાવવાનું કહેવા સિવાય બીજી વાત નથી ધમવતીએ પતિને કેવો દિવ્ય સંદેશો આપ્યો! હવે ચંપક કુંવર ત્યાંથી રજા લેશે અને આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન પાંત્રીસમુ

(રવિવાર ૨૨-૮-૧૩)

સુજ્ઞ બંધુઓ! તમે મહાભાગ્યશાળી છો કે તમને કુળ પરંપરાથી વિતરાગ પ્રભુનો ધર્મ મળ્યો છે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન રૂપી દરવાજામાંથી મુક્તિના ધામમાં પ્રવેશવાનું છે

"समणोपासए अभिगयो जीवाजीवे जाव विहरइ' મહારાજા ઉદાયન શ્રમણોપાસક છે જીવાજીવના સ્વરૂપને જાણતા થકા વિચરે છે तएण से उदायणे राया अण्णया कयाइ जेणेव पोसहसाला तेणेव उवागच्छइ उवागच्छित्ता, जाव संथारे जाव विहरइ" એક સમયે પાખી પૌષધ કરતા વિચરતા હતા ત્યાં મહારાજા ઉદાયન પૌષધ કરવા ગયા રાજ્યનો વહેવાર ચલાવવા છતાં ધર્મ ધ્યાન કરે છે આજે બીજી પ્રવૃત્તિ વધી ગઈ છે પરંતુ

આધ્યાત્મિક ક્ષેત્રે જ્ઞાનની પ્રગતિ નહિ થાય તો શું કરશો? દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે પઢમં નાણં તઓ દયા પહેલું જ્ઞાન અને પછી દયા. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે કોર્યસો ડમાણ મહિયાય દુક્ખ લોકમાં અજ્ઞાન જેવું દુઃખ નથી સમ્યગ્જ્ઞાનરૂપી દીવાથી સંસારની ભવાટવિ ઓળંગી જવી સહજ થઈ પડશે. સંતાનોને એમ. બી બી. એસ. કે એલ. એલ. બી કરશો તો તે પૂરતું નથી નવકાર મંત્રનું સ્વરૂપ સમજાવ્યું હશે તો અંત સમયે શરણ આપશે જીવને અંતિમ શરણ ધર્મનું છે

મરાઠીમાં દાનને દેન કહે છે તે લોકો પ્રાચીન કાળમાં ધનને કોઠારે મારી ધર્મને નચાવતા. શીવાજીની માતા કમળભવાનીની શિક્ષણનું રક્ષણ કરવા રાતોરાત ચાલી નીકળી રાજ્ય ચાલ્યું ગયું હતું પ્રભાતે ૭ ૦ યુવાનોનું ટોળું લઈ તેજસ્વી રાણી કમળ પ્રભા મૂળ ઉઠી, પરંતુ એ ટોળાનો આગેવાન કહે છે: બહેન અમે ૭ ૦ તમારા ભાઈઓ છીએ. રશો નહિ. કેવું ચારિત્રનું બળ! યુવાનોમાં શક્તિ સાથે આવો સંયમ પણ હતો. જો જીવમાં સત્યાસત્યનું જ્ઞાન હશે તો અમે તેટલી મુશ્કેલીમાં માનવતા ભૂલશે નહિ તમે તમારા પુત્રોને ભલે તેટલી ડીગ્રીઓ અપાવશો, પણ જ્યાં સુધી આત્માની ડીગ્રી નહિ મેળવાવો ત્યાં સુધી આ ૭ ૦ યુવાનો જેવું એમનું જીવન ઝળકશે નહિ. લોકપ્રિયતા મેળવવા માટે જીવનમાં ત્રણ વસ્તુઓની ખાસ આવશ્યકતા છે દાન, વિનય અને શિક્ષણ. જે માણસ વિનયશીલ છે મનનો ઉદાર છે તે દુનિયામાં પ્રિય થઈ શકે છે

એક વખત ચિત્તપ્રધાનને શ્રાવસ્તી નગરીમાં જવાનું થયું તે વખતે ત્યાં કેશીકુમાર શ્રમણ પણ પધાર્યા હતા. ચિત્તને તેમણે વૈરાગ્યનો ઉપદેશ કર્યો તેમણે ગૃહસ્થાશ્રમ છોડી સંયમ અંગીકાર કરવાની અશક્તિ બતાવી પરંતુ પાંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બારવ્રત અંગીકાર કર્યાં ને આચાર્ય શ્રીને શ્વેતમ્બિકા નગરીમાં પધારવાની વિનંતી કરી આચાર્ય

કહ્યું: જેમ દુષ્ટ શ્વાપદોવાળા વનમાં જવું યોગ્ય નથી તેમ ક્રૂર રાજાના દેશમાં જવું યોગ્ય નથી ચિત્તે કહ્યું "એ પરદેશી રાજાનું આપને શું કામ છે? નગરમાં ઘણા શેઠ, શ્રીમંતો વસે છે તે આપનો આદર કરશે" ચિત્તની આગ્રહભરી વિનંતી સાંભળી આચાર્યશ્રીએ કહ્યું જેવી અનુકૂળતા ત્યારબાદ ચિત્ત પ્રધાન પોતાના નગરમાં ગયો અને સૌને સૂચના કરી કે "દેવાનુપ્રિય, કેશીકુમાર શ્રમણ અહીં પધારે ત્યારે તેમનો યોગ્ય આદર સત્કાર કરજો આ પછી એક વખત શ્રમણ કેશીકુમાર પધાર્યાનો સંદેશો આવ્યો સંદેશ લાવનારને ચિત્ત પ્રધાને ખૂબ ધન આપ્યું ચિત્તે આચાર્યશ્રીને જઈને કહ્યું "અમારો રાજા પરદેશી છે, તેને ઉપદેશ આપો, જેથી તેનું અને સર્વ પ્રાણીનું ભલું થશે હું પરદેશી રાજાને તમારી સમક્ષ લઈ આવીશ."

ચિત્ત પરદેશી રાજાને ફરવા નિમિત્તે રથમાં બેસાડી મૃગવન નામના ઉદ્યાન આગળ લઈ ગયો રાજા શ્રમ લાગવાથી રથમાંથી ઊતરી આજુબાજુ જોવા લાગ્યો બાગ સામું જુએ છે તો થયું કે આ શું! આશ્ચર્ય સાથે પરદેશી રાજાએ ચિત્તને કહ્યું:

અરે ચિત્ત! આ વળી કોણ બધા બેઠા છે? ચિત્તે કહ્યું "હે સ્વામી! આ કેશીકુમાર શ્રમણ છે જાતિવંત છે અને ચાર જ્ઞાનના ધારક છે એમને અવધિજ્ઞાન થએલું છે અને તેઓ અન્નભક્ષી છે" રાજાએ તેમની પાસે જઈ વિવેકહીન ભાષામાં પૂછ્યું કે, શું તમને અવધિજ્ઞાન થયું છે? શું તમે અન્નભક્ષી છો? આચાર્યશ્રી બોલ્યા: 'દાણચોર દાણમાંથી છટકવા સાચો રસ્તો છોડી આડે અવળે રસ્તે જાય છે વિનયમાર્ગથી વિમુખ થએલો તું પણ યોગ્ય રીતે પૂછતો નથી તને થતું હશે કે બૂમ બરાડા પાડી મારા ઉદ્યાનમાં આ પોકાર કરનારા છે કોણ? આ સાંભળી રાજા ઝંખો ગયો. તેમણે ત્યાં બેસવાની આજ્ઞા લીધી આચાર્યે કહ્યું: "તારી શ્રદ્ધા એવી છે કે જીવ અને શરીર જુદા નથી, પણ એક જ છે પરંતુ તે બરાબર નથી, બન્ને ભિન્ન છે'

પરદેશી રાજાએ કહ્યું : ' મારો નિર્ણય એવો કેમ થયો તે કહું. મારા દાદા અધર્મી હતા, તેથી તે નરકનું દુઃખ ભોગવતા હશે. તેમનું મારા ઉપર ઘણું હેત હતું પરંતુ તેઓ કેમ આવીને મને કહેતા નથી કે તું અધમ ન કર. કેમકે તમારા કહેવા પ્રમાણે પાપના ફળરૂપે નર્ક મળે છે. આથી મને લાગે છે કે જીવ અને શરીર એક જ છે અને પરલોક જેવું કાંઈ નથી.

આચાર્યશ્રીએ પૂછ્યું : ' તારી રાણી સુરિકંતા સાથે કોઈ કામસુખ અનુભવે તો તું શું કરે ?

' તેને શૂળીએ ચઢાવી દઉં ' પરદેશીએ કહ્યું.

' પણ તે એમ કહે કે હે રાજા, જરા થોભી જાઓ, હું મારા કુટુંબીજનોને, આવું કામ કદી ન કરવાની શિખામણ આપી આવું તો તું શું એને શૂળી પર ચઢાવવાનું અટકાવી એક ક્ષણ માટે જવા દેશે ?'

" હે ભતે, એમ તો ન જ બને હું તો ઢીલ કર્યા વગર જ શૂળીએ ચઢાવી દઉં " આચાર્યએ કહ્યું : હે રાજન, તારા દાદાની હાલત પણ એવી જ છે. નરકની ભયંકર વેદનામાંથી તે એક ઘડી પણ છૂટી શકતો નથી. તેનું આયુષ્ય પૂરું થતું નથી વગેરે કહી તને ઘણો બોધ આપ્યો. પરદેશી રાજાને વીતરાગ વાણીનો રંગ લાગી ગયો. કેશી સ્વામીને વંદન કર્યા ને બારવ્રત ધારણ કરી જીવનભરનું બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું.

બંધુઓ ! અનંત ભવના કર્મોની નિર્જરા કરવા માટે તપની જરૂર છે. મોક્ષગામી અને ચરમ શરીરી તીર્થંકર ભગવાન મહાવીર પણ ઉગ્ર તપ કરવા હતા. અનાદિ કાળથી જીવ ભવે ભાગે ભાગે છે માટે અજ્ઞાનતા ટાળો અને આત્મા તરફનો પુરુષાર્થ કરો.

પરદેશી રાજાનો ધર્મપણો સુરિકંતા રાણીને ગમ્યો નહિ. તેને ધર્મમાં રોગ લાગ્યો. જેવી ગતિ તેવી મતિ. એકવાર છઠ્ઠ

પારણું કરવા તેણે રાજાને આમંત્રણ આપ્યું જેને 'ખમ્મા ખમ્મા, કરતી હતી તેણે પતિને સ્વાર્થવશ થઈ ઝેર આપ્યું પરદેશી રાજા સમજી ગયો. 'સ્વાત્મ ચિંતનમાં એ પડી ગયો પૌષધશાળામાં જઈ અરિહંત દેવોને નમસ્કાર કરી અઢાર પાપસ્થાનક અને ચાર આહાર તથા શરીરને શ્વાસોશ્વાસ સુધી વોસરાવીને સંથારો કરે છે

એક વખત એ જ પરદેશી રાજાએ શરીરના ઊંચા ભાવ રાખ્યા હતા ને આત્માના ભાવ નીચા રાખ્યા હતા સદ્ગુરુનો સમાગમ થતા તેના જીવનમાં કેવું મોટું પરિવર્તન થઈ ગયું! રાણીએ ઝેર આપ્યું છે એ જાણવા છતાં સ્હેજ પણ કષાય વગર છેલ્લા શ્વાસે શરીર વોસરાવ્યું ગુપ્ત માણસને પણ ઝેર આપ્યાની વાત નથી કરી મુખમાંથી ક્ષમા ઝરતી વાણી જ નીકળે છે "રાણી સૂરિકાંતા મારી પ્રત્યક્ષ ઉપકારી છે, જેના પ્રતાપે મને સમાધિ-મરણની મીઠી હૂંફ મળી આવી ઉચ્ચ ભાવનાથી દેહરૂપી પૂતળામાંથી અમર આત્મા સ્વર્ગની સહેલ કરવા પહોંચી ગયો. ત્યાં દેવશરીર ધારણ કરી સૂર્યાભ નામ ધારણ કર્યું

મહારાજા ઉદાયન પૌષધશાળામાં પૌષધ વ્રત કરીને બેઠા છે પૌષધ એ શું અને ત્યાં પોતે શું ચિંતવતા હતા તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

ચંપક કુંવરે પત્ની પાસેથી રજા લઈ મહેલના પગથિયાં ઉતરવા માંડ્યા અને ધનવતીનું હૃદય રડી રહ્યું આંખમાં આંસુઓ સારતી પતિને એ વિદાય આપે છે માતાએ પણ એ જ પ્રમાણે રજા આપી. દેવ ગુરુ અને ધર્મને ગમે તેવા સંયોગમાં ન ભૂલવાની શિખામણ આપી. મહાત્મા આપી પરદેશ ગયા ત્યારે તેમની માતાએ પણ જૈન મુનિ પાસે એવી જ પ્રતિજ્ઞા

લેવરાવી હતી. ગુણવાન પુત્ર એ શિખામણ હૃદયમાં ધારણ કરી વિદાય લે છે

“ શુભ મુહૂર્ત દેખીને ચાલ્યા, વનિક સાથ મેં સાર,
સમુદ્ર કિનારે આયા જહાજ મેં, ભરા માલ તિણવાર.” કરૂણા૦

અપંકુવર ચાલ્યા સાથે લાખ રૂપિયાની હુંડીનું કવર છે, ને વહાલો હંસ પણ સાથે છે જહાજમાં માલ ભર્યો. અપંકુવરે હુંડીનું કવર ખોલ્યું જ નથી. તેને કોઈ પર અવિશ્વાસ નથી.

જુઓ! પણ મુનિમજીએ દેશને કારણે વિશ્વાસઘાત કરવામાં કાંઈ બાકી રાખ્યું નથી.

અપંકુવરે દરિયાને અને માતપિતાને નમસ્કાર કરી તેમના આશીર્વાદ મેળવી પરદેશ તરફ પ્રયાણ કર્યું ત્યાં આગળ શું થશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન છત્રીસમું

(સોમવાર ૧૨-૮-૧૯૩૩)

જ્ઞાન તત્ત્વજ્ઞાનીઓની વાણી શાશ્વતી છે. ભગવતીસૂત્રમાં શંખ ઉદાયનનો અધિકાર ચાલે છે. જેનો ઉદય થવાનો છે તે ઉદયન અથવા ઉદાયન રાજા. મિષ્ટાન્ન ઉપર બેઠેલી માંખ ઉડી શકે છે, જ્યારે તેલ ઘીમાં ડૂબેલી માખ ઉડી શકતી નથી માટે સંયમની સાધનાથી અલિપ્ત ભાવ કેળવો. મમત્વભાવ ઉઠાડી લો.

જેમ કોઈની મિલકત ઉપર તમને ટ્રસ્ટી તરીકે નીમ્યા હોય
ત્યારે તમે એમ સમજો છો કે હું આનો ટ્રસ્ટી છું પણ માલિક નથી.
જે રીતે મહાત્મા ગાંધીજીએ ટ્રસ્ટીશીપનો સિદ્ધાંત સમજાવ્યો
છે તે રીતે તમે સંસારના દરેક પદાર્થ ઉપર ટ્રસ્ટી તરીકે રહેતા
શીખો. મહારાજા ઉદાયન વિચારે છે કે મેં સંસારને ઘણું પ્રોત્સાહન
આપ્યું છે આત્માને નથી આપ્યું. સુખ આત્માનો સહજ સ્વ
ભાવ છે તેથી તેને સચ્ચિદાનંદ, સહજાનંદ, આનંદઘન વગેરે
શબ્દોથી સંબોધવામાં આવે છે. તમે આ શબ્દોના અર્થ ઉપર કદી
વિચાર કર્યો છે ખરો? જેમાં સત્ ચિત્ત અને આનંદ એ ત્રણ વસ્તુઓ
હોય તે સચ્ચિદાનંદ કહેવાય. આત્મા સત્વાળો છે, એટલે તે
શાશ્વત છે કોઈ કાલ્પનિક નથી, આત્મા ચિત્તવાળો છે એ તો
એ ચેતનામય છે ચૈતન્યનો ભંડાર છે પણ જડ કે જડ પરિ
ણતિવાળો નથી. આત્મા આનંદવાળો છે એટલે આનંદ અનુ
ભવવાની શક્તિવાળો છે.

સહજ સ્વભાવથી જ આનંદી તે સહજાનંદી છે. એ આનંદ
જેમ જેમ ભોગવ્યા તેમ તેમ તેને વધારે ભોગવવાની ઇચ્છા
થાય. પૌદ્ગલિક ભોગોની પાછળ આત્માને પુદ્ગલમય બનાવી
દીધો છે તેથી સાચી શાંતિ છૂટી ગયો છે. આજે જ્યાં જોઓ
ત્યાં અશાંતિ છે. પ્રાઈમ મિનીસ્ટરથી પટાવાળા સુધી ની
માંડી મજૂર સુધી કોઈને શાંતિ નથી. ક્ષણિક સુખ
ની દોટ એ તૃષ્ણા અને પાપનું પરિણામ છે.

તૃષ્ણા કેવી રીતે છે? સર્પના મુખમાં દેડ
પણ જ્યાં સુધી એ ગળાયો નથી ત્યાં સુધી
ખાવા પ્રયત્ન કરે છે. આચારાંગ સૂત્રમાં કહ્યું
છે ઉસ્સમાદઈ. તમે પોતે જ આશારૂપ
દુઃખી થાઓ છો. જેમ કાંગરૂ સ
સુખને પકડવા ફાંફાં મારે છે.

પરિગ્રહ કરવુ પડે છે હે બંધુઓ! આત્માને કદી કહ્યુ છે ખરૂ કે આ તારૂ ઘર નથી? इम च मे अत्थि इम च मे नत्थि આ મારુ છે, આ મારુ નથી એવો વિવેક લઈએ.

દેવાનુપ્રિયા! જ્યાં સુધી સંસાર તરફ નિવૃત્તિ કેળવી આત્મા તરફની પ્રવૃત્તિ નહિ કરો ત્યાં સુધી મોક્ષ નહિ મેળવો. સુખોની ખાત્ર અનંત દુ:ખોની ખાણ ઊભી કરો છો રાત દિવસ જોયા વગર મહેનત કરો છો.

"अहो य राओ य परितप्पमाणे कालाकाल समुट्ठाए स जोगट्ठी, महासामी मालुंपे सहसाकारे विणिविट्ठचित्ते पाप सत्थे पुणोपुणो।"

ક્ષણિક સુખ ખાતર રાત દિવસ કાળ અકાળનું ભાન રાખ્યા વગર ધનલોભી બની વગર વિચાર્યે કેટકેટલુ કરે જાઓ છો? આ જીંદગી કેવી છે?

જીંદગીને મહેલ માની રચ્યો પચ્યો રહ્યો મોહી,
પાનાનો મહેલ છે એ, મને ખબર પડી નહી
ખબર નહી (૨) એ મહેલના શા કરવા ભરોસા (૨)
આવશે એ કાળ ક્યારે કંઈએ કહેવાય નહિ,
દીપક બુઝાશે ક્યારે સમજ શકાય ના."

આ શરીર જ પત્તાના પાનાના મહેલ જેવુ ક્ષણિક છે જ્ઞાની મહાત્માઓએ જિંદગીની સરખામણી આપતાં કહ્યુ છે કે માનવની આ જિંદગી કેવી છે કે જેમ કોઈએ જ પત્તાનો મહેલ બનાવ્યો હોય તો તે મહેલ ક્યાં સુધી ટકવાનો છે? અજ્ઞાની જીવ મહેલ માની બેઠો છે પણ આ સંસારરૂપી પાનાનો મહેલ પડતા વાર લાગવાની નથી. તેજ પ્રમાણે આ શરીરને મહેલ માનીને બેસી જાય છો, પરંતુ આ મહેલનો ભરોસો કરવા જેવો ક્યારે નથી. તમે તો વર્તમાનપત્રથી જાણો છો કે રોજ કેટલાય આગ ગાડી, મોટર વગેરેના અકસ્માતો થાય છે અને તેમાં

કુટુંબના કુટુંબો આ અકસ્માતોમાં હોમાઈ જાય છે માટે આત્મા તરફનો થોડો વિચાર કરો.

तएण से उदायणे राया मण्णया कयाइ जेणेव पोसहशाला तेणेव उवागच्छइ, उवागच्छइत्ता महा स थे आव विहरइ ” ॥

ઉદાયન રાજા પૌષધશાળામાં રોજ જાય છે, પરંતુ આજનું જવું જુદું હતું આત્મામાં રહેલાં સત્ય અને અહિંસાને આક્રમણ કરવાવાળું હતું જેમ હીરાને પાસા પાડી તેની તેજસ્વિતા બહાર લાવવી પડે છે, વાસણને ઘસવું પડે છે તેમ અનાદિના વિભાવરૂપી કાટને કાઢવા આત્માની અનંતશક્તિનો ઉપયોગ કરવો પડે છે પૌદ્ગલિક સુખની ઈચ્છા ટળી જાય તો બધું ટળી જાય.

जइ वि य नगिणे किसे चरे जइ वि य भुंजिअ मास मन्तसो ।
जे इह माया हि मिज्जई आगन्ता गब्भाय अणन्तसो ॥

( સૂયગડાંગ સૂત્ર : અ : ૨ ઉ ૫ ગાથા ૯ )

હે ભવ્ય આત્માઓ ! તપ કરનાર કડકડતી ઠંડીમાં અને ઉનાળાના ભયંકર તાપમાં ઉપસર્ગને વેઠે છે, માસખમણ જેવા ઉગ્ર તપ કરે છે ભૂતકાળના કર્મોને ખપાવવા માટે જીવાત્મા આવી ઉગ્ર તપશ્ચર્યા કરે છે તેનાથી તેના ભવ ફેરા ટળી જ જવા જોઈએ. જો સમ્યક્ પ્રકારે તપ ન હોય તો એટલે કે જો જીવ માયાના બંધનમાંથી મુક્ત ન થયો હોય તો તેના ગર્ભના ફેરા ટળતા નથી, કારણ કે જ્યાં માયા છે ત્યાં કપાય છુપાએલો છે, એોળખેવો મુશ્કેલ છે માયા પુત્ર છે અને ક્રોધ શુદ્ધ ચોર છે કપાય નહિ છૂટે ત્યાં સુધી સાધનાને પંથે નહિ જઈ શકો. પંચેન્દ્રિયના વિષય વિકાર ટાળી આત્માના અવ્યાબાધ સુખમાં આવી પ્રશ્નશમની જ્યોત જગાવો

સાધારે શિખે છે અંગ, માનવ જીવનમાં,
વિષય રૂપી જમરો નંગ, માનવ જીવનમાં.”

રાજગૃહી નગરીમાં ભદ્રા શેઠાણીએ સોળ રત્નકામળી ખરીદી લીધી હતી. દરેકના બે ટૂકડા કરી બત્રીસ પુત્રવધૂઓને એક એક આપી દીધી. સવારે દિલ લૂછી શાલિભદ્રની પત્નીઓએ તેને ખાળ પાસે મૂકી દીધી. જ્યાં આવું મળતું હોય ત્યાં ભંગીને પણ આનંદ જ હોય. આજે તો પાંચ સાત હાથેલાં લૂગડાં સેળાં કરી બ્હેનો વાસણ ખરીદે છે. ભંગડી રત્નકામળીનો ટૂકડો ઓઢી શ્રેણિક રાજાના દરબારમાં કચરો વાળવા ગઈ. ભંગડીએ બધી વાત કરી ને આવા ઉદાર મહાભાગને જોવા શ્રેણિક મહારાજા શાલિભદ્રને ઘેર ગયા. મહારાજાનો ખૂબ આદર સત્કાર કરવામાં આવ્યો. શાલિભદ્રની હવેલી કેવી હતી?

પહેલે ભુવન પગ દીધો, રાજા મનમાં ચમકીઓ,
કોઈ નેવાજી આ ઘર તો ચાકર તણાજી
બીજે ભુવન પગ દીધો રાજા મનમાં ચમકીઓ,
કોઈ એવાજી આ ઘર તો દાસી તણાજી."

રાજા શ્રેણિકના આશ્ચર્યનો પાર નથી. રત્નજડિત સોપ વળિયા હતા. રાજાએ મુદ્રિકા નાખી તો તે ખોવાઈ ગઈ ભદ્રા-માતાને ખબર પડી એ તે થાળ ભરીને લાવ્યા. મહારાજાએ પૂછ્યું 'માતાજી નંદ શાલિભદ્ર ક્યાં રહે છે?" ભદ્રામાતાએ નંદને કહ્યું: આપણા મહારાજા આવ્યા છે માટે તો ક્ષણમાં ન્યાલ કરી દે એ. વિનયપૂર્વક તેમની ભક્તિ કરી લો." શાલિભદ્ર વિચારે છે "અહો, મારી કરણીમાં શી ખામી રહી ગઈ કે હજુ મારે માથે નાથ છે!" તનને ખાવા વિચારો આવે છે કે? શાલિભદ્ર મહેલમાંથી નીચે આવી મહારાજા શ્રેણિકને નમસ્કાર કરે છે રાજાને આવા પુણ્યવાનના દર્શનથી અપાર આનંદ થાય છે ને ભદ્રાને કહે છે: "ધન્ય છે માતા ભદ્રા આપને, કે તમારે આવો પુણ્યવાન પુત્ર છે

જાની જણ તો ભગત જન, કાં દાતા કાં શૂર,
નહીંતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર."

આજે સ્થિતિ વિપરીત છે એક બાળકને સંસ્કાર નથી અપાતા, ત્યાં બીજુ બાળક લેવામાં આવે છે યોગીને કશુ ભાન નથી. તમને આજે ચારિત્રની તાલાવેલી કેમ નથી થતી? આમી માટે કહેવામા આવે છે

दिवा पश्यति न घूकः काको नक्तं न पश्यति।
अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति॥

ઘૂવડ દિવસે ન જોઇ શકે, કાગડો રાત્રે ન જોઈ શકે, પરંતુ કામાંધ તો રાત અને દિવસ અંધ જ હોય છે. ભતુ હરિ તેની રાણી પિંગળાની વિષયવાસનાનુ સ્વરૂપ જોતાં વૈરાગ્ય પામી ગયો.

મહારાજા શ્રેણિક શાલિભદ્રને જોઈ પૂત્ર સંતોષ પામ્યા અને સ્નેહથી તેના માથા ઉપર હાથ મૂકયા. પરંતુ તેને તો એ પ્રેમ ભર્યો હાથ પણ ભારરૂપ લાગ્યો 'મારૂં સદ્ભાગ્ય છે કે આવો ધનવાન, પવિત્ર અને પુણ્યવાન પુરુષ મારા નગરમાં રહે છે' હાથ ફેરવી મહારાજા તો ચાલ્યા ગયા, પરંતુ તેની ચમક શાલિભદ્રને લાગી ગઈ ઇલેક્ટ્રીકના એક કરંટથી ગ્રહણ છૂટી જાય તેમ શાલિભદ્રને થઇ ગયુ કે મારે માથે વળી માલિક કેવો? એ વૈરાગ્યના રંગે રંગાઇ ગયા તમારે માથે તો કે કેટલા ધણી છે, છતાં વૈરાગ્યનો રંગ લાગે છે? તમારે સુખી થવા બંધનથી છૂટવુ હોય તો કહ્યુ છે કે "एकान्त सुखी मुनि वीतरागी" વિતરાગી થયા વગર સુખ નથી શાલિભદ્રે રાજા થવાનો નહિ પણ વૈરાગી થવાનો વિચાર કર્યો.

યાત્રા દરમ્યાન લૂંટફાટના ભયવાળા ટૂંકા માર્ગને છોડી ભય વગરના લાંબા માર્ગને સ્વીકારવો પડે છે ક્રોધ, માન, મોહ, માયા લોભ એ બધા આત્માનો ખજાનો લૂંટનારા બહારવટિયા છે સર્વજ્ઞોએ બતાવેલા જ્ઞાન દર્શન અને ચારિત્ર માર્ગે જ પ્રયાણ કરવુ જોઇએ.

મહારાજા ઉદાયન પૌષધવ્રતમાં બેઠા છે તેમને સમજાઈ ગયુ હતુ કે આજ સુધી પુદ્ગલને મે લાડ કરાવ્યા,

હવે અતર જિજ્ઞાસા જાગી ઊઠી છે હવે યૌવનવનમાં કેવી ચિંતવણા કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

### ચંપક ચરિત્ર

વહાણ નિર્વિઘ્ને ચાલવા લાગ્યાં. આજ્ઞા પાલનનો ચંપક કુંવરને આનંદ છે યોજન સુધી વહાણ નીર ઓળંગી ગયા. પછી રોકાણ કર્યું તબુઓ બાંધ્યા. હંસ ચંપકકુંવરની સામે રહ્યો.

"સારે સોતે રૈનમે સરે કુઈ નભ સે વાણ,
પુરુષ મિલે ઇસ સમય નાર સે હોય પુત્ર પુણ્યવાન." કરુણા

આકાશવાણી થઈ કે આજે રાત્રીએ જે પુરુષ પોતાની નારીને મળે તેને પુણ્યવાન પુત્રની પ્રાપ્તિ થશે. આકાશવાણી આગળ ચાલી :—

"સવા લાખકી લાલ ઉગલે, નિત્ય પ્રતિ જરા ન ચૂક,
હંસ જગાવે તુરત કુંવરને, ઉઠ ઉઠ જા ઉઠ ... હો કરુણા"

એ પુત્ર રોજ સવા લાખની લાળ મુખમાંથી કાઢશે." હંસે પણ દેવવાણી સાંભળી. કુંવરને ઘેર જવા કહ્યું કુંવર ના પાડે છે હંસ વિચારે છે કે મારા ઉપર આટલો ઉપકાર કરનારનો મારે બદલો વાળવો છે "તમે મારી પીઠ પર બેસી જાઓ, આપણે વખત પાછા આવીશું અને હું પણ ઋણ મુક્ત થઈશ. પંખી છે છતાં કેવો ભાવ? આજે તો ખાય તેનું ઓદેની વાત છે હંસ ઉપાય વિચારે છે ચંપકકુંવરનુ મન માનતુ નથી પિતાની આજ્ઞા છે કોઈ જોઈ જાય તો શું કહે' વગેરે વિચાર કરે છે તેમ તેમ હંસ વધારે ને વધારે વિનવે છે છેવટે ચંપકકુંવરને હંસના આગ્રહને વશ થવુ પડે છે હવે કેવી રીતે જવુ કોઈ ન જાણે તે માટે કેવો ઉપાય કરવો વગેરે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન સાડત્રીસમુ

(મંગળવાર, તા. ૧૩-૮-૧૯૧૩)

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે પ્રભુ પરની અનન્ય શ્રદ્ધાથી પૌષધશાળામાં પૌષધવ્રત કરી ઉદાયનરાજા આત્મચિંતન કરે છે આત્માનો ઉલ્લાસ જાગ્યો છે સંપત્તિની પાછળ આપત્તિ, સુખની પાછળ દુખ, અને સંયોગ ત્યાં વિયોગ સહજ એવો છે તેમાથી છૂટવા મહારાજા ઉદાયન શુ કરે છે

**तपणं से उदायणे राया अण्णया कयाइ जेणेव पोसहशाला तेणेव उवागच्छइ उवागच्छइत्ता, जहा संखे जाव विहरइ।**

પૌષધશાળામાં શંખ પોખલીની માફક પૌષધવ્રત કરેલ છે પુદ્ગલની ક્ષણિકતા સમજાઈ ગઈ છે આજે તો માનવ એમ માને છે કે **हत्थे गया इमे कामा** આવા કામભોગો હાથમાં આવ્યા છે તેને શા માટે જવા દેવા, આવા સુખોને છોડીને શા માટે દુખ વેઠવુ જોઈએ ? જ્યા સુધી જીવીએ ત્યાં સુધી સુખ પૂર્વક જીવીએ, કારણ કે આ દેહ ભસ્મીભૂત થઈ જવાનો છે 'જીવીએ ત્યાં સુધી સુખપૂર્વક જીવીએ એવુ તો અજ્ઞાનીઓ જ માને. જન્મ અને જરાનુ દુખ ટાળવુ એ જ ઉદાયનની ઈચ્છા છે દાવાનળ સળગી રહ્યો છે, જરા પણ ઊભા રહેવા જેવુ નથી. ઘરની આગ હોલવવા તો સુધરાઈના બંબા આવશે, સંસારની આગ સ્વયં પુરુષાર્થથી હોલવવી પડશે. **जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ** વૃદ્ધાવસ્થા આવી નથી, વ્યાધિઓથી ઘેરાયા નથી ત્યાં સુધી આત્મસાધનાનો પુરુષાર્થ કરી લો યુવાનીમાં જે થઈ શકશે તે વૃદ્ધાવસ્થામાં નહિ થઈ શકે તમારી ભલે તેટલી ભાવના હશે પણ તમારી ઈન્દ્રિયો હીન થઈ ગઈ

હશે, શરીરમાં રોગોએ ઘર કર્યું હશે, તો ધર્માચરણ નહિ થઈ શકે મહારાજા ઉદાયને તો આત્માને ઓળખી લીધો છે અને પૌષધશાળામાં પૌ ષધ વ્રત કરે છે

પૌષધવ્રત કરતાં પહેલાં ઉચ્ચાર પાસવણ ભૂમિનુ પડિલેહણ કરે છે જોઈને ! પૌષધવ્રત જેમ તેમ કરી શકાતુ નથી મળ-મૂત્ર પરઠવવાની ભૂમિનુ પડિલેહણ કરવુ જોઈએ. નહિ તો ત્રસજીવોની હિંસા થઈ જાય તેમ જ સમુર્ચ્છિમ જીવો ઉત્પન્ન થઈ તેનો નાશ થાય, માટે પ્રતિલેખન બરાબર કરવુ જોઈએ,

> " पडिलेहणं कुणन्तो मिहोकहं कुणइ जणवय कहं वा ।
> देइ व पच्चक्खाणं, वाएइ सयं पडिच्छइ वा ॥ "

ઉ. અ. ૨૬ ગાથા ૨૯

પ્રતિલેખન કરતાં વાર્તાલાપ ન થાય પચ્ચખાણ આપાય નહિ. એક સાથે બે ક્રિયા પ્રમાદ કહેવાય. વાચનાથી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તથા હાલતાં ચાલતા જીવોનો વિરાધક બને. ઉપયોગ રાખે તો આરાધક બને અવળી દ્રષ્ટિવાળો જીવ આ વાત નથી સ્વીકારતો. પરભવમાં શુ થશે?

પૂછે પ્રભુજી જો તને, વાંચી કિતાબો કર્મની,
દે જે જવાબ હે માનવી આથી સુભાવી જીભથી.
આ આતમા છે કર્તા ભોક્તા, કર્મથી સુખ દુઃખ છે
કામને સ્વીકારો, ફરી આ કામને.

આત્માને સુખને માર્ગે નહિ વાળો ત્યાં સુધી નિર્બંધ નહિ થાઓ. નદી ઓળંગવા સસ્તા ભાવની એક પત્થરની નૌકા છે બીજી ખૂબ શણગારેલી કાગળની નૌકા છે ને ત્રીજી મેલીઘેલી, ભાંગી, ખખડધજ લાકડાની નૌકા છે બોલો કઈ નૌકા લેશો? હેમકુશળ પાર ઉતારે તે જ નૌકા બીજી જખ્ખરી વગર શો કોઈ લેશે. લાકડાની નૌકા પોતે તરે છે ને બીજાને

તારે છે તે જ રીતે સદ્‌ગુરુ લાકડાની નૌકા સમાન છે પોતે તરે છે અને બીજાને તારે છે

સુલભબોધી આત્મા એક જ ઉપદેશથી જાગી જાય છે. ઢંઢણમુનિ, જેઓ રાજસુખ છોડી દીક્ષા લઈ ભગવાનને અર્પણ થઈ ગયા, એમણે એવો અભિગ્રહ ધારણ કર્યો હતો કે, 'મારી લબ્ધિનો આહાર મળે તો કરવો, નહિ તો ઉપવાસ રાખવો' મુનિ ગોચરીએ જાય છે, પરતુ અંતરાય કર્મનાં ઉદયને કારણે આહાર–પાણીની જોગવાઈ મળતી નથી. અભિગ્રહમાં કસોટીએ ચડતો આત્મા સ્વરૂપમા લીન બનતો જાય છે શ્રીકૃષ્ણ વાસુદેવ પણ આ મહા તપસ્વી મુનિને વંદના કરે છે આમ કરતા છ મહિના થઈ ગયા. જ્યા ગોચરીએ જાય ત્યાં સૌને એમ થાય કે આવા રાજકુમારને રોટલા કેમ વહોરાવાય? મુનિ એક વગર સમ ભાવમા જ વિચરે છે એક વખત ત્રણ ખંડના અધિપતિ કૃષ્ણ વાસુદેવ, મુનિને જોતાં હાથીની અંબાડીથી ઊતરી તેમને વંદન કરે છે આજુબાજુના લોકો વિચારે છે "આ તો કેવા સંત કે ત્રિભુવનપતિ તેને વંદન કરે છે! આ જોઈ એક વૃદ્ધા ઢંઢણમુનિને ચાર લાડવા વહોરાવે છે મુનિને એનો કશો આનંદ નથી જઈ નેમિનાથને એ લાડવા બતાવ્યા, તો ભગવાને કહ્યું કે એ ત્હારી લબ્ધિનો આહાર નથી કૃષ્ણની લબ્ધિનો આહાર છે આ સાંભળી છ મહિનાના ઉપવાસી કશો જ વિચાર કર્યા વિના એ વાત સ્વીકારી લે છે ને ભગવાન નેમિનાથને તારણ હાર ગણે છે લાડવા પરઠવા જાય છે ગોચરી કરતા મુનિએ ખૂબ જ ઉપયોગ રાખવો જોઈએ, તે કરતા અનેકગણો ઉપયોગ આવા પ્રસંગે રાખવો જોઈએ. જેમ ધર્મઘોષમુનિના શિષ્ય શ્રી ધર્મરુચિ અણગારે કીડીઓની કરુણા આણી જીવ અને કાયા જુદા કરે એવી કાતિલ ઝેર સમી કડવી તુંબડીનો આહાર પરઠવાવી (પી) ગયા! ધન્ય છે એ મુનિને, જેમણે કીડીઓની દયા આણીને પોતાના દેહને વોસરાવી દીધો! અહિં ઢંઢણમુનિ લાડવા ચોળે છે, ભૂકો કરે છે

ઘી, ગોળ અને લોટથી લાડવા થાય તેમ મન, વચન અને કાયાથી કર્મ બંધાય છે સમય ન આવે ત્યાં સુધી કર્મ સત્તામાં પડ્યું રહે છે આત્માને ચોંટી રહે છે કર્મ ભોગવાઈ જાય ત્યારે કર્મ આત્માથી છુટું પડે છે દરેક સમયે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય ચાલુ હોય છે નહિ તો કેવળજ્ઞાન થાય. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ભાવ પણ ચાલુ જ છે તેથી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન સંભવે છે દર્શનાવરણીય કર્મમાં પણ ક્ષયોપશમ ભાવ ચાલુ હોય તેથી ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન હોય છે વેદનીય કર્મનો ઉદય પણ ચાલુ હોય છે જ્યાં સુધી કર્મ ઉદયમાં આવી ફળ ન આપે ત્યાં સુધીનો કાળ અબાધાકાળ એટલે કર્મની બાધા પીડા ન ઉપજાવનાર કાળ કહેવાય છે

જેમ કોઈ જીવે સાતમી નરકનો બંધ પાડયા હોય અગર તિર્યંચનો બંધ પાડયો હોય પણ તે અત્યારે ભોગવતો નથી. માટે કર્મ બાંધતી વખતે જીવે ખૂબ જ ઉપયોગ રાખવાની જરૂર છે મહાપુરુષોને પણ કર્મના બંધ ભોગવવા પડયાં છે માટે પાછળથી પસ્તાવા કરતાં પહેલેથી જ ચેતતા રહેવું

દેવાનુપ્રિયા, ભગવાન મહાવીરના શ્રાવકો પાપભીરૂ જ હોય છે ઢંઢણ મુનિ પ્રાસુક અને નિર્દોષ જગ્યા એવા લાડવા લાવે છે વ્યવહારથી લાડવા મળ્યા, પરંતુ ભાવથી આઠમે ગુણસ્થાનકે જઈ ક્ષપકશ્રેણી માંડી શુદ્ધ મૂળમાંથી નિર્જરા કરતાં નવમે દસમે ગુણ ઠાણે થઈ બારમે પહોંચ્યા. પાંચ જ્ઞાનાવરણીય, નવ દર્શનાવરણીય, અને પંચવિધ અંતરાય કર્મનો ક્ષય કરી તેરમા ગુણસ્થાનકના પહેલે જ સમયે કેવળ જ્યોતિ પ્રગટ કરી. પથ્થરની ખાણ તોડીને સુરંગ બનાવવામાં આવે છે તેમ જ્ઞાન દર્શનરૂપી દારૂગોળો છે અને ચાર કર્મરૂપી પથ્થરની ખાણ છે ઢંઢણમુનિએ કર્મના ભુક્કા પલકારામાં ફેંકી નાખ્યા. જ્ઞાની કહે છે કે આ દેહ તે

તો ખોળુ છે આપ શુ જોઈ શકો છો ? આત્મા છે તો જ આંખ દ્વારા જોઈ શકો છો જો આત્મા ન હોય તો આખ એ તો કોઠી છે જાણનાર-જોનાર કોણ ? તેની તમને ઓળખાણ છે ? આજે જો દીકરો દીકરી મરી જાય, તો રડવા બેસો છો, પણ રડવાનું કોને ? તમને આત્માની ઓળખ છે નહિ અને જો ઓળખ હોત તો તમે કોને રડો ! આત્માને રડવાનુ છે જ નહિ તે તો અજર, અમર અને અનાદિ છે આત્મામાં નાના-મોટાપણુ ઉંચાઈપણુ, જાડાઈપણુ, લબાઈપણુ, એવુ કાંઈ છે નહિ. અને આત્મા ગયા પછી દેહ તો પડયો રહે છે જેની તમને ગણના હતી તે આત્મા ચાલ્યો ગયો છે માટે જ્ઞાની કહે છે કે તુ તારા આત્માની ઓળખ કર

પૌષધ એટલે આત્માને પોષવો. સોળ સોળ દેશનો અને ત્રણસો ને ત્રેસઠ ગામનો વહિવટ કરનાર રાજા પૌષધવ્રત કરે છે, અને તમારે મહિનામા એક પોષધ કરવો હોય, અરે સવત્સરીએ એક પૌષધ કરવો હોય તો પણ થતો નથી શુ અમારે એમ માનવુ કે તમારે સાતસો ગામનો વહીવટ છે જો તમે જૈન કુળમાં જ મીને સાચા શ્રાવક હશે તો જરૂર તમે શ્રાવક શબ્દના અર્થનો વિચાર કરતા હશો. શ્રાવક શબ્દમાં ત્રણ અક્ષરનો પરમાર્થ રહેલો છે શ્રાવક શબ્દમાં શ્ર એટલે સદ્ગુરુ પાસે શ્રવણ કરી જીવ અને અજીવના સ્વરૂપને જાણી તેમાં શ્રદ્ધા કરવી તે. વ એ ટલે વિવેકપૂર્વક /ક અને મેનનનુ ભેદ જ્ઞાન. શ્રદ્ધાપૂર્વક ક્રિયાશ્રમ વડે કર્મને કાપે તેવો વિવેક

પૌષધવ્રત સપૂર્ણ રાત્રિ-દિવસનુ હોવુ જોઈએ પરન્તુ તમે તો જ્યારે નવરા પડો ત્યારે પૌષધ કરી લો છો પણ પ્રતિપૂર્ણ પૌષધ તો એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી રહે. પૌષધ વ્રત લેનાર આત્માઓને આગલા દિવસે પણ અસાર પાપનો ત્યાગ કરવાનો હોય છે અને શરીરની વિભૂષા પણ

કરે નહિ. કારણ પૌષધ કરવો છે માટે આજે સૂર્યાસ્ત થઈ જાય ત્યાં સુધી ખાવાપીવાનું ચાલુ રાખવું તેમ હોય નહિ, તેમ અતિશય ખાવાની કે નિદ્રામાં ઉડાવવાની પણ ભાવના થવી ન જોઈએ. માટે જ્ઞાનપૂર્વક ક્રિયાઓ કરો. શાલિભદ્ર દરરોજ એક એક સ્ત્રીનો મોહ છોડી રહ્યા છે એ ખબર તેમની બ્હેન સુભદ્રાને પડી. પતિ ધન્નાને નવડાવતા ભાઈના વૈરાગ્ય લેવાના વિચારે આંખમાં આંસુ આવ્યાં અને તે પતિના બરડા ઉપર પડયાં. પતિએ કારણ પૂછતાં જણાવ્યું મારો ભાઈ વૈરાગ્યને પંથે જઈ રહ્યો છે અને તે રોજ એકેક સ્ત્રીને તજે છે બત્રીસ દિવસ બાદ વૈરાગ્ય લેશે." ધન્નાજી એકદમ વેગમાં આવી ગયા અને બોલ્યા-પ્રશમની દીક્ષા લેનારને વળી વાયદા શા ! સુભદ્રા બોલી નાથ ! "કહેવું સહેલું છે પણ કરવું દોહ્યલું છે" ધન્નાજી કહે સુભદ્રા, હું અત્યારે જ તારો મોહ છોડું છું સુભદ્રાએ ઘણું કહ્યું પણ માન્યું નહિ. એનું ઉપાદાન શુદ્ધ છે નિમિત્ત માત્રથી એ જાગી ગયા. શાલિભદ્રને જઈને કહે છે હવે નીચે ઉતરો અને કલ્યાણને પંથે જીવનપ્રયાણ કરો. સમયનો પ્રમાદ ન કરો"

જ્ઞાનીએ પોકારીને કહ્યું છે સમયં ગોયમ ! મા પમાયએ દેવાનુપ્રિય, અહીં કોઈ ધન્નાજી છો કે ? જગાડો શાલિભદ્રને ! ધન દોલતવાળા ધન્નાજી અને શાલિભદ્રને કાંઈ કમી નથી છતાં સંયમના પંથે જવા–પ્રવ્રજ્યાને અંગીકાર કરવા ઉત્સુક બન્યા છે આગળ શું થશે તે અવસરે વિચારીશું

મહારાજા ઉદાયન પૌષધશાળાની અંદર આત્મ ચિંતવન કરે છે ત્યાં કેવી ધર્મજાગરિકા કરે છે તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

કુંવર હંસને કહે છે તું મને ઘેર લઈ જવાની હઠ છોડી દે પરંતુ હંસ કોઈ હિસાબે માનતો નથી. કુંવરને તૈયાર થવું પડયું

કુંવર બાત સુન કહે હંસને, કૈસે બના હોય !
બીરા પીઠ પે મેરે જાવી. રખ લે જે કે લોય રા." ક્રમશઃ

'મારી પીઠ ઉપર બેસી જાવ.' તિર્યંચ પણ ખાય તેટલું કામ કરે છે નિમક હરામ કરતું નથી પણ નિમકહલાલ કરે છે એક કુતરાનું દૃષ્ટાંત છે

એક શેઠે કુતરો પાળ્યો હતો. કુતરાને પલંગ સાથે બાંધી શેઠ સૂઈ જાય. એક દિવસ ચોર આવ્યા કુતરાએ ભસાભસ કરી, પરંતુ શેઠ ઉઠયા નહિ. કુતરાએ શેઠને પગે બટકું ભર્યું તો પણ શેઠ જાગ્યા નહિ અને તે ચોર ચોરી કરી ચાલ્યા ગયા. કુતરાએ બહુ ખેચાખેચ કરી એટલે પલંગ સાથે બાંધેલી દોરી તૂટી ગઈ કુતરો ચોરની પાછળ પડયો ચોરે લાઠી મારી તો પણ પાછળ ને પાછળ જાય છે છેવટે એવી જોરથી ડાંગ મારી કે કુતરાના પ્રાણ ગયા. સવારે શેઠ કુતરાની તપાસ કરે છે ત્યારે બધી વાત સમજાય છે શેઠની મિલકતનું રક્ષણ કરવામા કુતરાએ પ્રાણ ગુમાવ્યા કુતરો મરેલો પડયો હતો ત્યાં ધનની તપાસ કરી તો ધન પણ મળી ગયું શેઠે કુતરાનું જે લાલન-પાલન કર્યું હતું તેનો કુતરાએ બદલો વાળી આપ્યો

આ હંસ પણ ઋણમાંથી મુક્ત થવા મંત્રીકુંવરને પોતાની પીઠ ઉપર બેસાડીને લઈ જવા તૈયાર થયો. અહીંયા દરેક વેપારીનો ત્રણ દિવસનો પડાવ છે મંત્રીકુંવર ગુપ્ત રીતે હંસની પીઠ ઉપર બેસીને જાય છે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે

---

# વ્યાખ્યાન આડત્રીસમું

(બુધવાર, તા. ૧૪-૮-૧૯૫૩)

સુજ્ઞ બંધુઓ! અનંતજ્ઞાની મહાપુરુષો જગતના કલ્યાણ અર્થે કેવો સરસ માર્ગ બતાવી ગયા છે? 'હણશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે, ભેદશો તો ભેદાવું પડશે. વેર કરશો તો વેર ભોગવવા પડશે. એકવાર મારશો તો દશવાર મરવું પડશે. કર્મના કાયદામાં દશવાર શિક્ષા ભોગવવી પડશે. માટે ભ્રમમાંથી સ્વધર્મ આવી જાઓ. શ્રાવકપણું પામ્યા છો તો શ્રાવક જેવો વ્યવહાર કરો આચરણ આદરો. સર્વવિરતીપણું ન લઈ શકો ત્યાં સુધીમાં દેશવિરતી તો જરૂર બનો.

સ્વ-પરના વિવેકવાળા અને જડ ચેતનના ભેદજ્ઞાનવાળા મહારાજા ઉદાયન પૌષધ કરી ચિંતવન કરે છે કે મારું રાજ્ય, મારી સંપત્તિ, મારી રાણી મારા સંતાનો કોઈ અંતે સહાયભૂત નહિ થાય. સહાયભૂત છે જિનેશ્વરનો ધર્મ

> સાચો સગો છે જીવને માત્ર એક જ ધર્મ
> ધર્મ વિણ જતાં જીવને, નડે ભોગવવા કર્મ
> જાણી એને ધ્યાવ તું "

વિવેકે ઉદાયનને જીવતાં શીખવ્યું છે જ જીવીને જીવતા શીખવું અને જીવીને મરતાં શીખવું તેમાં પણ વિવેક કેળવવો જોઈએ. ભાવ આત્મા તરફ વળ્યો છે અનેકવાર ભોગો કરેલા પૌદ્ગલિક પદાર્થો સાથે નથી આવતા ભોગથી નહિ ત્યાગથી મોક્ષ મળે છે વગેરે આત્મચિંતવન ચાલે છે

સત્યમય જીવન જીવતાં શીખો. સત્યથી વેપાર નહિ ચાલે એમ માનવું તમારી ભ્રમણા છે સત્યથી વ્યવહાર સરળપણે

ભાવશે. આરપાર રુપિયાની ચોરી કરનારને પકડાવો છો, પરંતુ હૈયા પર હાથ મૂકીને પૂછો કે તમે કેવા છો ? અસત્ય બોલનારા, અને એકાંત ધન ભેગુ કરનારા ધોળા દિવસના ચોર ખરા કે નહિ ? સત્ય અને સદાચાર વિના કર્મબંધન કદી છૂટશે નહિ. આજે માનવી તૃષ્ણા પાછળ પડી બ્લેકમાર્કેટ કરે છે, અસત્ય બોલે છે, અન્યને છેતરે છે મહાત્માગાંધીજી ફર્સ્ટકલાસ મળતો હતો છતાં ' મારા ભાઈઓ થર્ડકલાસમા ટીંગાય છે ' એ વિચારે થર્ડકલાસમા જ બેસતા. એમાં સાદાઈ અને નીતિ બન્ને છે પાપથી દૂર રહી આત્માના સ્વરૂપમાં રમણતા કરો

ચોરીનુ ધન રાખવુ એ પણ પાપ છે कडाण कम्माण न मोक्ख अत्थि । અન્યાય, અધર્મ, અનીતિ કરી ધન મેળવશો તો તેનાં કડવાં ફળ ભોગવવા જ પડશે. પ્રત્યાખ્યાન કરો કે અમે ચોરાઉ માલ કે ચોરાઉ જણસ લઈશુ નહિ. પાપના દરવાજેથી પાછા ફરી જાઓ.

એક પ્રસગ છે એક મહાપુરુષ પ્રવચનમા બાર વ્રતનુ મહાત્મ્ય સમજાવી રહ્યા હતા મુખ્ય વિષય હતો અચૌર્ય શ્રાવક ચોરાઉ માલ ન લે ચોરીના કામમાં મદદ કરી વિભાવના ન જાય. એવો વિચાર આવે તો શ્રાવક પ્રાયશ્ચિત રૂપે ત્યાંને ત્યાં ક્ષેત્ર વિશુદ્ધિ કરી લે. મહારાજશ્રીના પ્રવચનની એક ગરીબ પીપરમીંટ વેચનાર ઉપર સારી અસર થઇ તેણે પ્રતિજ્ઞા લીધી કે અણદીધી વસ્તુ લેવી નહિ. સતેને પણ ભગવાને એવુ જ ફરમાન કર્યું છે

चित्तमन्त मचित्त वा अप्प वा जइ वा बहु ।
दन्तसोहण मित्तं पि उग्गहंसि अजाइया ॥

દશ વૈ. અ. ૬ ગાથા ૧૪

વસ્તુ સચિત હોય કે અચેત, અલ્પ હોય કે વધારે પરંતુ માલિકની આજ્ઞા વિના દાંત ખોતરવાની સળી સરખી ન લેવાય. શ્રમણોપાસક અણદીધુ ન લે. શ્રમણોપાસકની તો વાત જ નથી

પેલો ગરીબ માણસ મહાત્માના વચનોનુ ચિંતન કરતો જમીન ઉપર બેઠો છે ત્યાં પોચી જમીનમા સળી ખોસી જોઈ તો ત્યાં મૂલ્યવાન રત્નોથી ભરેલો ઝગઝગતો ચરૂ જોયો. કોઈ દિવસ પાંચ પૈસા હાથમા આવ્યા નથી. હવે શુ કરે ? પ્રતિજ્ઞાનુ પાલન કરે કે ચરૂ લઈ લે ? પોતે પોતાના નિયમમાં દૃઢ છે જે નિયમ મૂકી સાત વ્યસનમાં ગ્રસ્ત થાય છે તે આત્માની શી સ્થિતિ થાય છે ? વ્યસનોનુ સ્વરૂપ સમજાવતાં કહ્યું છે :

" द्युत च मांस च सुरा च वेश्या पापार्द्धि चोरी परदार सेवा।
एतानि सप्तानि व्यसनानि लोके, घोरातिघोरं नरके पतन्ति ।

જુગાર માંસ, દારૂ વેશ્યાગમન, વગેરેને વ્યસનો કહ્યાં છે પરંતુ પ્રથમ વ્યસન દ્યુતને ગણ્યુ છે ગોકુળ અષ્ટમીએ જુગાર રમાય છે જુગારથી બધાં વ્યસન આવે છે જુગાર રમવાથી માનવની માનવતા પણ પરવારી જાય છે ધર્મરાજા જુગાર રમ્યા તો કેવું અનિષ્ટ પરિણામ આવ્યુ ? જુગારી ધીમે ધીમે સાતે વ્યસનોમા પડે છે માટે આજે જ પ્રતિજ્ઞા લઈ લો કે જુગાર રમશો નહિ.

પેલા ગરીબને જમીનમાંથી વસ્તુ ન લેવાનુ પ્રત્યાખ્યાન હતું ચરૂ મૂકી દીધો ને ઘર તરફ ચાલ્યો. થોડેક આગળ ગયો કે લોભસંજ્ઞાએ જોર કર્યું લોભ બધા પાપનો બાપ છે એ ચરૂની પાસે આવ્યો. આવી મિલકત કયાં છોડી દઉં ? ઓલે ચરૂ મૂકીને ચાલવા માંડયુ થોડેક દૂર ગયા પછી વિચાર આવ્યો કે આવી તુચ્છ વસ્તુ માટે મારો નિયમ કેમ છોડી દઉં ? " નિર્ણય કર્યો કે કોઈ પણ હિસાબે આ ન જ જોઈએ. આમ ચાર વાર ગયો ને ચાર વાર પાછો આવ્યો. આત્મા ! આ રત્નો નથી પણ કાંકરા છે આ સુખને આપનાર નથી, પણ દુઃખને આપનાર છે, રાતે ઊંઘ ન આવી. નિયમ છોડવાનુ મન થયુ તે કારણે હૃદયમાં પશ્ચાત્તાપ ઉપડયો ગરીબ છે છતા ધનની કિંમત નથી પણ ધર્મ ની છે તેની પત્ની પૂછે છે કે તમને ઉંઘ કેમ નથી આવતી ? બધી વાત કહી. પત્ની કહે : તમારી પ્રતિજ્ઞા છે મારી નથી. માટે ચાલો, હું લઈ

આવું" પરંતુ ગરીબે કહ્યું: "જે મારાથી ન લેવાય તે તારાથી પણ ન લેવાય." પત્નીએ કહ્યું: "ધન્ય છે તમને કે આટલી ગરીબાઈમાં પણ ધર્મ પાળો છો."

આ બધી વાત દીવાલ પાછળ ઊભા રહેલા બે ચોરોએ સાંભળી ને ચરૂની શોધમાં ઉપડી ગયા. ચરૂ તો ત્યાં પડેલો જ હતો. રત્ન કેવાં છે તે જોવા અંદર હાથ નાંખ્યો તો વીંછીએ ડંખ દીધો. બીજાને પણ એ જ અનુભવ થયો. ગુસ્સે થએલા ચોરો ચરૂ લઈને પેલા ગરીબને ઘેર ગયા ને વીંછીના ડંખનો તેને અનુભવ કરાવવા છાપરું ફાડી ચરૂ તેના ઘરમાં નાંખ્યો પરંતુ એ ધર્માનુરાગી ગરીબને માટે વીંછી મટી રત્નો બની ગયાં. ગરીબ તેને અડતો પણ નથી. પ્રાયશ્ચિત કેવી રીતે કરવું તેના જ વિચારમાં છે

બંધુઓ! લક્ષ્મી પ્રારબ્ધને આધીન છે તમારા જીવનની શેત્રવિશુદ્ધિ કરવા તૈયાર થઈ જાઓ. પર્વના દિવસો આવે છે પર્વ આઠ છે, કર્મ પણ આઠ છે એવો પુરુષાર્થ ઉપાડો કે કર્મના દળીયાં અલ્પ સમયમાં ખંખેરી શકાય. સ્વ તરફ પુરુષાર્થ કરો.—

"નિજ આત્મસ્વરૂપનું ધ્યાન ભૂલી,
નથી ગમતી પ્રભુની વાણી અમૃતી,
જેથી મોક્ષ ન પામી શકાય મહાવીર સ્વામી

મૃત્યુ પછી જન્મ લેવો કે ન લેવો એ પોતાના હાથમાં છે પૂર્વે અનંત જીવો સિદ્ધ થયા છે ચૌદમા ગુણસ્થાનકે આવે ત્યાં પાંચ હ્રસ્વ અક્ષરનો ઉચ્ચાર થાય એટલો કાળ અયોગી દશા પ્રાપ્ત કરે, પછી સર્વ કર્મ અને શરીર છુટી જાય અને સિદ્ધ થાય. ઉદય હશે તો દીક્ષા લેવાશે એવો વિચાર ન કરાય. ઔદારિક શરીર લોહી અને માંસવાળું છે છતાં તેને વખાણ્યું છે કેમ કે તે મોક્ષ જવાનું સાધન છે

ધર્મ ઉદ્યાન પૌષધશાળામાં આત્માનું ચિંતવન કરી રહ્યા છે હવે શું વિચારણા કરે છે તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

ચંપકકુંવર હંસની પીઠ ઉપર બેસીને જાય છે ગગન-વિહારી હંસ ઊડયો. ધર્મવતીને મહેલે પહોંચી તેને દ્વાર ખોલવાનું કહે છે અવાજ સાંભળી ધર્મવતી વિચાર કરે છે કે આ કોનો અવાજ છે? ધર્મવતી, પતિ પરદેશ ગયા પછી શણગાર સજતી નથી. બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારે શણગાર ન સજવા જોઈએ.

આજે તો માનવતા ભૂલાઈ રહી છે નાઈલોન જેવાં આછકલાં કપડાં પહેરાય છે જોનારની દૃષ્ટિમાં સંયમ ઘાત થાય એવું ન કરવું જોઈએ. આજના મોજીલા મા-બાપ રજાને દિવસે બાળકોને લઈ નાટક સીનેમા જોવા જાય છે એનું શું પરિણામ આવે? સંસ્કાર અને ચારિત્રની પડતી થઈ રહી છે

ધર્મવતી સૌભાગ્યના જ શણગાર માત્ર રાખે છે સ્વાદિષ્ટ ભોજનનો પણ ત્યાગ કર્યો છે વૃક્ષ પરના ફળને પંખી કોચી ખાય છે પાંચ ઇન્દ્રિયોને સંયમમાં રાખી હશે તો કામરૂપી પંખી તેને બીજ નહિ ઉપજાવે. પાંચ ઇન્દ્રિયોમા બે ઇન્દ્રિયો કામી છે અને ત્રણ ભોગી છે આંખ અને કાન કામી છે ધર્મવતીએ બધી ઇન્દ્રિયો ઉપર સંયમ કેળવેલો છે મધરાતે ચંપકકુંવરે બારણું ખખડાવ્યું એ જાણે છે કે મહાન ચારિત્ર્યશાળી ધર્મવતી અત્યારે બારણું ખોલશે જ નહિ. અંદરથી અવાજ આવ્યો: "કોણ છે દુષ્ટ! ચાલ્યો જા. મારો પતિ તો પરદેશ ગયો છે ચંપકકુંવરે કહ્યું: હું ચંપકકુંવર છું માટે હે ધર્મવતી, બારણું ખોલો. ધર્મવતીએ જવાબ આપ્યો. ખોટા નામે આવનાર-તને ખબર નથી કે હું એકલી નથી. મારા શિયળનું રક્ષણ કરનાર હજાર દેવ છે પરસ્ત્રી સામે દૃષ્ટિ કરતાં

નિર્ગ્રંથમુનિ મૈથુન સંગથી સદા દૂર રહે છે એમાં રસ આવે એવા ચિત્રો કે પ્રસંગો જોતા નથી. બ્રહ્મચર્યનાં તેજ આગળ ઇન્દ્રનું તેજ પણ ઝાંખુ છે બ્રહ્મચારીને પગલે પગલે નિધાન અને લલાટે તેજ હોય છે એના પ્રભાવથી અગ્નિ શિતળ બને છે સીતાના સતીત્વના તેજ આગળ રાવણ કાંઈ કરી શક્યો નહિ. અગ્નિ પરીક્ષા વખતે અગ્નિ શિતળ થઈ ગયો

સુદર્શન શેઠ પોતાની પત્ની સિવાય દરેક સ્ત્રીને માતા—બ્હેન તુલ્ય ગણતા. એક પ્રસંગે અભયારાણી તેમને ફસાવવા પ્રયત્ન કરે છે પરંતુ સુદર્શન શેઠ ડગ્યા નહિ. પ્રાણ જાય પરંતુ વ્રત ન જાય એવો તેનો નિરધાર હતો.

મેરુ ડગે ધરતી ધ્રુજે સર્વ કરે અપકાર,
તો પણ મેરા સુદર્શન, શિયળ ન છોડે તલભાર.

અભયારાણીએ શેઠ પર આળ મૂક્યું ત્યારે રાજાએ ઉપર પ્રમાણે કહ્યું રાજાએ શેઠને કહ્યું, મૌન છોડી સાચી વાત કહી દો, પરંતુ સુદર્શન શેઠ કાંઈ બોલતા નથી એટલે નિયમ પ્રમાણે તેમને શૂળીની શિક્ષા જાહેર કરવી પડી. સાચુ બોલે તો રાણીનું મૃત્યુ થાય છે જુઠુ બોલે તો મૃષાવાદ લાગે છે કેવાનું પ્રિયા, શેઠને મરવામાં ને જીવવામાં સરખો આનંદ છે તે વિચારે છે કે પૂર્વના કર્મોદયથી જે ઉદયમાં આવ્યુ છે તે વેઠી લેવુ છેવટે મહાજન શેઠાણીને કહે છે કે તમે શેઠને સમજાવો પરંતુ શેઠાણી કહે છે કે સત્ય જીતવાનુ છે જે હૃદયના તાણાવાણામાં વણાઈ ગયુ છે તે સત્યને કદી આંચ આવતી નથી.

છેવટે શૂળીને યોગ્ય ચિન્હો પહેરાવી સુદર્શન શેઠને વધ સ્થાને લઈ જવામાં આવે છે સુદર્શન આત્માના ભાવમાં રમણ કરે છે દેહનો નાશ થશે આત્મા તો અમર છે આ તો મારા કર્મનુ ઉપાદાન છે રાણીનો જરા પણ દોષ નથી. મારે મારી સાધના નથી છોડવી વગેરે વિચારો આવે છે બ્રહ્મચર્યથી

અધિક કોઈનામાં બળ નથી જેના હૃદયમા સત્ય તાણાવાણાની જેમ વણાઈ ગયુ છે તેને કદી આંચ આવતી નથી તમને છે આટલો વિશ્વાસ કે બ્રહ્મચર્યમાં કેટલી શક્તિ રહેલી છે! રાજા પણ વિચાર કરી રહ્યો છે કે આ રાણી એકલી બધુ બોલ્યા કરે છે પણ શેઠ કદી આવા હોય નહિ. આ તો પથ્થર પર કમળ ઉગે, ચન્દ્રમામાંથી અંગારા ઝરે અને સૂર્યોદય પશ્ચિમમાં થાય તો પણ સુદર્શન આવુ અકાર્ય કરે નહિ, અરે! શેઠની રગેરગમાં ધર્મ પરિણમ્યો છે આવા પુન્યાત્માને હુ જે શિક્ષા કરૂ છુ તેનાથી હુ દંડાઈ તો નહિ જાઉં ને! શિક્ષાની જાહેરાત કરતા રાજાને આટલો ભય છે વિચાર કરો કે અભયા રાણી કરતાં સુદર્શન શેઠની રાજાના હૃદયમાં કેટલી પ્રતીતિ છે! તેમ જ શેઠાણી મનોરમાને પોતાના પતિ સુદર્શન પ્રત્યે કેટલો વિશ્વાસ છે કે પોતાના પતિને શૂળીએ ચઢાવવાની જાહેરાત થઈ છે, તો પણ તે ગભરાતી નથી. કારણ કે તેને પોતાના પતિ ઉપર પૂર્ણ વિશ્વાસ છે મનોરમાએ તથા બાળકોએ ચારે આહારના પ્રત્યાખ્યાન કરી નવકાર મંત્રનુ સ્મરણ શરૂ કર્યું છે શેઠનો એવો તો પુન્યનો ઉદય છે કે તેની સ્ત્રી તથા બાળકો તેના જેવા જ પવિત્ર છે

છેવટે રાજાએ શેઠ નહિ બોલવાથી સુદર્શનને દોષિત ઠરાવ્યા અને ફાંસીની સજા કરી. શેઠને શૂળીએ ચઢાવવામા આવ્યા.

સુદર્શન શેઠને શૂળીએ ચઢાવ્યો મનમાં ધર્યો નવકારજી
શૂળી મટીને થયુ સિંહાસન, શિયળ તણા ફળ જાણજી

જુઓ શિયળનો પ્રભાવ! શૂળીનુ સિંહાસન થઈ ગયુ! દેવો ગુણગ્રામ કરે છે ચામર વીંઝે છે, છત્ર ધરાય છે સૌ આશ્ચર્યથી જોઈ રહ્યા રાજાએ કહ્યુ ધન્ય છે, સુદર્શન, હુ તને ન્યાય ન કરી શક્યો મારો અપરાધ ક્ષમા કર. મોર્

જે માગીશ તે આપીશ," સુદર્શને માગ્યું "માતા અભયાને અભયદાન આપો" વેરનો બદલો લેવાનો વિચાર સરખો ન કર્યો શું શેઠની ઉદારતા! બ્રહ્મચર્યની એ તાકાત છે, શક્તિ છે

આજે શક્તિ લાવવા જનાવરોના કાળજાની કોડલીવર ઓઈલ જેવી દવાઓ લો છો, પરંતુ જ્યાં ભોગના સેવનમાં અનંત કાળ કાઢ્યો છતાં તૃપ્તિ ન થઈ! ભોગના સેવનથી તૃપ્તિ વધતી જાય. તેનાથી તમને શાંતિ નહિ મળે. જો તમારે શાંતિ જોઈતી હોય તો સ્વરૂપની સાવધાનીમાં ટકી જાવ. આત્માનો સ્વભાવ શાતા અને દયા છે વિકારી ભાવ એ તેનો વિભાવ છે આત્માનું ખૂન કરનાર છે આજે જ્યા જુઓ ત્યાં સિનેમા નાટકોથી વિષયો વધ્યા છે અને પછી સિનેમા જોનારા કહેશે કે અમે ધાર્મિક સિનેમા જોઈએ છીએ પણ એમાં જુઓ શું? સ્ત્રી પુરુષોનાં નખરા કે બીજું કંઈ? વધુ અફસોસની વાત તો એ છે કે સિનેમાની ટીકીટ-બારી આગળ વૃદ્ધ માણસો પણ લાઈનમાં ઉભેલા જોવામાં આવે છે અરે, ઘરડાની જ્યારે આ ભૂખ નથી મટતી ત્યાં બાળકોને શું કહેવું? વડિલોને વિનંતી કરું છું કે જ્યાં સુધી તમારું જીવન નહિ સુધારો ત્યાં સુધી બાળકોના જીવન ઉપર કેવા સંસ્કારો પડશે! જ્યાં સુધી કામના નહિ છોડો ત્યાં સુધી સાચી શક્તિ નથી મળવાની, માટે બ્રહ્મચર્ય પાળવાને યોગ્ય થાઓ ક્યાં સુધી ઉકરડીઆ ઢોર જેવા નબળા થઈને બેસી રહેશો? ભૌતિક ભોગો ભોગવતા તમે જ ભોગવાઈ જાઓ છો. બંને યુવાન ભાઈઓને સજોડે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા છે શાસનના સપુતો! ધન્ય હજો. એક દિવસના બ્રહ્મચર્યમાં ૧૮૦ ઉપવાસનું ફળ છે એક દિવસના અબ્રહ્મચર્યમાં અસંખ્યાતા સમુચ્છિમ જીવો તેમ જ નવ લાખ ગર્ભજ જીવો મરે છે માટે સંયમ કેળવી બ્રહ્મચર્ય તરફ આવો. ઓપરેશન ઉપર જવા કરતા દુર્વૃત્તિઓનું ઓપરેશન કરો, તે જ વધુ શ્રેય છે

આજે આઝાદ-દિન છે, સ્વાતંત્ર્ય દિવસ છે આઝાદી કોને કહેવાય ને તે કેવી રીતે મેળવી શકાય તે સમજવાની જરૂર છે વિદેશી બંધનમાંથી મુક્ત થયા, પરંતુ જ્યાં સુધી આત્માની આઝાદી ન મેળવો ત્યાં સુધી સાચી આઝાદી નથી મળી. અનાદિ કાળથી આત્મા બુદ્ધિ, મન અને ઇન્દ્રિયોની ગુલામીમાં પડ્યો છે કઠોરતા છોડી નિર્મળ ને દયાળુ નહિ બનો ત્યાં સુધી ગુલામીમાં જ રહેશો લોભ લાલચ, ક્ષુદ્રસ્વાર્થ અને દુર્ગુણરૂપી બંધન માંથી નહિ છૂટો ત્યાં સુધી ગુલામી જ છે આવતી કાલથી આરંભાતા પર્યુષણપર્વથી ઉપાધિમાં પીડાએલા માનવીને મુક્તિ આપી, સમાધિ પ્રત્યે લઈ જવાનો પુરુષાર્થ કરો.

આત્માથી પર એવા દરેક પદાર્થ ઉપર ગ્રાહક રહો. નાયક ન રહો

सुक्कमूले जहा रुक्खे सिंचमाणे ण रोहति।
एवं कम्मा ण रोहंति मोहणिज्जे खयं गए॥

(દશાશ્રુત અ ૫ ગાથા ૧૪)

મૂળ સુકાઈ ગયા પછી ઝાડને તેનું પાણી સિંચવામાં આવે તોપણ તે પાછું લીલુંછમ થતું નથી તેમ મોહનીય કર્મનો ક્ષય થઈ જતાં પાછાં કર્મો ઉત્પન્ન નથી થતાં માટે મોહનીય કર્મ છેદો. મમત્વ જ માર છે આસક્તિ જ સંસાર છે બન્નેને છોડતા શીખો. લગ્ન પ્રસંગે પાડોશીને ત્યાંથી હીરાના દાગીના લાવી પહેરો છો પરંતુ પ્રસંગ પૂરો થતા પાછો સોંપી દો છો, તેમ શરીર પર મમત્વ ન રાખો હીરાના દાગીના કરતાં પણ શરીર મૂલ્યવાન છે પરંતુ આત્મા એથી પણ મહાન છે સમય આવે હીરા ને શરીર છોડી દેવાં પડે છે તૃષ્ણા ત્યાગો. સાથે શું આવશે ? ધન, દોલત, પુત્ર, પુત્રી બંગલા મોટર ? કોઈ નહિ આવે દીકરાને શેઠિયા બનાવવા વેઠિયા જેવાં કાર્યો કરો છો. વિશ્વાસઘાત, દગાપ્રપંચ કર્યા પણ કાંઈ સાથે નહિ આવે.

આજે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞાનો અપૂર્વ પ્રસંગ છે પ્રતિજ્ઞા

હેનારે ખાનપાનની મર્યાદા સ્વીકારવી જોઈએ. નાટક સીનેમા છોડવા પડશે. નવવાડથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવા પ્રયત્ન શીલ રહેવું જોઈએ. દુનિયામાં એવો કોઇ ધર્મ નથી કે જેણે બ્રહ્મચર્યની પ્રશંસા નહિ કરી હોય. જૈન સૂત્રમાં કહ્યું છે

જમ્બૂ! એત્તોય બંભચેરં તવનિયમનાણ દંસણચરિત્ત સમ્મત્ત વિણયમૂલં યમનિયમગુણપ્પહાણજુત્તં હિમવંત મહંત તેયમંતં પસત્થ ગંભીર થિમિયમજ્ઝં!"

પ્રશ્ન વ્યાકરણ, ચોથો સંવર દ્વાર ૧

ભગવાન સુધર્મા સ્વામી જંબૂને બ્રહ્મચર્યનો વિષય કહે છે બ્રહ્મચર્યમાં બ્રહ્મ અને ચર્ય બે શબ્દો છે. બ્રહ્મચર્યમાં બધા જ સદ્ગુણોનો સમાવેશ થાય છે જે દ્વારા એ ક્રિયાની પ્રાપ્તિ થાય છે તે બ્રહ્મચર્ય જે પ્રમાણે વૃક્ષમાં થડ, ડાળી, ફુલ, પાંદડાં હોય છે પરંતુ બધાનો આધાર મૂળ છે તેમ બ્રહ્મચર્ય પણ બધી જ ઉત્તમ ક્રિયાનું મૂળ છે. આત્મસ્વરૂપની રમણતાએ બ્રહ્મચર્યનાં સ્વરૂપને ઓળખો.

રાજા ઉદાયન પૌષધશાળામાં શંખ શ્રાવકની માફક પૌષધવ્રત લઈ આત્મચિંતવન કરી રહ્યા છે શ્રાવસ્તી નગરીમાં જીવ, અજીવ વગેરે તત્ત્વને જાણનાર અતિધનવાન શ્રાવકો રહેતા હતા. શંખની શ્રમણોપાસિકા-ધર્મપત્ની ઉત્પલા નામે હતી. મહાવીર પધાર્યાની વાત સાંભળી બધા આનંદિત થઈ ગયા ને તેમના દર્શને ગયા. ધર્મકથા સાંભળી ખૂબ સંતુષ્ટ થયા.

દેવાનુપ્રિયા પ્રાચીન કાળમાં ધનાઢ્ય વેપારીઓ આત્મા તરફ લક્ષ રાખનારા અને સિદ્ધાંતને જાણનારા હતા બધાએ દેશના સાંભળીને વંદના કરી, પ્રશ્નો પૂછ્યા ને અર્થો ગ્રહણ કર્યાં. પછી બધાએ શ્રાવસ્તી નગરી તરફ જવા વિચાર કર્યો શંખે બધાને કહ્યું હે દેવાનુપ્રિયો! પુષ્કળ ખાનપાન તૈયાર કરો બધાનો આસ્વાદ લેતા ને પરસ્પર આપતા આપણે પાક્ષિક પૌષ

મનુ અનુપાલન કરશું ” બધાએ વિનયપૂર્વક શંખનું વચન સ્વીકાર્યું

આવતી કાલે મહામંગલકારી પર્યુષણ પર્વનો પ્રારંભ થાય છે આપ સૌ શંખ જેવા ઉત્તમ શ્રમણોપાસક બનો આઠ દિવસ મંગલકારી પર્વમાં આત્માની આરાધના કરો. માસખમણ અને સોળભથ્થાની તપશ્ચર્યાની શરુઆત થઈ ગઈ છે હવે અઠ્ઠાઈની મંગલકારી શરુઆત કાલથી થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## ચંપક ચરિત્ર

‘ પતિ ગયા પરદેશ કમાવા, તુ હૈ કોઈ વ્યભિચારી
કહુ મૈં અભી સાસુ સસરાસે, તારી હોય સ્વારી હો ” ક૦

હું મારા સાસુ સસરાને બોલાવું છું તારી ભૂરી વલે થશે માટે કે હુ, તું ચાલ્યો જા.’ ચંપક તો સ્થિર થઈ ગયો આવી સતીનાં દ્વાર ન ખોલાવી શકાય એવી એને પ્રતીતિ થઇ ગઈ

“હંસ કહે વહ કંથ તુમ્હારા ફિર તો લિયા પિછાની,
ખોલ કિંવાર રોઇ મિલે પ્રેમસે, હુઈ બાત મનમાની હો. ક૦

હંસે બધી વાત સમજાવી. ધર્મવતીને પણ થયું કે અવાજ તો ચંપકકુંવરનો છે તેથી તેણે બારણા પાસે આવી ખાત્રી થતાં બારણું ઉઘાડ્યું અનેક તર્કવિતર્ક થવા માંડ્યા : બોલાવ્યા વિના પતિને કેવો તુકારો કર્યો ! વળી કમાવવા ગયા પછી એકદમ કેમ પાછા આવ્યા હશે છાનામાના આને મહેલે ન આવવું જોઈએ, આપ આવ્યા તેનું શું કારણ છે તે મને સમજાવો ’ ચંપકકુંવરે કહ્યું તારી વાત સત્ય છે પાછા આવવાનો વિચાર પણ ન હોય, પરંતુ આકાશવાણી સાંભળ્યા પછી હંસ મને બળાત્કારે અહીં લઈ આવ્યો છે ” બધી વાત સાંભળી ધર્મવતીએ સ્વામીની ક્ષમા માગી. ચંપકકુંવરે રાત્રીવાસ કર્યો ને પાછલી રાતે જવાની

આજ્ઞા માંગી. ધર્મવતી કહે છે કે એમ નહિ જવા દઉં, કેમકે મને આશા બંધાઈ છે

"મૈં બલિયાં, સખી નાર કહે, કૈસે રહસી આવ,
સાસુ પૂછે બાત ઉદરકી, કિસકા કયા દે જવાબ." હો કરુણા૦

ચંપકકુંવર કહે: "હે ધર્મવતી! હું અત્યારે નહિ રોકાઉં હું ગુપ્ત રીતે આવ્યો છું ને ગુપ્ત રીતે જઈશ." ધર્મવતી કહે છે તમે અહીં રાતવાસો રહ્યા છો એ વાત બાપુજી પાસે ખુલ્લી કરીને જાઓ.' ચંપકકુંવર કહે 'મને અહીં આવતાં જ શરમ લાગતી હતી હું કેવી રીતે તેમની પાસે જાઉં!" ધર્મવતી કહે: 'જો આપ પૂછતા નહિ થઈ જાઓ તો મારે માથે કલંક ચડશે. અને ધર્મને લાંછન લાગશે. આ રીતે હું તમને નહિ જવા દઉં" ચંપકકુંવર કહે છે: "હું તને આ મારો હાર અને આ મારી મુદ્રિકા નિશાની તરીકે આપું છું તું બાને બતાવજે એથી બા જાણશે કે ચંપક આવ્યો હશે અને મારા આવ્યાની તું વાત કરજે ધર્મવતી કહે છે: હે સ્વામી, જ્યારે કલંક ચડે છે ત્યારે આવા નિશાનો કામમાં નથી લાગતા. પવનજીએ અંજના સતીને નિશાની આપી હતી, છતાં અંજનાનું શું થયું તેના આવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૦ મું

(શુક્રવાર તા. ૧૬-૮-૧૯૩૬)

સર્વે કાળે સિદ્ધ થએલી વસ્તુ તે સિદ્ધાન્ત. મહાત્મા ઉદાયનનો અધિકાર ચાલે છે પૌષધશાળાની અંદર પૌષધવ્રત

લઈને ઉદ્યાપન આત્મચિંતન કરી રહ્યા છે, એમ શંખ શ્રાવકે કર્યું હતુ

ભગવાનના દર્શનેથી પાછા વળતાં શંખ શ્રાવકજીને વિચાર થયો કે અન્નપાનાદિકનો પરસ્પર આસ્વાદ લેતાં દેતાં પાક્ષિક પૌષધ કરવુ કરવાને બદલે બ્રહ્મચર્યપૂર્વક, મણિ સુવર્ણનો, ચંદન વિલેપનનો તથા શસ્ત્રાદિનો ત્યાગ કરી કોઈની પણ સહાય વિના મારે પૌષધ સ્વીકારીને રહેવુ પત્નીને એ પ્રમાણે જણાવી પ્રાસુક જગ્યા જોઈ કરીને, દાભનો સંથારો પાથરીને એ પૌષધશાળામાં રહ્યા.

બીજા શ્રમણોપાસકોએ ઘેર જઈ અન્નપાનાદિક તૈયાર કરી, પોખલજીને શંખ શ્રાવકજીને તેડવા મોકલ્યા. શંખની પત્નીએ વિનયપૂર્વક તેમનો સત્કાર કરી આવવાનું પ્રયોજન પૂછ્યુ શંખજી વિષે પૂછતાં જણાવ્યુ કે તેમણે પૌષધ કર્યો છે પોખલજીએ, પૌષધશાળામા જઈ 'નિસિહી, નિસિહી' કહી પ્રવેશ કર્યો ને પૂછ્યુ : 'આજે પૌષધ કેમ કર્યો ?' શંખજીએ આદીઅવળી કરી જ વાત કર્યા વગર કહ્યુ "મને ઉત્કંઠા થવાથી પૌષધ કરી લીધો છે' પ્રત્યાખ્યાન કર્યા પછી સાવદ્યક્રિયાની વાત સરખી પણ કેમ થાય ? બે ઘડીની સામાયિક એ દેશવિરતી સામાયિક છે, તો ચોવીસ કલાકના પૌષધવ્રતની શી વાત ! બીજે દિવસે શંખ શ્રાવક પૌષધવ્રતવાળા જ વસ્ત્રો પહેરી પ્રભુની દેશના સાંભળવા ગયા. ને વિતરાગવાણી સાંભળી તેમાં તરબોળ થઈ ગયા ત્યાં પોખલજી વગેરે આવ્યા હતા તેમણે શંખજીને પૂછ્યુ : "અહો શંખજી ! આપણે શુ નક્કી કર્યું હતુ ને તમે શુ કર્યું ! આવુ કપટ શા માટે ? અમને જમણવાર કરવાનુ કહ્યુ ને તમે પૌષધ લીધો સામે બેઠેલા સર્વજ્ઞ પુરુષે આ સાંભળી કહ્યુ તમે શંખજીની હેલના નિંદા ને અપમાન ન કરો એ ધર્મ વિષે પ્રીતિવાળો છે તમારી સામે હતો ત્યારે

પૌષધનો વિચાર ન હતો પરન્તુ આ જીવનમાં સમયનો જરા પણ પ્રમાદ કરવા જેવું નથી એમ એમને લાગવાથી ઉત્કૃષ્ટભાવ થવાથી તેમણે પૌષધવ્રત કર્યું"

ભગવાનની વાત સાંભળી શંખશ્રમણોપાસકે તેમને વંદના કરી અને પૂછ્યું: "હે ભગવાન, ક્રોધવશ થવાથી જીવ કયું કર્મ બાંધે છે?

હે શંખ! ક્રોધવશ પીડિત જીવ આયુષ્ય સિવાયની સાતકર્મ પ્રકૃતિઓ શિથિલ બંધનથી બાંધેલી હોય એને કઠણ બંધનવાળી કરે, અલ્પસ્થિતિને દીર્ઘ સ્થિતિવાળી કરે, મંદ અનુભાગવાળીને તીવ્ર કરે અલ્પ પ્રદેશવાળીને બહુ પ્રદેશવાળી કરે. આ રીતે અશાતા વેદનીય કર્મ વારંવાર એકઠું કરે છે જીવ ચારગતિ રૂપ સંસારની અટવીમાં ફેરા કર્યા કરે છે સર્વ દુઃખોનો અંત લાવી શકતા નથી. ક્રોધથી થતા નુકશાન જેવું જ મોહ અને લોભવશ થએલા જીવોને થાય છે

ભગવાનના મુખથી આ વાત સાંભળી પોખલજીને ભય કરવા લાગ્યો. તેઓ ભગવાનને વંદન કરી શંખ પાસે આવી તેમની વારંવાર ક્ષમાયાચના કરવા લાગ્યા. શંખજીએ ક્ષમા આપી. આત્મસ્વરૂપનો રણકાર થતાં વેરભાવ તૂટી જાય છે ને સાચા ખમત ખામણા થાય છે આનું નામ પૌષધ. ક્ષમા પણ તપ છે ક્ષમા એ ધર્મ છે સંતોષ ત્યાં સુખ છે આત્મગુણ ખીલતાં કર્મની નિર્જરા થાય છે હે ચેતન! તું સમજ કે શરીરમાંથી જે નીકળી જાય છે તે જ તું છે મહાશતક ઉપાસકનું પૌષધવ્રત પણ શંખશ્રાવકના પૌષધવ્રત જેવું જ છે

" तपणं तस्स उवासयस्स पुव्वरत्तावरत्त कालसमयंसि धम्मं जागरियं जागरमाणस्स अयमेयारुवे अज्झत्थिए जाव समुप्पज्जित्था।

ધર્મજાગરણ કરતાં ઉપાસક શખના એવા અધ્યવસાય થયા

કે ભગવાન મહાવીર ક્યાં વિચરતા હશે ! આ ઉપરથી આપને સમજાય છે ને ? પૌષધવ્રત લઈને શું કરવું ! આખો દિવસ ધાર્મિક ક્રિયામાં રહેવું જોઈએ. વાંચન, ચિંતન વિ. કરતા દિવસ પસાર થાય અને રાત્રીએ પણ પહોર રાત્રી સુધી સ્વાધ્યાય અને ચિંતવન કરતા રહેવું આજે આપણે ત્યાં બહેનો અને ભાઈઓમાં ઘણા જ પૌષધ છે, કારણકે આજનો આ મંગલકારી દિવસ છે પરમપવિત્ર પર્યુષણ પર્વ આજથી શરૂ થાય છે આ પર્વ લોકોત્તર પર્વ છે દિવાળીએ આપણે ભૌતિક સરવૈયું કાઢીએ છીએ તેમ પર્યુષણ પર્વ આધ્યાત્મિક સરવૈયાનું પર્વ છે કેટલાંક લૌકિક પર્વો નાગ પંચમી કે શીતળા સાતમ ભયથી ઉજવાય છે જ્યારે તમને કર્મબંધનથી છૂટવાની તાલાવેલી લાગશે ત્યારે આત્મા સામેથી ઉદીરણા કરવા તૈયાર થશે. તહેવાર લાલસાના પણ હોય છે લક્ષ્મી પૂજા કરી લક્ષ્મી મેળવવી છે પરંતુ આરંભમાં હશે તે જ મળવાનું છે આશ્ચર્યથી સતી પૂજા દરિયાને જોઈને સતી પૂજા આવી છે, પરંતુ પર્યુષણપર્વ દરેક પર્વમાં શ્રેષ્ઠ છે, કેમકે એમાં આત્માની ઉપાસના છે

માનવજીવન ઉગતા પ્રભાત જેવું છે એનો ઉદય થતાં ધોર્ગુણાના અંધકારનો નાશ થશે. અનાદિના મિથ્યા અંધકારના નાશ માટે માનવજીવન છે કર્મની ગઠી તોડીને તહેવાર ઉજવવાનો છે સુવર્ણ કે મોતીના શણગાર સજીને નહિ. બંધુઓ ! અત્યાર સુધી અજ્ઞાન પણે અસત્ય બોલી, પ્રપંચ કરી ભૌતિક સુખની પાછળ પડ્યા હતા. હવે આત્માનું સાચું સુખ મેળવવા પ્રવૃત્ત થાઓ.

કર્યાં ઉપાયો સુખ શાંતિ સારુ
તથાપિ દુઃખો જગમાં જણાયા
તે દુઃખનું મૈં મૂળ આજ શોધ્યું
જ્યાં દુઃખ ત્યાં હું સુખને જમાનું "

દૂધ પીતી બીલાડી દૂધ જુએ છે લાકડી જોતી નથી. મૂર્છા અને પરિગ્રહમાં ગૃદ્ધ થએલો મનને જુએ છે, યમની લાકડી નથી જોતો. જો લાકડી નહિ જોશો તો અનંત ભવની ઊંડી ખાઈમા તમે ધકેલાઈ જશો. આવા મંગલકારી દિવસોમાં મૂર્છા છોડી દો, પરિગ્રહની મમતા ઓછી કરો. ધર્મની ધગશ જાગતાં અવતમા બેસી રહેવાનુ મન નહિ થાય. સામાયિકમા આવવાથી, ચૌદ રાજલોકની ક્રિયા રોકાય છે દીવાળી પર ચોપડાનુ સરવેયુ કાઢો છો તેમ આત્માનો મેળ કાઢવા મહેનત કરો. તપરૂપી અગ્નિથી કર્મરૂપિ લાકડાને ભસ્મ કરવાનો આ અવસર છે તપશ્ચર્યા કરીરો ભવના કર્મ ખપાવવાની અમોઘ ઔષધિ છે

એક વખત મહારાજા શ્રેણિકને પવિત્ર સંતોની સેવા કરવાનો ભાવ થયો પરંતુ ગૃહસ્થની સેવા સંતોથી લેવાય નહિ. એટલે શ્રેણિકે પોતાના રાજવૈદને ફરમાવ્યુ કે સંતોની પાછળ પાછળ જઈ તમારે તેમની સેવા કરવી. એમ કરતાં બારમહિના થઈ ગયા વૈદરાજ તો દવા લઈને ફર્યા કરે છે પણ કોઈ દવા માગતુ નથી. વૈદે વિચાર્યુ કે મારુ તો કામ જ ન પડ્યુ તો મને રાજા પગાર શુ આપશે વગેરે વિચારે વૈદ ઉદાસ થઈ ગયા. સંતોએ કારણ પૂછ્યુ તો તેમણે ઉપર પ્રમાણે જણાવ્યુ સંતોએ પૂછ્યુ : તમારી પાસે કેવી ને કેટલી ઔષધિ છે?" વૈદે કહ્યુ મારી પાસે બારસો ઔષધિ છે એકથી રોગ નહિ મટે તો બીજી ને બીજીથી નહિ મટે તો ત્રીજી સંતોએ કહ્યુ : 'અમારી પાસે પણ બાર ઔષધિ છે પરંતુ તેમાંની એક બારસો રોગ મટાડે એવી છે પછી અમે તમારી ઔષધિને શુ કરીએ? આ સાંભળી વૈદ સ્તબ્ધ થયા અને કહ્યુ કે મને એ દવાની વાત કહો." મુનિએ છ આભ્યંતર અને છ બાહ્ય તપરૂપ ઔષધિનુ સ્વરૂપ સમજાવ્યુ તમારે એવી તપરૂપી ઔષધિ લેવી છે?

આત્મજ્ઞાન ધર્મનગરીમાં પ્રવેશવાનો દરવાજો છે સ્વપરનો

ભેદ કરી સ્વભાવના નિર્ણયમાં મૂકતાં રાગદ્વેષ અને કર્મ બંધનની પરંપરા અવશ્ય તૂટી જાય છે આત્માને શક્તિનો વિશ્વાસ અને આત્મવીર્યનો ઉલ્લાસ આપો, એટલે છૂટકારાનો માર્ગ સહજ મળી જાય છે પુદ્ગલાનંદી મટી આત્માનંદી બનો તો કર્મ બંધનની બેડી તૂટશે.

યોગીસમ્રાટ આનંદઘનજીએ આત્મમસ્તીમાં ગાયું છે :

મેરે પ્રાન આનંદઘન, તાન આનંદઘન
માત આનંદઘન, તાત આનંદઘન,
ગાત આનંદઘન, જાત આનંદઘન, મેરે ૧
રાજ આનંદઘન, કાજ આનંદઘન,
સાજ આનંદઘન, લાજ આનંદઘન મેરે ૨

આત્મા જ મારું સર્વસ્વ છે જીવનમસ્તિ, ગાત્ર, દેહ કાજ, લાજ, તાજ બધું જ મારા આત્મામાં જ છે બહાર કાંઈ નથી. બાહ્ય સંબંધો ત્યાગી આત્માનો સંબંધ કરો.

આત્મા પરમાત્મા જેવો છે પરમાત્મા બનવા અંતરાત્મા બનવું જોઈએ બહિરાત્મપણું આત્માનો વિકાર અને અવાસ્તવિક સ્વરૂપ છે અંતરાત્માપણું આત્માનું સાચું સ્વરૂપ છે પરમાત્માપણું આત્માનું સંપૂર્ણ સ્વરૂપ છે વાસ્તવિક સ્વરૂપ છે ને શુદ્ધ સ્વરૂપ છે વિષયકષાયોની ખરાબી કાઢી જાગૃત રહી એ સ્વરૂપ પ્રાપ્ત કરો

'વિષય'ની સુખ સામગ્રી સૌથી અધિક મળે એવી ઈચ્છા તે 'લોભ' એને સફળ કરવા વપરાતી હોશિયારીનું નામ 'માયા' એની વચ્ચે આવનાર સામેનો વર્તાવ તે ક્રોધ ને મારા જેવું કોઈ નથી એમ માનવું તે 'માન.' આ બધું જાય નહિ ત્યાં સુધી આત્મા સાચા સુખને પામી શકે નહિ

મહારાજશ્રી ઉદારન પોતાના પ્રવચનોમાં ધર્મજાગૃતિ કરતા માન, માયા લોભને જીતી રહ્યા છે, તેઓ વિચારે છે –

" चण्णायं ते गामागरनगरखेडकब्बड मडंबदोणमुहपट्टण समसंबाह संण्णिवेसा जत्यणं समणे भगवं महावीरे विहरइ " ॥

ભગવાન મહાવીર જે દેશમાં વિચરતા હશે તે દેશને, પ્રાંતને, ગામને ધન્ય છે કે પ્રભુ! હે જિનેશ્વરદેવ! તમારો મહિમા મન વાણી વડે વર્ણવી શકાતો નથી.

आस्ताम चिन्त्य महिमा जिनसंस्तवेन
नामापिपाति भवतो भवतो जगन्ति ।
तीव्रा तपाहत पान्थ जनान्निदाघे
प्रीणाति पद्म सरस सरसोऽनिलोऽपि ॥

કલ્યાણમંદિર સ્તોત્ર શ્લોક ૭ મો

અહુઓ! શુદ્ધભાવથી અરિહંતનું કરાતું સ્મરણ હજારો વર્ષના પાપને ખતમ કરશે. તૃષાપીડિત પ્રાણીઓ સરોવર જોઈ પાણી પી શિતળ પવનમાં શાતા મેળવે છે તેમ સંસારતાપથી આકુળવ્યાકુળ થયેલાઓ માટે પ્રભુનું નામ શિતળ સરોવર સમાન છે ક્યાયો છતી ક્ષમાશીલ બની ભ્રમ્મા એકતાન સ્વેનાર આત્મ ધ્યાનમાં ટકી શકે છે સદ્ગુરુ દીવાદાંડીરૂપ છે જે લાઈન દોરી દેશે. આરાધનામાં રમણતા તો પોતે કરવાની છે સદ્ગુરુ તમારો મોક્ષ નહિ કરે. જ મ, જરા ને મરણનો રોગ મટાડવા વીતરાગની આજ્ઞામાં આવી જાઓ.

આજના મહાન માંગલિક પર્યુષણ પર્વમાં કાંઈક કરો. ઉપવાસ, પૌષધ, સામાયિક કરી આત્મા તરફ વળો. વીતરાગની વાણી એ જ ધર્મ છે તેની શ્રદ્ધા કરો. આજ્ઞા એક જ છે-સ્વ તરફ પ્રયાણ કરો ક્યાયના સમજેવ અને ઈન્દ્રિયોના વિકાર છતો એ સંસાર રખડાવનાર છે

મહારાજા ઉદાયન ચિંતવન કરે છે કે પ્રભુ જે નગરમાં વિચરતા હોય તે નગરને ધન્ય છે એવા પ્રભુનાં હું ક્યારે દર્શન કરીશ એવી ભાવના ભાવે છે આગળ શું બનશે તેનો ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન ૯૧ મુ

શનિવાર, તા. ૧૭–૮–૧૯૬૩

સુન બધુઓ! મહારાજા ઉદાયનને ધમજાગ્રિકા કરતા એવો અધ્યવસાય ઉત્પન્ન થયો કે મારા પ્રભુ ક્યા વિચરતા હશે? તેલ વિના દીવો પ્રકાશ અને ચાવી વિના ઘડિયાળ સમય ન આપી શકે તેમ જીવનમા વ્રત-નિયમ, સયમ, સદાચાર રૂપી ચાવી નહિ હોય તો જીવનમાં પ્રકાશ નહિ હોય. આજથી દુર્ગુણોનુ બલિદાન આપો. જ્ઞાન સાથે વિનય, નમ્રતા અને સરળતા આવવાં જોઈએ. સ્વાર્થી, સ્વાર્થાધ અને સ્વાર્થત્યાગી એમ ત્રણ પ્રકારના માનવીઓમાં તમારો નબર ક્યાં છે? માનવનુ મૂલ્ય નથી, માનવતાનુ મૂલ્ય છે સદ્ગુણ, સદ્જ્ઞાન અને સસ્કારની સુવાસ માનવતા છે ચાર પાંચ દિવસ સુધી પુત્ર ઘેર ન આવે તો મા-બાપ કલ્પાંત કરી છાપામા જાહેર ખબર આપે કે ભાઈ, તુ વહેલો આવી જા, તુ કહે તેમ કરીશુ વગેરે, પરતુ કોઈ એમ નથી છપાવતુ કે તુ સારુ શિક્ષણ અને સસ્કાર લઈને આવશે તો તારા માટે ઘરનાં બારણા ઉઘાડાં છે કુળ અને શીલની શોભા વધારવી હોય તો જ આવજે

હિંદુસ્તાનની પ્રાચીન સસ્કૃતિ ત્યાગપ્રધાન હતી. આજે ભોગપ્રધાન થતી જાય છે માનવી સસ્કૃતિને ભૂલી ગયો છે યુરોપ અમેરિકાનુ અનુકરણ થાય છે રામ, કૃષ્ણ, હરિશ્ચન્દ્ર તથા ભગવાન મહાવીર જેવા પવિત્ર મહાન પુરુષો ભારતમાં થઈ ગયા છે આજે જીવન કેવુ છે? ભોગ તરફ દોટ છે ભગવતી સૂત્રમા જયતી શ્રાવિકાએ પ્રશ્ન પૂછયો "હે ભગવાન! સુતેલા સારા કે જાગતા?" ભગવાને કહ્યુ: કેટલાકનુ સુતેલાપણુ સારુ અને કેટલાકનુ જાગતાપણુ સારુ અધર્મિઓ સુતેલા સારા, ધર્મિઓ

જગતના જીવો, આપણામાં પણ ઘણા એવા જીવો હશે કે તેમના કુટુંબીજનોને એમ થતું હશે કે ક્યારે ડોસાને જાય! રોજ આવે તો કચવાય છે જેના નિમિત્તથી બીજાને ત્રાસ થાય તેવા જીવો શું જીવતા નથી.

કાસ ફીચ સુકાવવા તાપ તો જોઈએ, પરંતુ માણસ વ્યાકુળ થઈ મરી જાય એવો તાપ નહિ જોઈએ. એક કવિનું કાવ્ય છે કવિ કરમાતા પુષ્પોને પૂછે છે 'હે મોહામણા પુષ્પ તું વિકાસ વગર આમ રડે છે શા માટે?" તેણે ઉત્તર આપ્યો. દેવના મસ્તકે ચઢવાનું સૌભાગ્ય ન મળ્યું કે કોઈના પગ તળે કચરાઈ જવાની તક પણ મને ન મળી ઉપયોગમાં આવ્યા વિના જવાની તક આવી રહી તેથી હું રડું છું" બંધુઓ અને બહેનો! તમારા જીવનમાંથી સંયમ-સદાચારની સુવાસ વહી ખરી? પુષ્પ જ્યાં કચરાઈ જાય ત્યાંની માટીમાંથી પણ સુગંધ આવે છે

જયંતી મુનિશ્રીના પ્રશ્નનો જવાબ આપતાં જણાવ્યું કે ધાર્મિકતાનું જાગતાપણું સારું. રાજા ઉદાયનની ભૂમિકા અંતરદૃષ્ટિ ખોલે એવી છે સાગરતટે ઊભેલો માણસ રત્ન મેળવી શકતો નથી, પણ ઊંડાણમાં ડૂબકી મારનાર જ રત્ન મેળવે છે તેમ આત્માના શુદ્ધ સ્વરૂપના ઊંડાણમાં ઊતરશો ત્યારે જ જ્ઞાનરત્ન પ્રાપ્ત કરી શકશો. રાજા ઉદાયન ચિંતવન કરે છે "મારા નાથનાં દર્શન કરી હું ક્યારે જીવનને પાવન કરીશ?" તમને પૌષધ કરતા આવી ચિંતવના થઈ છે ખરી? કે પછી એથી વિરોધી થઈ છે "जे आसवा ते परिसवा, जे परिसवा ते आसवा।" કર્મબંધનના હેતુઓ છે તે સંવર (કર્મરોધવા)ના હેતુઓ થઈ શકે છે ધર્મસ્થાનમાં આત્મચિંતન છોડી પુદ્ગલચિંતનની કથા કરતા હશો તો સંવરની ભૂમિમાં પણ આશ્રવ થઈ જશે. કહ્યું છે કે–

अन्यस्थाने कृत पाप धर्मस्थाने विमुच्यते।
धर्मस्थाने कृत पाप वज्रलेपा भविष्यति॥

ધર્મસ્થાનમાં અધર્મનું સેવન વજ્રલેપ સમાન કર્મબંધન છે રાજા ઉદાયનના જીવનમાં સંવર જ છે આશ્રવ નથી ભોગનાં સાધનોને લાત મારી આસક્તિ અને મમત્વની બેડીને તોડી ત્યાગમાર્ગે સંયમ સાધના કરવા એ ચાલી નીકળ્યા હતા આજે તો જ્યાં જુઓ ત્યાં ત્યાગ નહિ હકની વાત છે રાજાનો હક, નોકરનો હક વગેરે જ્યાં જુઓ ત્યાં હકનો હડકવા લાગુ પડયો છે એથી જ જ્યાં ને ત્યાં લૂટ ને લૂટ નજરે પડે છે ધનના ઢગલા હોય પણ સંતોષ ન હોય તો કંઈ નથી શેઠ ભોગની પાછળ ગાંડો બને છે નોકર ભોગની પાછળ પાગલ થયો છે નોકર તમારે ત્યાંથી ચોરી કેમ કરે છે?

એક પ્રસંગ છે વીરધવલ રાજાની પગચંપી કરનાર હજામે એકવાર લાગ જોઈ તેની વીંટી કાઢી લીધી રાજાને ખબર પડી ત્યારે તેને બોલાવીને કહ્યું તારે વધુ જોઈએ તો હજુ માગી લે. મેં તારી સંભાળ બરાબર ન લીધી તેથી આવું થયું છે ધાર્મિક તહેવારોના દિવસોમાં ઉપાશ્રયોમાં ચોરી કેમ થાય છે? સ્વધર્મી બંધુઓની ખબર રાખી શકાઈ નથી. તેમાં આજે તો પૈસા વધે ત્યારે ગરીબ-દરિદ્ર ધર્મબંધુઓની સંભાળ લેવાને બદલે મોટરની સંખ્યા વધારવાનું મન થાય છે ઘરને એરકંડીશન વાળું કરાવીએ છીએ સંપત્તિ વધતાં સુખ નથી વધતું, આ તો ભોગ વધે છે

આવ્યા ત્યારે મુઠી વાળી, જતી વેળા ખાલી મૂર્ખા મનમાં વિચાર
[illegible] કુટુંબ ને પરિવાર,
માથા ઉપર મરણ ભમે, ટોપી રહ્યા કાગ મૂર્ખા મનમાં વિચાર

દેવાનુપ્રિયા, ધરીના છૂટા ભાગમાં આપણે બધા જ જવાના છીએ. વિજ્ઞાન આગળ વધે છે પરંતુ કાળ સામે એનું કાંઈ

સ્વાદનુ નથી. કાળા ને ધોળા ઉંદર ડાળ કાપતા હોય ને તમે ડાળે લટકતા હો તેવુ માનવ જીવન છે ઉંદર તમે પકડેલી ડાળ કાપી રહ્યો છે નીચે ભયંકર કૂવો છે કૂવાની અંદર મોટો અજગર છે બીજી બાજુ વૃક્ષ પરના મધપૂડામાંથી ટપકતા મધની લોલુપતા વળગી છે રસેન્દ્રિય લોલુપ જીવ વિચારતો નથી કે હું કેવી પરિસ્થિતિથી ઘેરાએલો છુ ઉ મત્ત હાથી વૃક્ષને જડ મૂળથી ઉખેડવા મથી રહ્યો છે કાળો ઉંદર તે રાત. ધોળો ઉંદર તે દિવસ. બન્ને આયુષ્યરૂપી ડાળ કાપે છે કેવી ભયંકર અને કરુણ પરિસ્થિતિ! બંધુઓ, આ સમજાય છે ને!

સંસારરૂપી કુવો, ચાર અજગરરૂપિ આયુષ્ય. તે વખતે દેવ નીકળે છે અને કહે છે તને બચાવી લઉં વિમાન પાસે લાવીને કહે છે બેસી જા. તમે તો આસ્વાદમાં મગ્ન છો.

खणमित्त सुक्खा बहुकाल दुक्खा। (ઉત્ત. અ. ૧૪ ગા. ૧૩)

અલ્પકાળનુ સુખ અને લાંબા કાળનુ દુઃખ છે જેનેઅર માન્યુ છે તે સુખ નથી પણ સુખાભાસ છે મધના ટીપાના આસ્વાદ ખાતર વિમાનમાં નહિ બેસનાર બેવકૂફ છે. તમારુ જીવન જુઓ. તમે આવી જ પરિસ્થિતિમાં ઘેરાયેલા હોવા છતાં ક્યા ટીપાને ખાતર લટકી રહ્યા છો!

ચક્રવર્તી બ્રહ્મદત્ત અંતિમ ઘડી સુધી કામભોગને છોડી શક્યો નહિ અને તે ભયંકર નરકની ઘોર ઘોર વેદના ભોગવતો બૂમ પાડે છે બચાવો, બચાવો કહે છે પણ બચાવવા ત્યાં કોઈ સમર્થ નથી.

वित्त पसवो य णाइओ, त बाले सरण ति मन्नइ।
ए ए मम तेसु वि अह नो ताण सरण न विज्जइ॥

સૂ. સૂ. અ. બીજુ ત્રીજો ઉદ્દેશો ગાથા ૧૬

કર્મનાં વિપાક-ફળ ભોગવતી વખતે તમે જેને મારુ મારુ માન્યુ છે તે રૂપિયા, હીરા માણેક મોતી, પત્ની, પુત્ર કોઈ તમને બચાવી શકશે નહિ. મધના ટીપાના લોભમાં દેવ બોલા

થવા આવે ત્યારે ન જનાર કેવો મૂર્ખ છે? મધના ટીપાં જેવા હલાહલ વિષથી ભયંકર–કાતિલ ઝેર જેવા વિષયસુખ લેવા તમે તલસો છો પરંતુ જાણો આસક્તિ છે, ત્યાં આત્માનું પતન છે

એ સુવર્ણરૂપના હો કૈલાશ સમા ગઢે,
ન છીપે લુબ્ધની તૃષ્ણા નભ જેવી અનંતી જે
હેત પ્રીત હણે ક્રોધ, માન વિનયને હણે,
મિત્રતાને હણે માયા લોભ તો સર્વને હણે."

લોભ પાપનું કારણ છે ન્યાય સત્યનો તે નાશ કરે છે લોભીનું જીવન સંતોષકર નથી જ હોતું તેને જેમ તેટલું મળે છતાં સંતોષ થતો નથી લોભીને જેમ તેટલું હોય છતાં છાતીએથી છૂટે નહિ. લોભીયા મૂમણશેઠે એકના ઠગલ કરવા જતાં અનેકને ભિખારી કર્યા. એક ધર્મપ્રિય માણસ અત્યંત લોભી હતો. પરંતુ लोहो सव्व विणासणो। લોભીના બધા ગુણ નાશ પામે છે પત્ની મર્યા પછી કોઈ સેવા કરે એવી વૃત્તિથી પણ એણે એનું ધન કોઈને આપ્યું નહિ. પછી બધું લુંટાઈ ગયું કહેવત છે કે–'કંજુસનું ધન કુતરા ખાય.

પર્યુષણ પર્વના માંગલિક દિવસે લોભવૃત્તિ છોડો. બંધુઓ! જેમ તેટલી પૌદ્ગલિક વસ્તુ હશે પરંતુ દાંત ખોતરવાની સળી પણ સાથે નથી આવવાની. ક્યાં સુધી વટીના પડ જેવો પરિગ્રહનો પોટલો છાતીએ બાંધી રાખશો? બધું વિભાવનું વાવાઝોડું છે સાથે કંઈ નથી આવવાનું પાપ આવશે પુણ્ય આવશે. આત્માની વિરાટ શક્તિ પ્રગટાવ્યા વિના મોક્ષ નથી.

મહારાજા ઉદાયન પૌષધશાળામાં આત્મચિંતન કરતા ભાવના ભાવે છે 'પ્રભુ મહાવીર વિતીભયનગરના મૃગવન ઉદ્યાનમાં પધારે તો હું પ્રભુને વંદના કરું ને તેમની વાણી સાંભળી પાવન થાઉં, આવો અત્યંત ઉલ્લાસભાવ આત્મામાં ઉપજે છે રાજા ઉદાયનના શુદ્ધ ભાવનાની પ્રેરણાથી હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૨ મુ

(રવિવાર તા ૧૮-૮-૧૯૬૩)

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ અને બ્હેનો! મંગલકારી પર્યુષણપર્વના બે દિવસો પસાર થઇ ગયા. નંદીસૂત્રમાં કહ્યું છે કે, સમજવાને પ્રરૂપવા યોગ્ય હતુ તે જ પ્રરૂપ્યું. કેવળજ્ઞાનીઓ અનંત પદાર્થો, દ્રવ્યો ગુણો અને પર્યાયો જુએ છે પરંતુ બધું પ્રરૂપી શકતા નથી.

" જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવંત જો, તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે, અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો."

ક્રમબધ્ધ નીકળતી ભાષા અનંત દ્રવ્યનું વર્ણન કરવા જેટલી શક્તિમાન નથી. પ્રદર્શન એક નજરે ક્ષણવારમાં જેટલું જોઇએ તેટલું તેઓ જ ક્ષણમાં વર્ણવી શકતા નથી. જ્ઞાનીએ જે જોયું છે તે વર્ણવતાં કરોડો વર્ષ પણ પર્યાપ્ત નથી. માટે જ પ્રરૂપવા યોગ્ય પ્રરૂપ્યું તેનું નામ જ સિદ્ધાન્ત. વીરપ્રભુની વાણીમાં એવો પ્રકાશ છે કે ભવ્યજીવોના ભાવો બદલાય. દેહને ભોગાયતન માની રહેનારા તેને યોગાયતન માને અને જડમાં સુખ માનનારા ચેતનથી મોક્ષ ઇચ્છનારા બને, આવી વીરપ્રભુની વાણી છે એમ મહારાજા ઉદાયન આત્મ સ્વરૂપનું ચિન્તન કરતા સંસારની વાસના કે રાજ્યલોભ તરફ નથી રાચતા. પૂર્વે રાજમહારાજા સંસારના કામભોગોને અનર્થના કારણો માની છોડી દેતા આગલિક દિવસોમા પાન તમાકુ નહિ છોડનારા આજે પણ છે આશા અને તૃષ્ણાનાં બંધનો છોડો.

ઇષુકાર રાજાની રાણી કમલાવતી એક વખત મહેલની અલબેલી અટારીએ બેઠા છે અને નગર નિરીક્ષણ કરે છે દૂરદૂર રાજમાર્ગ ઉપર વળી જ ગાડીઓ જતી જુએ છે

જે આત્માઓને વિષયોની ઈચ્છા નથી અને સૌમ્યભાવ જીવનમાં રાખે છે પોતાના અને પરના કલ્યાણમાં રાત-દિવસ તત્પર રહે છે, અને પોતાના સ્વાર્થનો ત્યાગ કરવાની ખેદ વગર જે કઠિણ તપશ્ચર્યા કરે છે, એવા જ્ઞાની સત્પુરુષો આ જગતમાં દુઃખના સમૂહનો નાશ કરે છે. કમલાવતી વિચાર કરે છે કે અરે ભોગની લાલસામાં લપટાએલા પામર જીવોને અસંતોષની ભુખ કેવી પીડા પમાડે છે! મનના કજીઆથી રાજા ઠાકોર ઉમરાવો હોવા છતા રાજા અસંતુષ્ટ બન્યો છે અને આ મનુ તર્જેલુ મન ખેલુ કરી રહ્યો છે. આનંદઘનજી બોલ્યા છે કે "હે મનવા, તું તો કાંઈ અજબ છે. ભગવાન કુંથુનાથના સ્તવનમા આનંદઘનજી શું કહે છે:—

"મનડું કિમ હિ ન બાઝે,
  હો કુંથુ જિન! મનડું કિમ હિ ન બાઝે!
જિમ જિમ જતન કરિને રાખું
  તિમ તિમ અળગું ભાજે  હો! કુંથુ

હે કુંથુનાથ ભગવાન! મારું મન કોઈપણ રીતે કાબુમાં સ્થિર નથી શું કરું? જેમ જેમ મહેનત કરીને તેને કાબુમાં રાખવા જાઉં છું તેમ તેમ તે દૂર નાસે છે. કહ્યું છે કે "मनर्मर्कट दुर्निग्रहम्" મન ચંચળ છે એને તાબે કરવું બહુ મુશ્કેલ છે માટે આ સ્તવનમાં મન વશ કરી આત્માને પ્રબળ બનાવવાનું કહેવામાં આવ્યું છે. શાંતિનું સ્વરૂપ જાણ્યાં છતાં શાંતિની પ્રાપ્તિનો માર્ગ લેવા છતાં, સામર્થ્ય યોગના બળથી સમતા પ્રાપ્ત કરવા છતા, આત્મબળમાં થોડી નિબળતા રહી જવાથી એક એવું મોટામા મોટું ભયસ્થાન બાકી રહી જાય છે કે જેથી કરીને છદ્મસ્થ વીતરાગપણું પામવા છતાં યથાખ્યાત ચારિત્ર પામવા છતાં, ઉપશમ ભાવ પામ્યા હોય તો પણ મહાપતન થાય છે તેથી આત્મા ઠેઠ નીચે મિથ્યાત્વ ગુણસ્થાનક સુધી પણ જાય આવી પડે છે કારણ કે પ્રબળ આત્મા નવમા ગુણ સ્થાનકથી

ક્ષપક શ્રેણી આરસે તો કેવળજ્ઞાન પામી મોક્ષમાં પહોંચી જાય છે પરંતુ ઉપશમ શ્રેણી માંડે તો અગિયારમા ગુણસ્થાનકે જઈને અવશ્ય પડે છે ત્યાંથી પડતાં છઠે આવે, પાંચમે—ચોથે આવે અથવા ચોથેથી બીજે થઈને પહેલે પણ આવી જાય અથવા દશમે, નવમે એમ અનુક્રમે પણ ઉતરે છે મોહનીય કર્મનો સર્વથા ઉપશમ થવાથી અગિયારમુ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે પરંતુ મોહનીય કર્મનો ઉપશમ થયો હોય છે, ક્ષય થયો હોતો નથી જ્યારે ઉપશમ અંતમુહુર્તથી વધારે વખત ટકી શકે નહિં. કેમકે નીચે દબાયેલો મળ ઉપર આવ્યા વિના રહે નહિ, તે ઉપર આવતાં જ એટલે કે ઉદયમાં આવતા જ આધ્યાત્મિક ભૂમિકા ઉપરથી નીચેની ભૂમિકા પર આત્મા આવી પડે છે આમ પૂબ ચડતાં છતાં પતન થાય છે તેનુ મુખ્ય કારણ મોહનીય કમનો ઉદય છે કમલા વતી વિચાર કરે છે કે અજ્ઞાનના અંધારે અટવાતા ઈષુકાર રાજા ઉપર શું તૃષ્ણા રાક્ષસીએ આટલો બધો પ્રભાવ જમાવી દીધો છે! ખરેખર મારી ફરજ છે કે મારા સ્વામીને મારે બે શબ્દો બોધના કહેવા આમ વિચારી કમલાવતી ઝરૂખેથી નીચે ઉતર્યા

મહેલેથી ઉતર્યા રાણી કમલાવતી આવ્યાં છે રાજ હજૂર,
સાંભળજો હે રા જ ન્ આપણી ઉડી રિદ્ધિ મત આદરો.

તૃષ્ણાના બંધનમા રાજા ન ફસાઈ જાય તે માટે રાણી રાજસભામાં ગયા. રાજના ન્યાય પ્રમાણે જે ધનનો કોઈ ધણી નથી તેનો ધણી રાજા છે છતાં કમલાવતી પતિને સમજાવવા જાય છે ને કહે છે " આ શુ માંડ્યુ છે? ભૃગુ પુરોહિત તમને વલ્લભ હતો તેને જ તમે અઢળક સંપત્તિ આપી ધનવાન બનાવ્યો હતો પરંતુ જ્યારે તેને સમજાયુ કે સંપત્તિ આત્મસુખનુ સાધન નથી ત્યારે તે રાજદશા છોડી તપ અને સંયમને માર્ગે ગયો છે એણે છોડ્યુ છે તેને તમે ભંડારમા રાખવા તૈયાર થયા છો!" આવી લક્ષ્મી કોણ રાખે?

वंतासी पुरिसो रायं न सो होइ पसंसिमो।
माहणेण परिच्चत्तं धणं मायाउ मिच्छसि॥

ઉત્ત. અ. ૧૪ ગા. ૩૮

વમન થયેલા આહારની વાચ્છા કાગડા અને કુતરા કરે છે કોઈનું મૂકેલુ ભોગવવુ તે એઠવાડ ભોગવવા જેવુ છે

"વમ્યા તે આહારની ઈચ્છા કોણ કરે
કરે વમી શ્વાન ને કાગ, ધ્રુજાવ દેહ રાજા!
બ્રાહ્મણની છડી ઋદ્ધિ મત આદરો.

તમારી પાસે છે તે પણ ઓછુ કરવાનુ છે નાવમાં પાણી ભરાઈ જાય તો ડૂબી જવાનો ભય છે જીવનરૂપી નાવમાં ધનતૃષ્ણાનુ પાણી શા માટે ભરાવવા દો છો? જેટલુ મળશે તેટલુ ઓછુ પડવાનુ છે

सव्वं जगं जइ तुहं सव्वं वावि धणं भवे।
सव्वं पि ते अपज्जत्तं नेव ताणाय तं तव॥"

ઉ અ. ૧૪ ગા. ૩૯

જગતનુ બધુ ધન તમને મળે તો પણ સતોષ થશે નહિ કેમકે તમને પરિગ્રહનો વળગાડ છે જાગી જીવની તૃષ્ણા અનતી છે અત લાવશો તો જ તૃષ્ણા જીતાશે. તૃષ્ણાનો અત સતોષથી લાવો.

આ બધુ સાંભળી રાજા ઈષુકાર રોષે ભરાયા અને કહ્યુ: પાગલ! આવે તેવા શબ્દો કહેતા તને શરમ નથી આવતી? હુ યોગ્ય જ કરુ છુ બિનવારસ ધન લેવાનો રાજાને અધિકાર છે ધન વિના કોઈ વ્યવહાર ચાલતો નથી. કમલાવતી કહે છે: "તમારી દલીલ માનવા હુ તૈયાર નથી તમારા અતરમાં તૃષ્ણાની ભઠ્ઠી સળગી રહી છે જ્યાં અસતોષ છે ત્યાં દુ ખ છે લાલસા છે ત્યાં સુધી દુ ખ જ છે શાસ્ત્રકાર

પરિવ્રાજક બન્યા પછી લક્ષ્મીદેવીએ કહ્યું "મહારાજ, હુકમ કરો" પરંતુ શંકરાચાર્ય કહે- 'મેં તારો ત્યાગ કર્યો છે" કમલાવતી રાણીને આત્મ સ્વરૂપનો આનંદ મળેલો છે એટલે એણે રાજાને કહ્યું હું તમારા અકસ્માતુકર સાથથી કંટાળી ગઈ છું આ તમારા રાજપાટ દિનપ્રતિદિન અશાંત આપે છે હવે એ સુખનુ સાધન નથી

સ્નેહકિત ગમ તારું પિંજરું રે, માંડી મૂકશો મને નથી,
સાંભળ હો રાજન, બાબાજુની છડી ઋદ્ધિ મત આદરો રે."

આકાશગમન કરનાર પંખી માટે સોનાનુ પિંજર બંધન રૂપ છે તેમ સંસારમા તમારા રાજપાટનુ સુખ મને બંધન રૂપ છે

કમલાવતીને સમજાયુ તે તમને સમજાય છે? ઉલટી જ ગંગા વહી રહી છે દીકરો જન્મે ત્યારે આનંદ મનાવો છો પરંતુ તે કુલાંગર નીકળતા આના કરતા પથ્થર હોત તો સારો કહતા તા પીવન એવું કહો છો મોહ છોડો. મોક્ષ સાધવા કામના ભુક્કા ઉડાડો પ્રારબ્ધ કરતા પુરુષાર્થનુ બળ વધારે છે પ્રારબ્ધ ચૌદમા ગુણસ્થાનક સુધી છે પુરુષાર્થ મોક્ષ સુધી છે કમલાવતીના આ આ તરફના પુરુષાર્થ રૂપ યો છે મહારાજા ઇષુકારને મધુરા વચનથી જગાડી ... છે એક દાણનો પણ મનાઈ કર્યા વગર અમૂલ્ય જીવનને ઓળખો.

मरिहिसि रायं जया तया वा मणोरमे कामगुणे पहाय।
एक्का हु धम्मा नरदेव ताणं न विज्जइ अन्नमिहेह किंचि ॥
ઉત્ત. અ. ૧૪ ગા ૮

"હે રાજન અપ્રાપ્ત ભાવને પોષણ આપી પ્રાપ્ત કરેલી ઋદ્ધિ ભેગી કરી રહ્યા છો પરંતુ તમારું મૃત્યુ આવશે ત્યારે તમામ ઉપભોગ કે આ લક્ષ્મી કે હું તમને છોડાવવા સમર્થ નથી. હે નરપતિ! ત્યારે તો સાચો ધર્મ જ મદદભૂત થશે. આ

બધુ છોડી સ્વભાવ શું છે તે વિચારો. આત્માનો સ્વભાવ જ્ઞાતા ને દ્રષ્ટાનો છે તેને મૂકીને પરભાવમાં જઈ જીવ રાગદ્વેષ કરે છે સ્વભાવમાં આત્મા રાખી રહ્યો છે કમલાવતી નાશવંતને છોડી શાશ્વતને પકડવા સ્વામીને કહે છે આ વચનોએ રાજાના હૃદય પર અદ્ભુત અસર કરી. ભોગની લાલસા દૂર થઈ ગઈ વૈરાગ્યની જ્યોત પ્રગટી. સંસાર અસ્થિર અને અસત્ય લાગવા માંડ્યો આનુ નામ સ્ત્રી-ધર્મપત્નીની જોડી, પતિને સાચા સ્વરૂપની જ્યોતિ જગાડી. તમારે ત્યાં આમ જ છે ને ? કે પછી ફરવા જવાની ને મોજશોખ કરવાની જોડી છે ? ઇષુકાર રાજાએ કહ્યું: હું પણ સંયમ અંગીકાર કરવા ઇચ્છા રાખુ છુ કમલાવતીના હૃદયમાં હવની ઉર્મિઓ ઉછળવા લાગી. બ્રાહ્મણની વિદ્ધિ ભિક્ષ વશ ગએલાં કમલાવતીએ રાજાને વૈરાગ્ય માર્ગે વાળ્યો. બંને રાજભોગ છોડી આત્માનુ કલ્યાણ કરી ગયા

પૌષધશાળાની અંદર ચિંતવન કરવા મહારાજા ઉદાયન વિચારે છે:

"तेणं समणे भगवं महावीरे पुव्वाणुपुव्विं चरमाणे गामाणु गाम जाव विहरमाणे इहं आगच्छेज्जा इहं समोसरेज्जा।"

જો શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ અનુક્રમે વિચરતા-(એક ગામથી બીજે ગામ જતાં) યાવત્ વિહાર કરતાં અહીં આવે-અહીં સમોસરે તો-

"इहेव वीतीभयस्स नगरस्स बहिया मियवणे उज्जाणे अहा-पडिरूवं उग्गहं उग्गहित्ता संजमेणं तवसा अप्पाणं भावेमाणे विहरेज्जा।"

આ વિતીભય નગરની બહાર ઉદ્યાનમાં યથાયોગ્ય અવગ્રહને ગ્રહણ કરી સંયમ અને તપ વડે આત્માને ભાવિત કરતા યાવત્ અહીં વિચરે પૌષધશાળામાં કેવું આત્મિક ચિંતન કરે છે!" હે ભગવાન ! ગ્રામાનુગ્રામ વિચરતા વિતીભય નગરની બહાર મૃગવન ઉદ્યાનમાં પધારો." આવુ ચિંતન કોણ કરે ? પ્રભુ મારા નગરમાં પધારે તો હું ભાગ્યવાન બનુ, ભગવાનનાં દર્શન થાય

તો જન્મ, જરા અને મરણના દુઃખો ટળે, અનંત ભવભ્રમણ જાય. સંસાર અટવીમાં જીવો પીસાઈ રહ્યા છે તેને સાચો રાહ બતાવનાર જો કોઈ હોય તો તે તીર્થંકર ભગવાન જ છે જે સર્વજ્ઞ અને સર્વદર્શી છે ત્રણ લોકના આધારભૂત છે એવા પ્રભુ નગરમાં ક્યારે પધારે અને હું પ્રભુની વાણી સાંભળું તેવું આત્મ ચિંતન ઉદાયન મહારાજ કરી રહ્યા છે હજુ વિશેષ ચિંતવન શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૪૩ મું

(સોમવાર, ૧૯-૮-૧૯૬૩)

સુજ્ઞ બંધુઓ માતાઓ અને બહેનો, પવિત્ર પર્યુષણ પર્વનો આજે ચોથો દિવસ છે ધર્મમાં લૌકિક અને લોકોત્તર પર્વો હોય છે મુસ્લિમો રમઝાનને ખ્રિસ્તીઓ નાતાલને લોકો પર પર્વ માની એ દિવસોમાં ખરાબ કામ નથી કરતા. જૈન ધર્મમાં લૌકિક પર્વો નથી બધા જ લોકોત્તર પર્વો છે પર્યુષણ એ કે પશુ-પાસના અથવા દેવાધિદેવની ઉપાસના દેવાધિદેવ કોણ છે? વચન અને કાયાના ગઢ વીંધી શુદ્ધ સ્વરૂપમાં રમણ કરતા જે આત્મદેવનાં દર્શન થાય છે તે જ દેવાધિદેવ છે આ આત્માને જ પરમાત્મા બનાવવાનો છે રાજા ઉદાયન આત્મદેવનાં દર્શન કાજે સ્વસંવેદન કરતા આત્મચિંતન કરે છે કે મારા નાથ ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા [illegible] નગરીના મૃગવન ઉદ્યાનમાં પધારે તો હું તેને વંદન કરી તેમની મધુર વાણી પીઉં

"સ્વાધીનું એક ભાર્યું ને ઉભારી મન માગ,
પ્રકૃતિનો સર્વ ઉતારી વેશ કરી મનોગ,
જાણે એ તો સ્નેહની સરવાણી    એવી મારા વીરની વાણી"

જગત શાંતિની શોધમાં દોડધામ કરે છે એટલે તો બગલા મળતાં શાંતિ મળી જશે એમ માની વિલાસ અને વૈભવમાં શાંતિ શોધે છે પરંતુ હે બન્ધુ આત્માઓ! જડ ભૌતિકમાં શાંતિ નથી. એક ભાઈનો વીંટીમાંનો હીરો ઓરડામાં ખુવા કેના ત્યાં પડી ગયો, પરંતુ શોધવા નીકળ્યા રસ્તા ઉપર તેવી જ રીતે અંતરને ભૂલી ખોવાયેલી શાંતિને શોધવા જગતમાં શોધ ચલાવીએ છીએ, પછી તે ક્યાંથી મળે? ધન, પત્ની, પુત્ર, કીર્તિ મેળવવા શાંતિની શોધ કરો છો પરંતુ એ તો અશાંતિનાં જ સાધનો છે સીકંદરને ગુરુએ પૂછ્યું ઈરાન જીત્યા પછી શું કરશો? "સીકંદરે કહ્યું પછી હું હિંદ જીતીશ, સિરિયા જીતીશ આ જીતીશ પેલું જીતીશ, પરન્તુ પરિગ્રહને મર્યાદા આપવાની જ ગમે માણસ ઔષધને ઠેકાણે ઝેર સેવ્યાં કરે છે ત્યારે તમને હસવું આવે છે પરંતુ તમે પણ મોટાં ઔષધ ને મોટાં રોગ જ સેવ્યાં કરો છો ને! સીકંદરે ગુરુને કહ્યું કે "બધું જીતીને હું આરામ કરીશ પણ લોભની તૃષ્ણા લોભથી મટતી નથી. સીકંદર આરામ ન જ કરી શક્યો.

શાંતિનું પ્રથમ સોપાન ત્યાગ છે અનુકંપાથી બીજાને માટે ત્યાગ કરવાની વૃત્તિ જાગે. પુરુષાર્થ કરેલ શાંતિ આત્મામાં જ છે જેથી છૂટાય નહિ એવી શાંતિ સ્વાત્મામાંથી જ શોધો. સમ્યગ્દૃષ્ટિ આત્મા નરકની શી શી વેદનામાં જે શાંતિ અનુભવે છે તે શાંતિ ગ્રૈવેયકમાં ગયેલો મિથ્યાદૃષ્ટિ દેવ નથી અનુભવતો. શાંતિ ધનમાં નથી. ભૂખ્યો અને ભરેલો એ બેમાં વધુ વ્યાકુળ કોણ છે? ભરેલો જ, કેમકે ભૂખ્યાં સિંહ, વાઘ, વરુ ભૂખ તરસ વેઠતાં ગુફામાં ભરાઈ રહે છે ને હિંસા નથી કરતા, ત્યારે તૃષ્ણાના પૂરમાં તણાઈ ગયેલા માનવીઓ શાંતિ ને અશાંતિની જ્વાળા સળગાવ્યા કરે

છે હીરોશીમા અને નાગાસાકિમા જેવા એટમ બોમ્બ વડે મોટી જ ક્ષણોમાં હજારોનો કચ્ચરઘાણ કાઢનારા ભૂખ્યા હતા કે ભરેલા!

રાજા ઉદાયનને અશાતિની ભૂખ નથી. તમે તો મતમાં પણ ભૂખને નથી ભૂલતા જીવની કાગળની હોડી જેવી છે એ ક્યારે ડૂબી જશે તે કહેવાય નહિ.

ભગવાનની દેશના સાંભળ્યા પછી ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવે ભ. નેમિનાથને પૂછ્યુ "હે ભગવાન આ દ્વારકા નગરી કેવી રીતે નાશ પામશે અને મારુ મૃત્યુ કોના હાથે થશે"? ભગવાને કહ્યું: કૃષ્ણ તારી નગરી મદિરા નિમિત્તે દ્વિપાયન ઋષિના કોપથી નાશ પામશે. શ્રી કૃષ્ણે પૂછ્યુ "એમાંથી કોણ ઉગરી જશે? ભ૦ નેમિનાથે કહ્યુ "જે સંયમ લેશે તે."

કૃષ્ણને આ વચનમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેથી નગરમાં દાંડી પીટાવી દીધી કે જે સંયમ લેશે તે દ્વિપાયન ઋષિના કોપથી બચી જશે." શ્રદ્ધાથી આગમ-પ્રમાણ સ્વીકારો કૃષ્ણે ઢંઢેરો પીટાવ્યો

"આપશું માતા આપશું પિતા સોંપો અમારે દરબાર,
દેવકીને પેરે પાળશુ તમે લ્યોને સંયમ ભાર.
નાના દીકરા દીકરીને સોંપો અમારે દરબાર,
પ્રદ્યુમ્નની પેરે પાળશુ, તમે લ્યોને સંયમ ભાર.

નગરજનો! તમે સંયમ લો. સંયમ લેનારાની જવાબદારી અમે પૂરી કરીશુ નેમિનાથનું વચન સત્ય જ છે એમ નાની આત્મકલ્યાણ માટે કૃષ્ણ દાંડી પીટાવે છે એથી સત્યભામા, રૂક્મણી વગેરે અગ્રમહિષીઓ પૂછે છે ' આ ઘર ઉપદેશ છે કે પર ઉપદેશ?" કૃષ્ણે કહ્યુ સંયમ લેવો હોય તો તૈયાર થાઓ. આ પર ઉપદેશ નથી. મહારાણીઓએ મહારાજ પાસે આજ્ઞા માગી. ભાવચારિત્ર વગર જીવ સિદ્ધના સ્વરૂપને પામી શકે

ઘણા આત્માઓને પ્રેરણા મળે છે આ માનવદેહ ઘણો જ કીમતી છે માટે તે દ્વારા આત્મ સાધના કરી લો

શરીરના રુવાડે રુવાડે પોણા બબ્બે રોગ છે આખા શરીરનાં રુવાં સાડા ત્રણ કરોડ છે, તો કુલ કેટલા રોગ થયા ? અનંત પુણ્યની રાશિએ આજે માનવદેહ મળ્યો છે, માટે જ્યા સુધી રોગમાં ફસાયા નથી ત્યા સુધી આત્મસાધના કરી લો

રોજ ચિંતવન કરો કે હુ મનુષ્ય છુ ને મનુષ્યને શોભે એવુ જ મારે જીવન જીવવુ છે પાચ શરીરમા ફક્ત ઔદારિક શરીર દ્વારાજ મુક્તિ મેળવાય છે સુદર શરીર તીક્ષ્ણ બુદ્ધિ અને કોમળ હૃદય દ્વારા શુ કરી લેવુ જોઈએ ? પશુજીવન જીવવા આવુ જીવન નથી મળ્યુ નિદ્રા ભય અને કામના પશુ અને માનવી બન્નેને છે છતા માનવજીવનને શા માટે શ્રેષ્ઠ ગણવામા આવ્યુ છે ? એટલા માટે કે માનવ દેહના આત્માને અજવાળે સત્ય–અસત્યનો અને સ્વ. પરનો વિવેક સમજી શકાય છે.

ધર્મ એટલે શુ તે સમજવુ જોઈએ. ઘણા લોકો જન્મ ભર ક્રિયાકાંડ અને ધર્મને નામે અશાંતિ ઊભી કરે છે પરતુ ધર્મ આત્માથી પર વસ્તુ નથી ધર્મ મદિર, મસ્જિદ કે ઉપાશ્રયમાં પુરાએલો નથી, પરતુ આત્માના સ્વભાવમા છે જગતમાં સારભૂત આત્મતત્વ છે આત્મા ભૂતકાળને યાદ કરી વર્તમાનમાં ઉપયોગ સહિત વર્તે તો કર્મબંધન કરતાં મોળો–ઢીલો પડે ભૂતકાળનાં કર્મો ભૂલી ગયા છીએ ને ભવિષ્યનો વિચાર હજુ કરતા નથી. વર્તમાનમા પરને સ્વ માની રાગદ્વેષમા જોડાઈ કર્મ બાંધી રહ્યા છીએ હડીના સુખનો ત્યાગ કરવો પડશે. અખૂટ ભડારો ભરેલા હતા ને પૃથ્વી પર જેના નામની હાક વાગતી હતી તેવા રાવણ મહારાજા આજે ક્યા છે ? જેની આગળ માનવી ધ્રુજી ઉઠતો તે મહારાજા શ્રેણિક પહેલી નરકે રહ્યા ત્યા પરમાધામીઓ જુલમ ને ત્રાસ આપે છે, છતાં તેમનુ કાંઈ ચાલતુ નથી

પર્વમાં અને એમના નિર્વાણ દિન–દિવાળીને દિવસે એમ વર્ષમાં ત્રણ વખત આપણે એ મહાપુરુષના ગુણગાન કરીએ છીએ. અજ્ઞાન અંધકારની આંધીમાં ફસાયેલા માનવીને, જ્ઞાનકિરણોથી એમણે માર્ગદર્શન કરાવ્યું

ભગવાન મહાવીરનો જીવ નયસારના ભવ પહેલાં અનંત કાળથી અનંત પુદ્ગલ પરાવર્તનથી સંસાર અટવીમાં ચાર ગતિમાં પરિભ્રમણ કરતો હતો. જીવ સમ્યક્ત્વ ન પામે ત્યાં સુધી તેના ભવની ગણતરી નથી. ભગવાન મહાવીરનો જીવ 'નયસાર' નામે મુખીના ભવમાં હતો, ત્યારે લાકડાં પારખવાની તેમને ખૂબ સૂઝ હતી. ઘણા માણસો એમના હાથ નીચે કામ કરતા. એક વખત ઉન્હાળામાં સખત શ્રમ કર્યા પછી જમવા બેસતાં પહેલાં એમને ઈચ્છા થઈ કે કોઈ સંતને દાન આપ્યા પછી ભોજન કરું. ટેકરી પર ચઢીને જોતાં ઉગ્ર તાપમાં પીડાતા ને સાથીઓથી છૂટા પડેલા એક મુનિ જણાયા. તેમને જોતાં જ નયસારને ખૂબ આનંદ થયો. તરસના પરિસહથી કંઠ સુકાઈ જવાથી જેમનો શરીર પર કાબુ રહ્યો નથી એવા મુનિ એક વૃક્ષ નીચે બેસી ગયા છે ને વિચારે છે કે શરીરને વોસરાવી આત્મસાધના કરું. 'નયસાર' ત્યાં પહોંચી ગયા ને કહ્યું : "આપના દર્શનથી અમે ભાગ્યશાળી થયા છીએ. અમારા તંબુ પર પધારો ને રસોઈ વગેરે તૈયાર છે તે સ્વીકારી અમારા ઉપર અનુગ્રહ કરો." મુનિએ કહ્યું : 'ભાઈ, હું બીજા મુનિઓથી છૂટો પડી ગયો. હું હું અનશન કરવાની તૈયારીમાં હતો ત્યાં જ તું મળી ગયો.' દુર્લભ સંતસમાગમથી નયસારના હૃદયમાં હર્ષ સમાતો નથી

"વળી સત્સંગ મહા દુર્લભ જો, આતા ભદ્ર ! ભવી પ્રાણી,
તો વિશેષે અતિ દુર્લભ જીવના શાંતિ પ્રદાયક જિન વાણી.
ઉપદેશ સુણાવે બોધિદાતા, પાતા કર્મ મહા જમે
જિણથી સમકિત દૃષ્ટિ પ્રાપ્ત હો વરવા જીવ મોક્ષ ભવ એ."

ઘાસ બળે તેમ આ શરીરનો પ્રલય થઈ જશે. આત્મા શરીર છોડી જતા સગાંવહાલાં તેને બાળી મૂકશે. બંધુઓ! તમે જે સુખ માટે વલખાં મારો છો તે સુખ કલ્પનાનું છે વાસ્તવિક નથી. વાસ્તવિક હોત તો આપણી આ દશા ન હોત. નિશ્ચયથી રોજ ચિંતવન કરો કે 'હું અવિનાશી છું' માત્ર બોલવાથી સુખ નથી મળવાનું અભેદ દૃષ્ટિ બરાબર સમજવી જોઈએ.

મહારાજા ઉદાયનની દૃષ્ટિ ખૂલી ગઈ છે આત્મ ચિંતવન કરતાં વિચારે છે કે અહો! મારા નાથ ક્યાં વિચરતા હશે! હે પ્રભુ તમે મૃગઉદ્યાનમાં પધારો તો હું તમને વંદના નમસ્કાર કરી આત્માની પવિત્રતા પ્રાપ્ત કરું. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૯૪ મું

ભાદરવા સુદ બીજ
મંગળવાર, તા.—૨૦—૮—૧૯૬૩

### મહાવીર જયંતી

ચરમ તીર્થંકર ભગવાન મહાવીર સ્વામીએ ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન કેવળદર્શન પ્રાપ્ત કરી ભવ્યજીવોનાં કલ્યાણ માટે સિદ્ધાંતની પ્રરૂપણા કરી. તેમનો જન્મ દિવસ, ચૈત્ર સુદ તેરસનો છે પરંતુ આજે આખા દેશમાં એમનો જન્મ દિવસ ઉજવી એમનું સ્મરણ કરવામાં આવશે. જન્મ દિવસે તથા પર્યુષણ

પર્વમાં અને એમના નિર્વાણ દિન–દિવાળીને દિવસે એમ વર્ષમાં ત્રણ વખત આપણે એ મહાપુરુષના ગુણગાન કરીએ છીએ. અજ્ઞાન અંધકારની આંધીમાં ફસાયેલા માનવીને, જ્ઞાનકિરણોથી એમણે માર્ગદર્શન કરાવ્યું

ભગવાન મહાવીરનો જીવ નયસારના ભવ પહેલાં અનંત કાળથી અનંત પુદ્ગલ પરાવર્તનથી સંસાર અટવીમાં ચાર ગતિમાં પરિભ્રમણ કરતો હતો જીવ સમ્યક્ત્વ ન પામે ત્યાં સુધી તેના ભવની ગણતરી નથી. ભગવાન મહાવીરનો જીવ 'નયસાર' નામે સુથારના ભવમાં હતો, ત્યારે લાકડાં પારખવાની તેમને ખૂબ સૂઝ હતી. ઘણા માણસો એમના હાથ નીચે કામ કરતા એક વખત ઉનાળામાં સખત શ્રમ કર્યા પછી જમવા બેસતાં પહેલાં એમને ઇચ્છા થઈ કે કોઇ સંતને દાન આપ્યા પછી ભોજન કરવું ટેકરી પર ચઢીને જોતાં ઉગ્ર તાપમાં પીડાતા ને સાથીઓથી છૂટા પડેલા એક મુનિ જણાયા તેમને જોતાં જ નયસારને ખૂબ આનંદ થયો. તરસના પરિસહથી કંઠ સુકાઇ જવાથી જેમનો શરીર પર કાબુ રહ્યો નથી એવા મુનિ એક વૃક્ષ નીચે બેસી જાય છે ને વિચારે છે કે શરીરને વોસરાવી આત્મસાધના કરું 'નયસાર ત્યાં પહોંચી જાય ને કહ્યું : "આપનાં દર્શનથી અમે ભાગ્યશાળી થયા છીએ. અમારા તંબુ પર પધારો ને રસોઈ વગેરે તૈયાર છે તે સ્વીકારી અમારા ઉપર અનુગ્રહ કરો." મુનિએ કહ્યું : 'ભાઈ, હું બીજા મુનિઓથી છૂટો પડી ગયો છું હું અનશન કરવાની તૈયારીમાં હતો ત્યાં જ તું મળી ગયો. દુર્લભ સંતસમાગમથી નયસારના હૃદયમાં હર્ષ સમાતો નથી

"યદિ સત્સંગ મહા દુર્લભ થી, આતા આરા! કભી પ્રાણી,
તો ઉસસે અતિ દુર્લભ બોધિના શાંતિ પ્રદાયક જિન વાણી.
ઐસો સુનકર એ ચિદાનંદ, પરન્તુ કઠિન મહા જગમેં
જિસસે સમકિત દૃષ્ટિ પ્રાપ્ત હો બસતા ઇસ મોક્ષ મગ મેં."

પારસમણીના સ્પર્શથી લોખંડ સુવર્ણ થાય છે. માનવને સંત મળે છે ત્યારે તેઓ તેને સંત બનાવી દે છે. સંતસમાગમમાં શ્રવણ, શ્રવણથી જ્ઞાન, જ્ઞાનથી વિજ્ઞાન, વિજ્ઞાનથી તપ, તપથી નિર્જરા ને નિર્જરાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. આથી પણ સંતના સંગની ઘણી જ આવશ્યકતા છે. આજે તો પર્યુષણ પર્વ હોવાથી નીચે, ઉપર ને ચોકમાં માણસો ભરચક દેખાય છે પણ આ પર્યુષણ પર્વ પૂરતો જ ધર્મ નથી પણ આત્માએ રોજ ધર્મની ભાવના રોમરોમમાં રાખવી જોઈએ. તમે ટ્રેઈનમાં મુસાફરી કરો છો તે વખતે તમને ઘણીવાર જોવામાં આવતું હશે કે મુસ્લીમ ધર્મના અનુયાયીઓ ગમે તે સ્થળે હોય કે ગમે તે સ્થાનમાં હોય પણ પોતાના ધર્મ ખુદાની બંદગી કરવાનું નમાજ પઢવાનું ભૂલતા નથી. દર રવિવારે ચર્ચમાં તમે નિયમિત જોઈશો ખ્રિસ્તી ધર્મના ભાઈ બહેનોને ઈશુની પ્રાર્થના કરતા જોશો. પરંતુ તમારે-મહાવીરના અનુયાયીઓને દરરોજ એક સામાયિક કરવી, શાસ્ત્રવાંચન કરવું, ધર્મસ્થાનકમાં નિયમિત જવું—આવો નિયમ છે? જરા વિચારી જુઓ. મુનિએ આહાર નિર્દોષ ભાવથી વહોરાવ્યો. દાતાર ઉચ્ચ ભાવનાવાળો છે અને લેનાર શુદ્ધ અને પવિત્ર આત્મા છે. નયસાર એ મુનિને આહાર વહોરાવે છે પરંતુ અભિમાન કરતો નથી કે હું મહારાજને શાતા ઉપજાવું છું. સાધુ પણ આહાર વહોરાવનારની લાચારી નથી બતાવતા. સાધુનો કોઈ સત્કાર કરે તો તેને આધીન ન થાય ને કોઈ તિરસ્કારે અપમાને કે હેલના નિંદા કરે તો શ્રાપ પણ નથી આપતા. નયસારે સંતને કહ્યું: "હું રસ્તાનો જાણકાર છું. આપને હું રસ્તે મૂકી જઈશ." નયસાર વિવેક પૂર્વક સંતને ગામને પાદર સુધી મૂકી જાય છે ત્યારે સંતે કહ્યું- નયસાર જંગલમાં ભૂલા પડેલા અમને તે માર્ગ બતાવ્યો છે. હું તને સંસાર અટવીમાં પરિભ્રમણ ન કરવું પડે એવો માર્ગ બતાવું છું. પછી મુનિએ આપેલો બોધ સાંભળી આનંદ પામ્યો ને શ્રદ્ધાવાન બની સમ્યક્ દર્શન પામ્યો. તત્ત્વની

યથાર્થ ઓળખાણનું નામ જ સમ્યક્‌દર્શન. નયસારની મિથ્યાત્વની અને ભવપરંપરાની ગ્રંથી ટળી ગઈ

નયસારનો આયુષ્યકાળ પૂરો થયો પછી તેઓ દેવલોકમાં ઉત્પન્ન થયા. ત્યાંથી નાભિરાજા અને મરૂદેવીના પુત્ર ઋષભદેવના પુત્ર ભરત ચક્રવર્તીના પુત્ર મરીચિ કુમાર તરીકે જન્મ્યા. ઋષભદેવે ચાર હજાર સાધુઓ સાથે દીક્ષા લીધી હતી તેવા ઋષભદેવ પાસે મરીચિએ દીક્ષા લીધી.

ચાર હજાર સાધુઓ ઋષભદેવ સાથે ગામેગામ ફરે છે ભરત ચક્રવર્તીના પિતાને અન્ન જેવી તુચ્છ વસ્તુ અપાય નહિ, રાજ પાટ છોડનારને હીરા–મોતીના થાળ ન અપાય એથી લોકો પોતાના દીકરાને આગળ કરીને કહે ' લો મહારાજ લઈ જાઓ. આ રીતે આહાર વિના બારમાસ પસાર થઈ ગયા

ભ. ઋષભદેવના પ્રપૌત્ર શ્રેયાંસકુમારને સ્વપ્ન આવ્યું કે કલ્પ-વૃક્ષ સુકાય છે ચિન્તવન કરતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન થયું અને સમજાયું કે ભગવાન ઋષભદેવને વર્ષ દિવસના ઉપવાસ થયા છે શ્રેયાંસકુમાર પાસે શેરડીના રસના કુંભ આવ્યા હતા તે ઋષભદેવ પધારવાથી તેમને વહોરાવ્યા અંતરાય કર્મને લીધે એમને બાર મહિના આહાર ન મળ્યો.

'ઋષભ ઋષભ કરતાં ઝુરતા માતા મરૂદેવી હાથીની અંબાડીએ બેસી ભગવાન ઋષભદેવના દર્શને જાય છે જ્યાં ને જુએ છે તો ચોસઠ ઈંદ્રો અને અસંખ્યાબાધ દેવ દેવીઓ ભગ-વાનની સેવામાં હાજર છે આ જોઇને માતા મરૂદેવીને થાય છે કે હમણાં પુત્ર મને જોશે ને કહેશે ' માતા ભલે પધાર્યા,' પરંતુ પ્રભુ તો કાંઈ બોલ્યા જ નહિ. એમણે રાગદ્વેષ જીત્યા છે કોઈ પ્રત્યે રાગ નથી દ્વેષ નથી. માતા મરૂદેવી ભાવના ભાવતાં ક્ષપકશ્રેણીએ ચઢી, કેવળજ્ઞાન ને કેવળ દર્શન પામ્યા આ રીતે તેઓ અતીર્થસિદ્ધા અને સ્ત્રીલિંગસિદ્ધા થઈ ગયા. મરૂદેવી

કેવાં ભાગ્યશાળી કે—દીકરાનો દીકરો ચક્રવર્તી અને તેનો દીકરો ચોવીસમો તીર્થંકર અને પોતાનો દીકરો પ્રથમ તીર્થંકર.

મહારાજા ભરતે પૂછ્યું "હે પ્રભુ ! આપના સમવસરણની બહાર આપના જેવી પદવીને લાયક કોઈ જીવ છે ?' ભગવાન કહે છે: સમવસરણની બહાર તારો જ પુત્ર મરીચિ ચોવીસમા તીર્થંકર 'મહાવીર' નામે થશે, ત્રિપૃષ્ઠ નામે વાસુદેવ થશે અને પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થશે

ભગવાન ઋષભદેવ જ્યાં જ્યાં વિચર્યાં ત્યાં ત્યાં સમોસરણની બહાર મર્યકુમાર (મરીચિ) ત્રિદંડી તાપસરૂપે રહેતા હતા. જે જીવ આવે તેને પ્રતિબોધ આપી ભગવાન પાસે મોકલે. સમય જતાં મર્યકુમાર માંદા પડ્યા. પરંતુ વ્રતીની કોઈ વ્રતી સેવા ન કરે. ભગવાનના સંતોએ તેમની સેવા ન કરી તેમ શાતા પણ ન પૂછી, તેથી મરીચિને ખોટું લાગ્યું એવામાં તેની પાસે કપિલ રાજા આવ્યો ત્યારે તેને ધર્મબોધ આપી દીક્ષા લેવા ભગવાન પાસે મોકલવા તૈયાર થયો ત્યારે કપિલે કહ્યું: "શું તમારી પાસે ધર્મ નથી ? મરીચિની શ્રદ્ધા સાચી હતી પરંતુ બીમારીમાં કોઈએ સેવા કરી નહિ તેથી તેને શિષ્ય કરવાનું મન થયું એટલે મિશ્રભાષામાં કહ્યું—એવો ધર્મ અહીં છે, તેવો ત્યાં છે આટલું ઉત્સૂત્ર પ્રરૂપવાથી કોડાકોડ સાગરોપમનો સંસાર વધ્યો. ત્યાંથી ૮૪ લાખ પૂર્વના આયુષ્યે બ્રાહ્મણ થઈ ત્રિદંડીનો વેશ લીધો ત્યાંથી પૂર્ણ આયુષ્ય થઈ મરીને દેવલોકમાં મધ્યમસ્થિતિનો દેવ થયો. પછી અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયો. ત્યાં પણ ત્રિદંડીનો વેશ ધારણ કર્યો. ત્યાંથી ચ્યવીને રાજગૃહી નગરીમાં ૨૪ લાખ પૂર્વ વર્ષના આયુષ્યવાળો ત્રિદંડી થયો. ત્યાંથી પાંચમા દેવલોકમાં મધ્યમ સ્થિતિનો દેવ થયો. ત્યાંથી રાજગૃહી નગરીના રાજાના ભાઈ વિશાખાભૂતિ યુવરાજનો પુત્ર વિશ્વભૂતિ થયો. ત્યાં સંસાર અસાર સમજી દીક્ષા લઈ નિયાણું કર્યું કે, 'જો મારા તપનું

કુળ હોય તો હું ઘણા ભવનો સ્વામી થાઉં ' સત્તર સાગરના આયુષ્યવાળો દેવ થયા પછી પોતનપુરના પ્રજાપતિ રાજા ને મૃગાવતી રાણીનો પુત્ર ત્રિપૃષ્ટ નામે વાસુદેવ થયો. ને એ ભવમાં સંગ્રામ કરી ત્રણ ખંડ જીતી મરીને સાતમી નરકે ગયો જ્યાંથી નીકળી મનુષ્ય ભવ પામ્યો એમ ઘણા ભવમાં ભમી એક ક્રોડ વર્ષ સુધી શુભકર્મ ઉપાર્જન કરી મહાવિદેહ ક્ષેત્રમાં ધનંજયરાજા અને ધારણીરાણીનો પુત્ર, પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થયો. ત્યાં છખંડની સાહ્યબી ને ૬૪ હજાર રાણીઓનો મોહ છોડી પોટ્ટી લાચાર્ય પાસે દીક્ષા લઇ એક ક્રોડ વર્ષ ચારિત્ર પાળ્યું અને ૧૧ લાખ ઉપરાંત માસખમણ કર્યા ત્યાંથી છત્રિકા નગરીમાં જિતશત્રુ અને ભદ્રાવતીના પુત્રરૂપે અવતરી દીક્ષા લઈ તપની આરાધના કરી. જીવન પર્યન્ત માસખમણને પારણે માસખમણ કર્યા ને વીસ સ્થાનક આરાધી તીર્થંકર ગોત્ર ઉપાર્જન કર્યું ત્યાંથી વીસ સાગરના આયુષ્યે દસમા દેવલોકમાં ઉત્પન્ન થઈ આયુષ્ય પૂર્ણ કરી, માહણકુંડ નગરમાં ઋષભદેવ બ્રાહ્મણને ત્યાં દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં આવ્યા. ત્યાં માતાએ ચૌદ સ્વપ્ના જોયાં. ગર્ભમાં પ્રભુ સાડીબ્યાસી રાત્રી રહ્યા, ત્યારે શક્રેન્દ્રે વિચાર્યું કે તીર્થંકરો ક્ષત્રિય કુળ સિવાય બીજે જન્મ ન લે, તેથી હરિણૈગમેષી દેવને આજ્ઞા કરી કે દેવાનંદાની કુખેથી ભગવાન મહાવીરના ગર્ભને લઈ, ક્ષત્રિયકુંડ નગરમાં સિદ્ધાર્થ રાજાની રાણી ત્રિશલાદેવીના ગર્ભમાં મૂકો ને તેના ગર્ભમાં જે પુત્રીનો જીવ છે તેને દેવાનંદાના ગર્ભમાં મૂકો આગલા ભવમાં દેવાનંદાએ ત્રિશલારાણીનો રત્નનો ડાબડો ચોરેલો તે આ ભવમાં રત્નથી અમૂલ્ય એવો ગર્ભ ચોરાયો. દેવાનંદાને આવેલાં ચૌદ સ્વપ્ના અદૃશ્ય થઇ ત્રિશલાને આવવા લાગ્યા. જાગીને ત્રિશલારાણી સિદ્ધાર્થ રાજા પાસે જાય છે; ને સ્વપ્નાની વાત કરે છે

"મંગલ સમયે માત ત્રિશલા સુખ શૈયાથી જાગિયા
પતિને કહે છે સ્વામી મુજને, ચૌદ સ્વપ્ના લાધિયા
ચૌદ સ્વપ્ના લાધિયા ને દિવ્ય વાજાં વાગિયાં. મંગલ સમયે

પહેલે સ્વપ્ને ગજવર દીઠો બીજે વૃષભ સોહામણો,
ત્રીજે કેશરી ચોથે સપને દેખી લક્ષ્મી તણો,
પાંચમે સ્વપ્ને પુષ્પમાળા છઠ્ઠે ચંદ્ર અમી ભર્યો,
સાતમે સૂર્ય આઠમે ધ્વજ, નવમે કળશ અમૃત તણો.
પદ્મ સરોવર દશમે દીઠું સાગર ક્ષીર અગ્યારમે,
દેવના વિમાન દીઠાં, સ્વપ્ન દ્વાદશને વિષે.
રત્ન ગો તેરમે સ્વપ્ને, અગ્નિ શિખા દીઠી ચૌદમે,
પરમ ઉર આનંદ પ્રગટ્યો સ્વામી મુજને એ સમે."

ચૌદ સ્વપ્ન સાંભળી મહારાજા સિદ્ધાર્થે કહ્યું "મહારાણી, તમે રત્નકુખ ધારિણી છો. તમારી કુખે ત્રિલોકનાથ પધારશે. તીર્થંકર અને ચક્રવર્તીની માતા ચૌદ સ્વપ્નાં, વાસુદેવની માતા સાત બળદેવની માતા ચાર અને માંડલિકની માતા એક સ્વપ્ન જુએ છે. રાજાએ સ્વપ્નનું ફળ પંડિતોને પૂછ્યું. બધા પંડિતોએ ભેગા થઈ નિર્ણય કર્યો કે સ્વપ્નફળ દરેકે એવું પરંતુ જવાબ એક મુખ્ય માણસ જ આપે. સ્વપ્નનાં ફળ સાંભળી સૌને પૂર્ણ આનંદ થયો. મહારાણીએ યથાયોગ્ય રીતે ગર્ભનું પાલન કરવા માંડ્યું. રાજ્યમાં ઉત્સવ વર્તી રહ્યો. માતાપિતાએ વિચાર્યું કે પુણ્યશાળી જીવ આવવાથી આપણે ત્યાં ધન ધાન્યાદિ દરેક પ્રકારની વૃદ્ધિ થઈ રહી છે તેથી પુત્રનું નામ વર્ધમાન કુંવર રાખશું. માતને ભાર લાગશે એમ માની એકવાર ભગવાને ગર્ભમાં અંગ ને સંકોચી લીધાં અને હલનચલન બંધ કરી દીધું. માતા માટે કેટલી લાગણી! પરંતુ માતા મોહવશ હોવાથી તેના દિલને આઘાત લાગ્યો કે "મારો ગર્ભ કેમ ફરકતો નથી? મારો ગર્ભ જરૂર ચોરાઈ ગયો હશે. આમ કહી રૂદન કરવા લાગ્યાં. આ વખતે વાજીંત્રો વાગતા હતા ને જે આનંદ પ્રવર્તતો હતો તે બંધ થઈ ગયો. ભ૦ મહાવીર માતાના ગર્ભમાં ત્રણ જ્ઞાન સહિત

આવ્યા હતા, તેથી અવધિજ્ઞાનથી આ બધુ કેમ બન્યુ છે તે જોયુ ને જાણ્યુ "અહો, મારી માતાને મારે માટે કેટલો મોહ છે! અંગ સંકોચવાથી માતાને આટલું બધુ દુઃખ થયુ છે, હજુ મારાં રૂપ લાગણીઓ તો જોયા નથી છતા આ હો અફસોસ કરે છે તો મારા જન્મ પછી તેમને કેટલો મોહ થશે! તેથી ભગવાને અભિગ્રહ ધારણ કર્યો કે જ્યા સુધી માતાપિતા જીવે ત્યા સુધી દીક્ષા લેવી નહિ. પોતાનુ અને માતાપિતાનુ આયુષ્ય કેટલુ છે તે તેઓ જાણતા હતા ચૈત્ર શુદ તેરસની રાતે ભગવાનનો જન્મ થયો એ સમયે ૬૪ ઇન્દ્રો ૫૬ દિક્ (દિશા) કુમારિકાઓ ભગવાનને મેરૂ પર્વત ઉપર લઈ જઈ અભિષેક કરે છે બારમે દિવસે ગુણનિષ્પન્ન 'વર્ધમાન કુમાર' એવુ નામકરણ થાય છે અઠ્ઠાવીસ વર્ષ પછી માતપિતાને સંથારો કરાવી પાવન કરી, ઉત્તમ પદ પમાડી દીક્ષા લેવાને તૈયાર થયા મોટા ભાઈના આગ્રહથી બે વરસ સંસારમા વધુ રોકાઈ ત્રીસ વર્ષની ઉમરે ભગવાને સંયમ અંગીકાર કર્યો

બંધુઓ! દર વર્ષે વીર જયંતી ઉજવવામાં આવે છે પણ સાચી જયંતી તો ત્યારે જ ઉજવી કહેવાય કે તેમના જેવા બનવા માટે આત્મ-સાધનાના પંથે પ્રયાણ કરીએ.

---

## વ્યાખ્યાન ૪૫ મું

આસો સુદ ત્રીજ બુધવાર, ૨૧-૯-૧૯૬૩

અનંતજ્ઞાની મહાપુરુષો કહે છે કે હે ભવ્ય આત્માઓ જાગો! તમે પ્રમાદવશ થઈ સત્ય માર્ગ ભૂલી ગયા છો. મહોદય

તમો પરિકલ્પમાણે શત દિવસ પરિતાપ વેઠી રહ્યા છો, પરિગ્રહલોલુપ બન્યા છો, તિજોરી ભરવાની ભૂખ છે પરતુ આખી દુનિયાની સંપત્તિથી ન ખરીદી શકાય એવુ માનવજીવન મળ્યુ છે તેને સાર્થક કરો.

મહારાજા ઉદાયન પૌષધશાળામાં આત્મચિંતવન કરવા ભગવાન ક્યારે પધારે તેની પ્રતિક્ષા કરે છે ધમ અને ધન જુદા છે પુરૂષ અને ધમ પણ જુદાં છે વૈદ્ય ચોપડવાની અને પીવાની જુદી જુદી દવા આપે છે પરતુ ચોપડવાની દવા પીવામા આવે તો પરિણામ કેવુ આવે? ધમ આત્માનો સ્વભાવ હોવાથી પીવાની દવા છે પુરૂષ ચોપડવાની દવા છે એ માત્ર દરવાજા સુધી જ લઈ જાય છે લોખંડ કરતાં તાંબુ, તાંબા કરતા રૂપુ, રૂપાં કરતાં સોનુ સોના કરતાં રત્ન અધિક મૂલ્યવાન ગણાય છે તેની ઉત્તરોત્તર કિંમત વધે છે પણ સમ્યક્ત્વ રત્નની તોલે કોઈ આવી શકે નહિ.

થોડાક સમય પહેલા વર્તમાનપત્રમાં જગતના જાણીતા હીરાઓ માટે માહિતી આવી હતી. એના જેવાં વજન અને કિંમત જણાવ્યા હતા તે મુજબ આજે જગતનો સૌથી મોટો હીરો જ્યુબીલી છે તેનુ વજન ૨૩૯ કેરેટનુ છે તેની કિંમત સિત્તેર લાખ રૂપિયા અંદાજ છે બીજા નંબરનો હીરો "રીજન્ટ" છે. તેનુ વજન ૧૩૭ કેરેટ છે તેની કિંમત રૂપીયા અડસઠ લાખ અંદાજ છે ત્રીજા નંબરનો હીરો ગ્રેટ મોગલ છે તેનુ વજન ૧૨૯ કેરેટ છે તેની કિંમત રૂપીયા પંચાવન લાખ અંદાજ છે ચોથા નંબરનો હીરો કોહીનુર છે તેનું વજન ૧૦૬ કેરેટ છે અને મૂલ્ય બાવન લાખ રૂપિયા છે આ બધામાં કોઇ હીરો કરોડ રૂપિયાનો નથી. માની લ્યો કે દુનિયામાં બીજા હીરાઓ ઘણા છે અને કદાચ તેની કિંમત એક કરોડ, બે કરોડ સુધીની હોય પરતુ આ બધા હીરાઓમાં કોઇપણ હીરો સમ્યક્ રત્નની તોલે આવશે? નહિ! એક બાજુ જગતનુ તમામ ઝવેરાત મુકાશે

અને બીજી બાજુ એક સમ્યક્ત્વ હોય, અરે એથી અધિક ચક્રવર્તીનુ આયુ શલ્ય સુધીકો પણ સમ્યક્ત્વનીતોલે નહિ જ આવે.

ગૌતમ સ્વામીને ભગવાને કહ્યું હતું, કે જીવના ૫૬૩ ભેદ છે એકાંત સમકિતના દશ ભેદ છે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થએલા દેવો પાસે જે સમૃદ્ધિ છે તેની આગળ મૃત્યુલોકની સમૃદ્ધિ તણુખલા જેટલી છે ચન્દ્ર અને સૂર્યની જરૂર પડતી નથી એવા તેજસ્વી રત્નો હોવા છતા તેની કિંમત સમ્યક્ત્વ રત્ન આગળ થઇ શકતી નથી" હવે તમને સમજાય છે ને કે મૂલ્યવાન વસ્તુ કઇ છે! સમ્યક્ત્વરૂપી સાચુ રત્ન, ભવ્યજીવને દષ્ટિ આપી ધર્મમાર્ગમાં સ્થિર કરી અનત અક્ષય સુખપદમાં લઇ જાય છે

નીતિશતકમા કહ્યું છે अपुत्रस्य गृहं शुन्य सन्मित्र रहितस्य च । પુત્ર અને સમિત્ર વગરનુ ઘર શૂન્ય છે તેવી જ રીતે સમ્યક્ત્વ વિના પણ શૂન્ય છે અબડ સન્યાસી' રાજગ્રહી જવાનો હતો ત્યારે મહાવીર સ્વામીએ સુલસા' શ્રાવિકાને ધર્મધ્યાનનો સદેશો કહેવડાવ્યો હતો સતો મળે ત્યારે વેપાર-ધંધાના કે બાલબચ્ચાંના ખબર ન પૂછે પરતુ જ્ઞાનવૃદ્ધિ કરી, વાંચન કરો છો ને, ધર્મધ્યાન કરો છો ને? વગેરે પૂછે છે

માનવ અપૂર્વ શક્તિનુ કેન્દ્ર છે હજારો પાવર હાઉસની શક્તિ કરતાં માનવશક્તિ ઘણી કીંમતી છે જીવનને વૈભવ-વિલાસમાં ન ગુમાવો, ત્યાગ વૈરાગ્યના પાઠ શીખો પ્રમાદ છોડો, સાચી સમજ મેળવો કેવળ પોપટિયુ જ્ઞાન એ અજ્ઞાનછે જે સાભળો તેને બરાબર સમજો, સમજ્યા પછી વિચારો, વિચાર્યા પછી હેય અને ઉપાદેય શુ છે ગ્રહણ કરવા યોગ્ય ને છોડવા યોગ્ય શુ છે તે વિચારો. સમજણવાળુ જ્ઞાન જ પ્રકાશ પાથરશે.

અબડને ભગવાન સદેશો કહેવડાવે છે ત્યારે તેને આશ્ચર્ય થાય છે કે એક સ્રીને ભગવાન સદેશો કહેવડાવે ત્યારે તે કેવી ભાગ્યવાન હશે!

એવા મનમાં એમ વિચારે કર્યાં અપાર, કર્યાં ન્યાર!
રાજા રાણીને નહિ શેઠ શાહુકારને નહિ સારથીના શા માન!
— પ્રવાસી થઈ ને રે કહેશ.

સુલસા શ્રાવિકા, નાગ નામના સારથીની પત્ની છે. ભગવાનનો સંદેશો કહેતાં પહેલાં તેની કસોટી કરવી જોઈએ એમ અંબડે વિચાર્યું. તમે પણ વિચારજો. પુણ્યનો ઉદય હોય ને તમારું ઉપાદાન તૈયાર હોય તો જ ગુરુ મુખથી ટકોરા કરવાનું નિમિત્ત મળે. અંબડે લક્ષ્મીપતિ વિષ્ણુનું રૂપ લીધું. ગામમાં વાત ચાલી એટલે ટોળેટોળાં દર્શને આવ્યા પણ સુલસા ન ગઈ. બીજે દિવસે એણે બ્રહ્માનું રૂપ લીધું તો પણ ભગવાનની સાચી શ્રાવિકા દર્શને ન ગઈ. ત્રીજે દિવસે ત્રીજું રૂપ લીધું.

" દર્શન કરે લોક બધા સૌ સુલસા નવ દેખાય,
પ્રભુની લીલા ખોટી કરીથી એમાં એ નિશ્ચળ જાય. પ્રવાસી

અંબડ વિચારે છે કે મારી ત્રણ ત્રણ યુક્તિઓ નિષ્ફળ ગઈ અને મહાવીરની શ્રાવિકા મારા દર્શને ન આવી. સુલસા ન ડગી ત્યારે તેણે વિચાર્યું ભગવાન મહાવીર ઉપર તેને શ્રદ્ધા છે તો હું તીર્થંકરનું રૂપ ધારણ કરું.

" પચ્ચીસમો તીર્થંકર હું છું કહે એમ પોતાય,
ભક્તો ભેળાં ભેગાં ઊમટ્યાં, પેલાં થઈ દરખાવ. પ્રવાસી
અંબડ જી ન હતી રે સુલસા પાખંડ સૌ સમાન,
જૈન શાસનમાં સાચી રે ભલી, અંબડ જોઈ હરખાય. પ્રવાસી

સુલસા વિચારે છે કે મારા ભગવાન પધાર્યા હોય તો તેની લીલા આવી ન હોય. તેમનું સાંભળતા મારાં રૂંવાડાં આનંદથી ઊભરાઈ જાય. આ તો કોઈ પાખંડરૂપ ધારણ કરીને નીકળી પડ્યો છે. અંતે અંબડ થાક્યો. બધી લીલા સંકેલી ભગવાનનો સંદેશો કહેવા સુલસા શ્રાવિકાને ત્યાં આવે છે ને કહે છે– ' માતાજી ચંપાપુરીમાં ભગવાન મહાવીરને મેં વંદ્યા હતા. ભગવાન મહાવીરે આપને ધર્મ ધ્યાનના સંદેશો કહાવ્યા છે " આટલું

સાંભળતા, જ સુલસાનું હૃદય હર્ષ અને આનંદથી વિકસિત થઈ ગયું

પ્રાચીન કાળના શ્રાવક-શ્રાવિકા જિનેશ્વરનું નામ સાંભળી આનંદિત થઈ જતા ને શ્રદ્ધાથી જિનવાણી સાંભળી અર્થ ગ્રહણ કરતા. શુદ્ધ વિનયપૂર્વક પ્રશ્ન કરતા વ્યાખ્યાન સાંભળી સિદ્ધાંતની ચર્ચા-વિચારણા અને ખુલાસા કરતા તમે બધા વર્ષ દરમ્યાન અનેક સાધુ-સાધ્વીઓનાં પ્રવચનો સાંભળો છો એથી તમને આનંદ ને તૃપ્તિ થાય છે ને? ભગવાન જિનેશ્વરની વાણીનું માહાત્મ્ય ઓછું નથી દેવ દેવીઓ અને ઇન્દ્ર-ઇન્દ્રાણી બત્રીસ પ્રકારના નાટકો અને અનેક પ્રકારના સુખભોગ છોડી, જિનેશ્વર ભગવાનની વાણી સાંભળવા આવતા. એ વાણીનો પ્રવાહ ગણધરોએ ઝીલ્યો હતો અને આચાર્યોએ લખ્યો હતો જે આજે સંતો તમને સમજાવી રહ્યા છે એ માટે તાલાવેલી હોવી જોઈએ. એ વાણીના પ્રભાવથી પાપીજનો પુણ્યશાળી બને છે ભગવાન મહાવીર પાસે રહેનારો ગોશાળો તેજુલેશ્યા શીખ્યો હતો. તેને ૧૧ લાખ શ્રાવકો હતા ગોશાળાનું જીવન ધમકથી ભરેલું હતું ગોશાળો પ્રભુ ઉપર તેજુલેશ્યા મૂકે છે ભગવાનના બન્ને શિષ્યોને ગોશાળાએ બાળી મૂક્યા છતા ભગવાનને ગોશાળા પર ગૌતમ જેટલો પ્રેમ હતો. ભગવાનના શરીરની આસપાસ તેજુલેશ્યાએ ત્રણવાર પ્રદક્ષિણા કરી પરંતુ તે ભગવાનના શરીરમાં પ્રવેશી શકી નહિ તે પાછી વળીને ગોશાળાના કોઠામાં પેસી ગઈ

બંધુઓ! થોડા પણ કર્મનો ઉદય થાય છે ત્યારે આપણે આકુળવ્યાકુળ થઈ જઈએ છીએ ગોશાળાએ ભગવાન ઉપર તેજુલેશ્યા મૂકતા પહેલા વિચાર કર્યો ન હતા તેના કોઠામાં તે પેસી ગઈ તો પણ વિચાર નથી કરતો. પરંતુ કહેવા લાગ્યો કે "હે કાશ્યપ ગોત્રીય! તું છ મહિનામાં રીબાઈ રીબાઈને મરીશ

આવાં વચનો કહેવા છતાં ભગવાન દયાળુ છે તેઓ વિચારે છે કે મારે ગોશાળાને બચાવવો અને તેનો અંતિમ સમય સુધારી લેવો. ભગવાને કહ્યું 'હે ગોશાલક! તારે બેતવું હોય તો બેતીજ, આજથી સાતમે દિવસે તારૂં મૃત્યુ છે, ને મારે તો હજુ સાડાસોળ વર્ષ સુધી વિચરવાનું છે" ક્યાં ગોશાળાનો કોપ અને ક્યાં મહાવીરની દયા! ગોશાળાને આખા અંગે કાળી બળતરા ઉઠવા માંડી, ઊંઘ આવતી નથી, સાત દિવસમાં હેરાનહેરાન થઈ ગયો. છેલ્લે દિવસે પોતે જીવવાનો નથી એવા વિચારથી પોતાના ભક્તોને બોલાવીને કહે છે "તમારા ભગવાન નિર્વાણ પધાર્યા છે! તમે મારા શરીરને પછી નવરાવજો બાવનાચંદનના વિલેપન કરજો અને સુંદર પદાર્થોથી મઘમઘાયમાન કરજો. મારી શિબિકાને સારી રીતે શણગારી મહોત્સવ કરીને કહેજો કે ભગવાન નિર્વાણ પધાર્યા છે" આમ મરતા સુધી ઘમંડ કરવાનું બાકી રાખ્યું નહિ. પરંતુ મરવા આડી એક ઘડી બાકી રહેતા વિચાર આવ્યો કે મેં આ શું કર્યું! હું મરી ગયો મારી તેજોલેશ્યાએ જ મારો વ્યાઘાત કર્યો. મેં ઉપકાર પર અપકાર કર્યો. ભગવાનના બે શિષ્યોને બાળી મૂક્યા. જેણે મને પાંખો આપી તેના જ હું અવર્ણવાદ બોલવા ઉઠ્યો. હું સર્વજ્ઞ નથી. હે ભગવાન મહાવીર, હું આપને અહીંથી જ ખમાવું છું કે પ્રભુ મને મારા પાપની ક્ષમા આપજો. અંતઃકરણથી પાપનો પોકાર કરે છે ને પશ્ચાત્તાપ કરે છે હજારો વર્ષનાં પાપોનો પશ્ચાત્તાપ કરે છે હજારો વર્ષનાં પાપ પશ્ચાત્તાપથી ખતમ થઈ જાય છે કારણકે સોનું અગ્નિમાં મૂકવાથી શુદ્ધ થઈ જાય છે પરંતુ પસ્તાવો કરતા જવું ને નવાં કર્મો બાંધતા જવા એ તો યોગ્ય નથી જ એક બાજુ મિચ્છામિ દુક્કડં કહેવું અને બીજી બાજુ એજ એ જ! ગોશાળાની આલોચના અંતઃકરણની હતી. પોતાનું પાપ પ્રકાશીને બોલે છે ને કહે છે:– 'મારા પગે કાથીની દોરી બાંધજો ને રાજમાર્ગ પરથી ઢસડતા ઢસડતા લઈ જજો. મારા મોં પર થૂંકજો અને સૌને કહેજો કે

મહાપાપ કરનાર મંખલીપુત્ર મરીને ચાલ્યો ગયો છે સાચા સર્વજ્ઞ તો મહાવીર જ છે" આ રીતે એક વખતના ધમંડી ગોશાલકે પોતાનું અભિમાન છોડી દીધું બગડી આત્મ સ્વરૂપનું ભાન કરી સમ્યક્ત્વ પામી ગયો. ને કાળ કરી બારમા દેવલોકે ગયો.

ગૌતમસ્વામીએ ભગવાનના વચનો સાંભળી હૃદયમાં અવધાર્યાં. માનવ તિરસ્કાર પાત્ર નથી, તેની પ્રકૃતિ તિરસ્કાર પાત્ર છે આરંભ અને પરિગ્રહ અધોગતિમાં લઈ જનાર છે સામાયિક કરતાં કેડે આવી ન હોય તો જલદી જલદી પૂરું કરવાની ગડ જુઓ છો આ કેવું મમત્વ ! 'વિદ્યુત લક્ષ્મી, પ્રભુતા પતંગ" વિજળીના ઝબકારા જેવી લક્ષ્મી ક્યારે જશે રેશે તે કહેવાય નહિ. અનાદિ સંસારરૂપ ગ્રીષ્મમાં, જન્મ મરણાદિ નિર્જન વનમાં કષાયોના તાપથી અને વિષયતૃષાથી પીડિત આત્માને જિનશાસનરૂપી અતિ શિતળ છાયા મળી છે જ ભલી અમને આંખ મળી છે મિથ્યાત્વ એટલે ખોટી માન્યતા અને સમ્યક્ત્વ એટલે સાચી માન્યતા. 'ભગવાન અવતાર લે છે, આત્મા અણુભગુર છે' વગેરે મિથ્યાજ્ઞાન છે જે વસ્તુ જે સ્વરૂપે છે તે જ સ્વરૂપે માન્ય કરવી તે સમ્યક્ત્વ છે

મહારાજા ઉદાયન આત્મસ્વરૂપનું ચિંતવન કરતા વિચારે છે કે ભગવાન મહાવીર અહીં મૃગવન ઉદ્યાનમાં ક્યારે પધારે ને હું તેમને વાંદીને જિનેશ્વર દેવની વાણી સાંભળું આવો અવસર ક્યારે મળે ને ક્યારે હું મારા જીવનને ધન્ય બનાવું ! હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

હુ એમને માફ કરજે, કારણ કે તેઓ શુ કરી રહ્યા છે તેનુ તેમને ભાન નથી." ભગવાન મહાવીર દેવને ચડકૌશિકે ડંખ દીધો તો પણ ભગવાને તેનુ કલ્યાણ જ ઇચ્છયુ ગોશાળાએ તેજુલેશ્યા મૂકી ભગવાનનો નાશ કરવા વિચાર્યુ" તો પણ શાંત ભાવમાં લીન રહી ભગવાને તેનુ કલ્યાણ જ ઇચ્છયુ ગજસુકુમારના માથા ઉપર અગારા મુકયા તો પણ તેમણે સોમલનુ ભલુ ચાહ્યુ મહાન પુરુષોએ ક્રોધ ઉપર આ રીતે વિજય મેળવ્યો છે

સ્વાતિ નક્ષત્રમાં પાણીનુ બિંદુ સાગરમા પડે તો તે ખારુ થઈ જાય છે, પરતુ માછલી ઝીલી લે તો તેનુ મૂલ્યવાન મોતી બને છે કમળના પાંદડા ઉપર પડે તો એ સુકાઈ જાય છે અને સર્પના મુખમા પડે તો કાતીલ ઝેર થાય છે પાણી એક જ છે, ઝીલનાર પાત્રમાં ફેર છે દેવાનુપ્રિયા ! સર્વજ્ઞ પુરુષોની વાણી સ્વાતિનક્ષત્રના જલબિંદુ જેવી છે જેવી યોગ્યતા હશે તેવી રીતે ઝીલાશે. સુલભબોધી આત્માઓ એક જ શબ્દ સાંભળતાં પોતાના આત્મામાં રણકાર વગાડી દે છે

અજ્ઞાન મોટુ દુ ખ છે પરતુ આ ખારુ દૂર કરવા ઝડપથી [illegible] કરો છો તેવી જ રીતે આત્માનુ અજ્ઞાન દૂર કરવા તત્પર રહો. લક્ષ્મી મેળવવા કરતા વિશેષ તમન્ના જ્ઞાન મેળવવાની રાખો. વીરવાણી સાંભળનારને જ્ઞ. ચેતનનુ ભેદજ્ઞાન થવુ જોઈએ. નદી સૂત્રમાં કહ્યુ છે કે ક્ષીરમિવ હંસા દસ હસ નીરક્ષીરનો વિવેક કરી દૂધમાં રહેલુ પાણી છૂટુ પાડી દૂધ ગ્રહણ કરીલે છે તેમ ગુણગ્રાહક દૃષ્ટિ કેળવવી જોઈએ. દૃષ્ટિમાં ગુણ હશે તો બધે ગુણ દેખાશે. કાદવવાળા ખાતરમાં પણ ગુણ જ દેખાશે. ઘાસ, રાખમા પણ ગુણ છે દેવાનુપ્રિય આત્માઓ ! હસની જેમ નીરક્ષીર વિવેક કરી સ્વ પરનો જડ ચેતનનો વિવેક કરી આત્મા અવિનાશી, શાશ્વત અને ધ્રુવ છે તની શ્રદ્ધા કરો.

# વ્યાખ્યાન ૪૬ મુ

ભાદરવા સુદ ચોથ. ગુરુવાર ૨૨-૮-૧૯૬૩

સુજ્ઞ બંધુઓ અને બહેનો! જગતના જીવોના એકાંત હિત માટે સર્વજ્ઞ પુરુષો, દિવ્ય સંદેશો આપી ગયા છે આજે પર્યુષણનો સાતમો દિવસ છે, કાલે સંવત્સરી પર્વ છે કોઈ ક સ્વજનના આ મંગલકારી દિવસો છે મહાસજ્જનનું આગમન થવાનું હોય ત્યારે ગલી, રસ્તા વગેરે સાફ કરીએ છીએ તેમ સમક્તિરૂપી મહારાજાના આગમન નિમિત્તે કષાય કચરાને દૂર કરવો પડશે એટલું જ નહિ તપશ્ચર્યા, દાન ધર્મકરણી પણ કરવી પડશે. એના આગમનથી અનંતો સંસાર ઘટી જશે. ક્રોધ ધગધગતો જ્વાળામુખી છે જે સર્વને બાળીને ભસ્મ કરી દે છે જ્વાળામુખી એટલે બીજી રીતે કહું. ક્રોધો વિષં કિં મમર્થ મહિમા। સંસારમાં ઝેર પણ છે ને અમૃત પણ છે જેના સેવનથી મૃત્યુ થાય તે ઝેર. દ્રવ્ય ઝેર જ મનો નાશ કરે પણ ભાવઝેર જ ભોજ મ સતાવે. ક્રોધવશ બનાર પોતાનો પણ નાશ કરે છે ને બીજાનો પણ નાશ કરે છે ક્રોધવશ થવાને કારણે દ્વિપાયન ઋષિને હલકી જાતિના દેવમા જ મ લેવો પડયો હતો. ક્રોધ રૂપી 'જ્વાળામુખી કરોડોના 'તપને' પણ બાળી નાખે છે. ક્ષમા એજ ઔષધ છે ક્ષમારૂપી ટાંકી સદા સાથે રાખજો કે જેથી ક્રોધરૂપી જ્વાળામુખીને શાંત કરી શકાય. 'સ્નેહી' મિત્રો પર પ્રેમ રાખો છો તેવો જ 'શત્રુ ઉપર' પ્રેમ' રાખો.

શત્રુ ઉપર પ્રેમ રાખવો, શાપ આપનારને કે ગાળ દેનારને આશીર્વાદ આપવા એવું કઠણ કામ કરનારના જીવનમા કદી અશાંતિ નથી હોતી. ઈશુખ્રિસ્તને જ્યારે વધસ્થંભ પર લઈ ગયા ત્યારે આંખ નમી કરુણા વરસાવતા તેઓ બોલ્યા હતા કે "હે પિતા

માતાને કહે છે –"હે માતા, શરીર ક્ષણભંગુર છે આત્મા અનશ્વર છે કેમકે તે ભૂતકાળમાં હતો, વર્તમાનમાં છે ને ભવિષ્યમા હશે. આજ સુધી આ જીવ મોહની બેડીમા જકડાઈ ચારગતિ, ચોવીસ દંડક ને ચોરાશી લાખ જીવયોનીમા ભટક્યો છે તમારા રાજપાટમા હવે મને આનંદ નથી એક જ વખત ભગવાનની દેશના સાભળવાથી એના ઉપર આટલી અસર થઈ ત્યારે તમે તો, રોજ સાભળો છો. આ સંસાર છોડવાનો ઉલ્લાસ આવે છે કે નહિ! મહારાજ કહેતા ભલા આપણે સુણતા ભલા. તેનું એક દૃષ્ટાંત.

દરરોજ વ્યાખ્યાન સાભળવા આવતા એક શેઠ એક દિવસ ગેરહાજર કેમ રહ્યા તેના કારણના મહારાજને કહે છે કે કારણ કહેવાય એવું નથી. મહારાજે એ વિષે આગ્રહ રાખ્યો નહિ, પરંતુ એક ટીખળી બહુ પાછળ પડયો ત્યારે શેઠે કહ્યું 'ભાઈ મારો પૌત્ર બુદ્ધિશાળી છે તે વાતને તરત પકડી લે છે અહીં તો મહારાજ રોજ બોધ આપે છે કે ખોટું બોલશો નહિ તોલમાપ સાચા રાખજો મોહ મમતા છોડજો. પણ આપણે તો આ બધું સાંભળીને અહીં મૂકી જઈએ પણ એણે જો આ વાત પકડી રાખી તો પછી વેપાર વ્યવહારનું શું થાય? એ આવવા જીદ્દ પકડ્યો એટલે મે પણ માંડી વાળ્યું તેથી હું ગેરહાજર રહ્યો.! આટલા પ્રવચનો સાભળ્યા પછી આ સ્થિતિ હોય તો શું કહેવું?

"आयुर्गलत्याशु न पापबुद्धिर्गतं वयो न विषयाभिलाष।
यत्नश्च भैषज्य विधौ न धर्मे स्वामीन्महामोह विडम्बना मे॥

રત્નાકર પચીસી, શ્લોક ૧૫

મોહની વિડંબના કેટલી બધી છે? આયુષ્ય જાય છે પણ પાપબુદ્ધિ જતી નથી. યૌવન જાય છે પણ વિષયાભિલાષા જતી નથી. ઔષધિનો પ્રયત્ન થાય છે, ધર્મનો નથી થતો. દેવાનુપ્રિય, અત્યારથી જ પાપભીરૂ બની પાપથી દૂર રહો હિતના સોદા

કોઈ રે વ્હોરાવે આહાર પાણી રે, કોઈ વ્હોરાવે પાત્રાની જોડ,
કોઈ રે વ્હોરાવે કાંબળી, હું રે વ્હોરાવું મારા પુત્રને રે."

"હે પ્રભુ! મારા પ્રિય પુત્રની સંભાળ રાખજો, ભૂખ્યા તરસ્યાની ખબર લેજો. એણે જીવનમાં તડકા છાંયડા જોયા નથી." દેવકીની આંખમાંથી આંસુઓ પડે છે, પરંતુ ભગવાન જાણે છે કે એ તો મોક્ષનું મોતી છે ગજસુકુમારને દીક્ષા આપ્યા પછી કૃષ્ણ–દેવકી ઘેર ગયા. અંતરંગ વૈરાગી, જવાબદારી કરવા સમર્થ બનેલા ગજસુકુમારમુનિ, ભગવાનને વંદના નમસ્કાર કરી કહે છે "પ્રભુ, જો આપ આજ્ઞા આપો તો હું સ્મશાન ભૂમિ પર જઈ બારમી પડિમા વહન કરું " જ્ઞાનસ્થવિર અને સંયમ સ્થવિર વિના બારમી પડીમા વહન કરી શકાય નહિ છતાં ભગવાન બધું જાણે છે તેથી કહ્યું **अहासुहं देवाणुप्पिया, मा पडिबंधं करेह** હે દેવાનુપ્રિય, તને સુખ ઉપજે એમ કર, વિલંબ ન કર"

એ જ દિવસે દીક્ષિત થએલા સુકુમાર રાજકુમાર બારમી પડિમા વહન કરવા નિકળ્યા સ્મશાનભૂમિમાં ગયા બારમી પડિમા વહન કરી કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભા રહ્યા. તે વખતે ત્યાંથી પસાર થતો સોમીલ બ્રાહ્મણ ગજસુકુમારને સાધુ વેશમાં જોતાં ખૂબ જ ક્રોધે ભરાયો, કેમકે એની પુત્રી સોમાકુમારીને અંતેઉરમા એણે લીધી હતી "સાધુ જ થવું હતું તો મારી પુત્રીને અંતેઉરમાં શા માટે લઈ જવા દીધી" એમ કહી ક્રોધે ભરાએલા સોમીલે ગજસુકુમારના માથા ઉપર માટીની પાળ બાંધી, અંદર ધખતા અંગારા ભર્યા, પરંતુ બાળમુનિ ધીરજપૂર્વક ક્ષમા ધારણ કરી રહ્યા. 'હે ચેતન, રખે તું માનતો કે હું બળું છું હું મરું છું હું તો શાશ્વત અને નિત્ય છું હસતા મુખે ક્ષણભંગુર શરીર તું છોડ. પરણીને સાસરે ગયો હોત તો સસરા પાંચ પચાસની પાઘડી બંધાવત, પરંતુ આજે તો કૃપા કરી કર્મની ગાંઠ તોડવામાં ને મોક્ષનગરી જવામા બહુ સહાય કરી છે "

ગોઠ એરહાજર રહેવાનું સાચું કારણ બતાવતા આસક્તિનો ત્યાગ કર્યો. નદીમાં રહેલો પત્થર વખત જતાં ગોળ થાય જ છે તેમ પ્રવચનો સાંભળતાં એમનો હૃદયપલટો થયો.

" કરત કરત અભ્યાસ કે  જડમતિ હોત સુજાન,
રસરી આવત જાત હૈ, શીલ પર પરત નિશાન.

અભ્યાસથી મૂર્ખ હોશિયાર બને છે કૂપ ( પાણીના મોટી શીલા ઉપર ખાડા પડી જાય છે પાણી સીંચવાની ગરેડી ઘસાઈ જાય છે, તો પછી ચેતનવાળો માણસ પ્રવચનો સાંભળી સુધરે એમાં નવાઈ શી !

ગજસુકુમારે માતા પાસે વિતરાગ માર્ગે જવાની અનુજ્ઞા માગી તો માતાએ કહ્યું : "હે બેટા તું આ શું બોલે છે ? જે સુખ માટે લોકો તપ કરી દેવની આરાધના કરે છે તેને તું છોડવા તૈયાર થયો છે ! તારી વાત મારે માટે મોટા આઘાતરૂપ છે સંયમ માર્ગ વીરનો છે કાયરનો નથી. સ્નેહીજનોના સ્નેહ પાશ છોડી, જગત તરફ આસક્તિ કેળવવા માટે તું હજુ ઘણો નાનો છે " માતાએ તથા કૃષ્ણમહારાજે ખૂબ સમજાવ્યો છતાં જેને હાડહાડની મીંજામાં રંગ લાગ્યો છે તેને કોઈ રોકી શકતું નથી અંતે કૃષ્ણે કહ્યું  માતા દેવકીની ઈચ્છા છે કે તું એક દિવસનું રાજ ભોગવ." ગજસુકુમારે મૌન રાખ્યું પરંતુ ત્રિખંડ અધિપતિ વાસુદેવે તેમનો રાજ્યાભિષેક કરી રાજસિંહાસન પર બેસાડયા અને કહ્યું : "તમે અમારા રાજા છો. અમને આજ્ઞા કરો." ગજસુકુમારે કહ્યું : "ભાઈ ભંડારમાંથી ત્રણ લાખ સોનૈયા કાઢો ને તેમાંથી એક લાખના પાત્ર મંગાવો એક લાખના રજોહરણ મંગાવો ને એક લાખ હજામને આપો. આ રીતે ગજસુકુમારનો વરઘોડો કાઢી માતા દેવકી અને શ્રીકૃષ્ણ વગેરે ભ. નેમિનાથ પાસે જાય છે ત્યાં માતા દેવકી કહે છે । —

કોઈ રે વ્હોરાવે આહાર પાણી રે, કોઈ વ્હોરાવે પાત્રની જોડ,
કોઈ રે વ્હોરાવે કાંબળી, હુ રે વ્હોરાવુ મારા પુત્રને રે."

"હે પ્રભુ! મારા પ્રિય પુત્રની સભાળ સભાળજો, ભૂખ્યા તરસ્યાની ખબર લેજો. એણે જીવનમાં તડકા છાંયડા જોયા નથી." દેવકીની આંખમાંથી આંસુઓ પડે છે, પરતુ ભગવાન જાણે છે કે એ તો મોક્ષનુ મોતી છે ગજસુકુમારને દીક્ષા આપ્યા પછી કૃષ્ણ-દેવકી ઘેર ગયા. અતરગ વૈરાગી, ભવકટ્ટી કરવા સમર્થ બનેલા ગજસુકુમારમુનિ, ભગવાનને વદણા નમસ્કાર કરી કહે છે "પ્રભુ, જો આપ આજ્ઞા આપો તો હુ સ્મશાન ભૂમિ પર જઈ બારમી પડિમા વહન કરુ" જ્ઞાનસ્થવિર અને સયમ સ્થવિર વિના બારમી પડીમા વહન કરી શકાય નહિ; છતાં ભગવાન બધુ જાણે છે તેથી કહ્યુ મહાસુય દેવાણુપ્પિય' મા પડિબધ કરેહ હે દેવાનુપ્રિય, તને સુખ ઉપજે એમ કર વિલબ ન કર"

એ જ દિવસે દીક્ષિત થએલા સુકુમાર રાજકુમાર બારમી પડિમા વહન કરવા વિકરાળ સ્મશાનભૂમિમા ગયા. બારમી પડિમા વહન કરી કાયોત્સર્ગ ધ્યાનમાં ઊભા રહ્યા. તે વખતે ત્યાથી પસાર થતો સોમીલ બ્રાહ્મણ ગજસુકુમારને સાધુ વેશમાં જોતાં ખૂબ જ કોપે ભરાયો, કેમકે એની પુત્રી સોમાકુમારીને અતેઉરમાં એણે લીધી હતી. સાધુ જ થવુ હતુ તો મારી પુત્રીને અતેઉરમાં શા માટે લઈ જવા દીધી ' એમ કહી કોપે ભરાએલા સોમીલે ગજસુકુમારના માથા ઉપર માટીની પાળ બાધી અદર ખેરના અગારા ભર્યા, પરતુ બાળમુનિ ધીરજપૂર્વક ક્ષમા ધારણ કરી રહ્યા 'હે ચેતન, રખે તુ માનતો કે હુ બળુ છુ, હુ મરુ છુ હુ તો શાશ્વત અને નિત્ય છુ હસતા મુખે ક્ષણભગુર શરીર તુ છોડ. પરણીને સાસરે ગયો હોત તો સસરા પાંચ પચાસની પાઘડી બધાવત, પરતુ આજે તો કૃપા કરી કર્મની જજીર તોડવામાં ને મોક્ષનગરી જવામા બહુ સહાય કરી છે '

બંધુઓ! કેવી એની ક્ષમા છે! તપ કરનારા ઘણા મળશે પરંતુ આવી ક્ષમા ધારણ કરનારા તો વીરલા જ છે દેવાનુપ્રિયા, ગજસુકુમારે ધગધગતા અંગારાના પરિસહને સહન કર્યો. એને આત્માનો સર્વત્ર વિવેક થઈ ગયો છે જડચેતનનો ભેદ સમજાઈ ગયો છે સમભાવે પરિસહ સહન કરી અંતગડ કેવળી બની મોક્ષનગરીમાં સીધાવી ગયા. જે અર્થ સાધવા આવ્યા હતા તે સાધી ગયા. આવા ઉપસર્ગોના પ્રસંગો અત્યારે ઓછા બને છે પરંતુ આપણા જીવનમાં વચનનો પરિસહ જીતી શકીએ તો ગજસુકુમારે અંગારા વેઠીને નિર્જરા કરી તેટલી નિર્જરા આપણે જરૂર કરી શકીએ. ભગવાન નેમિનાથના દર્શન અને ઉપદેશ, સ્વકલ્યાણ કરવામાં નિમિત્તરૂપ બન્યા ઉપાદાન જાગ્રત હતુ તેથી કલ્યાણ થઈ ગયુ

તે જ રીતે મહારાજા ઉદાયનનું કલ્યાણ થવામાં ભગવાન મહાવીર નિમિત્તરૂપ થવાના છે ઉદાયન ભાવના ભાવે છે કે મારા નાથ મારી નગરીમા પધારે તેની ભાવના જાણી ભગવાન ચંપાપુરીથી વિહાર કરતા કરતા ત્યાં પધારશે તેના ભાવ અવસરે કહેવાશે

---

## વ્યાખ્યાન ૮૭ મુ

ભાદરવા સુદ પાંચમ, ગુરુવાર, ૧૪-૯-૧૯૬૧

### સંવત્સરી પર્વ

સુજ્ઞ બંધુઓ સુશીલ માતાઓ અને બહેનો આજે મહા

સિદ્ધ થએલી ભગવાનની શાશ્વતી વાણી તેનુ નામ સિદ્ધાંત. ધર્મ સિવાય કોઈ સ્વજન નથી.

માતા કહે મેરા પુત સપુતા બેની કહે મેરા ભૈયા
ઘરકી જોરુ યો કહે સબસે બડા રુપૈયા

સંસારે તો ધનનુ સગપણુ અવળુ ગવયુ છે સ્વાર્થ સિવાય સંસારમાં બીજુ સંભવે પણ શુ ? આજે પાપની આલોચના કરવાનો દિવસ છે જૈનોની સંવત્સરી લોકોત્તર પર્વ છે જેને હિંદુઓ ઋષિપંચમી કહે છે આજના દિવસે તેઓ ઉપવાસ કરે છે ને અન્ન ખાતા નથી.

સંવત્સરી પર્વની મહત્તા સમજો ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળના બને મળીને બાર આરા ભેગા થાય ત્યારે એક કાળચક્ર થાય છે પાંચમો આરો પૂરો થઈ છઠ્ઠો આરો બેસે તે દિવસે અષાઢ શુદ પુનમનો દિવસ હોય છે તે સમયે સંવર્તક નામનો વાયરો વાશે. જૈનધર્મના આરાધકો પાંચમા આરાના છેડા સુધી રહેવાના છે એ દિવસે એક સાધુ એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા આ પાંચમા આરાના છેડા સુધી રહેવાના છે સંવર્તક વાયરો વાવાનો સમય થશે ત્યારે દેવ આવીને આ ચાર જીવોને કહેશે કે આરો બદલવાની તૈયારી છે માટે તમે અઢારે પાપને આલોવી પાપની વિશુદ્ધિ કરી, પાપને ત્રિવિધે વોસરાવી, સર્વ જીવોને ખમાવી સંથારો કરો તે ચારે જીવો સમાધિપૂર્વક કાળ કરી દેવલોકે જશે. સંવર્તક વાયરાને લીધે ગિરિ, વૃક્ષો અને પર્વતો તૂટી પડશે. પાંચમો ઉતરી છઠ્ઠો આરો બેસતાં ચાર બોલ વિચ્છેદ જશે. પહેલે પહોરે જૈનધર્મ વિચ્છેદ જશે, બીજે પહોરે ૩૬૩ પાખંડી-મિથ્યાત્વીનો ધર્મ વિચ્છેદ જશે. ત્રીજે પહોરે રાજનીતિ અને ચોથે પહોરે બાદર અગ્નિ વિચ્છેદ જશે. મકાનો તૂટી પડશે, સારા માણસો રહેશે નહિ ચોર કર્મ કરનારા પાપી જીવો રહેશે. ગયા જમાનાના

છઠ્ઠો આરો પણ એકવીશ હજાર વર્ષનો છે ને તે દુષમમા દુષમ આરો છે એકધારા ૪૨ હજાર વર્ષ પૂરા થતા બીજા આરાની શરૂઆતમા સાત દિવસ સુધી એકધારો પુષ્કરાવર્ત નામનો વરસાદ થશે. તેથી ધરતી ધોવાઇને સાફ થઇ જશે પછી સાત દિવસ અમૃતનો વરસાદ થતા સાત દિવસ ઉઘાડ નીકળશે. સાત દિવસ પુષ્કરાવર્ત ને સાત દિવસ દૂધનો વરસાદ થશે. એમ ૪૯ દિવસે ભાદરવા શુદ પાંચમ આવશે, વરસાદથી ધરતીમા કણ પેદા થશે અને ઘાસ ઉગશે. માંસ ખાઈને રહેનારાઓએ માંસાહારનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો

આજે માંસાહાર વધી રહ્યો છે પાકીટ, પર્સ માં હિંસક ચામડાનો ઉપયોગ થાય છે માછલી મારી તેમાંથી મળતા મોતીના દાગીના પહેરાય છે એવી આડકતરી હિંસા ખૂબ છે અંતરથી અહિંસાના સ્વરૂપને સમજી મિચ્છામિ દુક્કડં દેશો તો જ સાચું છે વીતરાગ વાણી સમજ્યા પછી અહિંસા અને ક્ષમા જીવનમાં અવશ્ય આવવા જોઇએ. કષાય ઉપર વિજય મેળવી ક્ષમાપના કરવાનો આજે મંગલ દિવસ છે વર્ષોના વેર ભૂલી જઇ જીવનના ચોપડા ચોખ્ખા કરવાનો આજે દિવસ છે નવા ચોપડામા લખો છો કે ગૌતમ સ્વામીની લબ્ધિ મળજો, અભયકુમારની બુદ્ધિ મળજો કયવન્ના શેઠનું સૌભાગ્ય મળજો અને શાલિભદ્રની ઋદ્ધિ મળજો. લખવામા જેવા ચતુર છો તેવા કામ કરવામાં ચતુર છો ખરા કે?

બોલવામાં ભાષાસમિતિની યોગ્યતા જોઈશે. વચન શુદ્ધિ જોઇશે. તલવારની જેમ વચન પણ મ્યાનમા રાખવાં જોઇએ. અભય કુમારની બુદ્ધિ માગો છો તો તે વિષે જાણો.

શ્રેણિકે અભયકુમારને રાજ્ય સંભાળવા કહ્યું અભયકુમાર મુકુટમાં ફસાવા ઇચ્છતા નથી. તેથી તેણે કહ્યું "ભગવાનને પૂછીને હું તમારી આજ્ઞા પાળીશ." ગ્રામાનુગ્રામ વિચરતા ભગ

યોગ નિરોધ થાય છે કર્મબંધનના ચાર કારણો ગુણસ્થાનકની શ્રેણી ઉપર ચઢતાં ચઢતાં છૂટતા જાય છે

બધાં કર્મોની જડ (મૂળ) મિથ્યાત્વમાં છે અમાસની અંધારી રાત કરતાં પણ વિશેષ અંધકારમય છે માટે મિથ્યાત્વનો સૌથી પહેલા ત્યાગ કરો. અનાદિના મિથ્યાત્વને તોડવા વીરવાણીનો ઉપદેશ આજે મળ્યો છે ઊંડા મૂળવાળુ વૃક્ષ પોતાના સ્થાનને જલદી ત્યજતુ નથી તેમ વિષયાધીન જીવો પોતાનુ સ્થાન તજતા નથી. તેમને જોતાં દયા આવે મન તજ્ઞાનીઓના વચનો સાંભળવા છતાં મિથ્યાદષ્ટિઓનો રાગ સંસાર ઉપર જ હોય છે. આજે ચેતીને નીકળી જઈએ તો કલ્યાણ છે

અભયકુમારને એક કરોડ ને એકોતેર ગામનો વહીવટ છે છતાં એક દિવસ પણ સામાયિક મૂકી નથી તમારુ કેમ છે? અભયકુમારને શ્રેણિકરાજા રાજ આપે છે, છતાં તેની મમતા છોડી દીક્ષા લીધી. પાંચ વર્ષની દીક્ષા-પર્યાય પાળી અનુત્તર વિમાનમાં ગયા અને એકાવતારી થયા.

આજના પર્વની કેટલી સુંદર મહત્તા છે! જે માણસો માથાની ખોપરીમા પાણી પીતા અને મચ્છચ્છ ખાતા-તેમણે લીલુ ઘાસ ઊગેલું જોઈ સેવા થઈ નિર્ણય કર્યો કે આજથી કોઈએ માંસાહાર કરવો નહિ. એ દિવસે ભાદરવા શુદ પાંચમ હતી

સર્વ પ્રાણી ઉપર મૈત્રીભાવ રાખો. કર્મસ્થિતિ વિચારી તેના ઉપર ક્ષમ કરો. ક્રોધ છોડો. ચંડકૌશિક પૂર્વ ભવમા ખૂબ ક્રોધી હતો. બીજા ભવમાં પણ બારે બાજુ વિષદષ્ટિ ફેંકતો સૌનો સંહાર કરતો હતો. તે ભયંકર નાગના રહેઠાણ આગળ ભગવાન મહાવીર આવ્યા. ચંડકૌશિક ફુંફાડા મારતો પ્રભુ પાસે આવ્યો ને ઝેરતું ઝેર મનુ તંગ અજમાવી દીધુ પરંતુ ક્ષમાના સાગર ભગવાનનું એક રૂંવાડું પણ ફરકયુ નહિ. જેના રૈદ્રિક રાગ

છૂટી ગયા છે તેવા પ્રભુ આત્મસ્વરૂપમાં મગ્ન છે. મારા કાતીલ ઝેરથી મૂર્છા ખાઈને પડશે તેવી ચંડકૌશિકની ધારણા ખોટી પડી. ક્ષમાસાગર પ્રભુ મહાવીરના ચરણોમાંથી દૂધની ધારા છૂટી. ચંડકૌશિક વિચારે છે 'અહો ! આ શું ? આ કોઈ મહાપુરુષ લાગે છે." ભગવાને કહ્યુ "ચંડકૌશિક, તું કાંઈ સમજ, ક્રોધ કરવાથી પ્રેમદૃષ્ટિ ભૂલી તું મરીને વિષધર સર્પ થયો. તું સંત મટી સર્પ થયો તું કાંઈ સમજ !" પ્રભુની વાણી સાંભળી ચંડકૌશિકે ઝેર વમી દીધુ, અમૃત ભરી દીધું આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું અને સંથારો કરી આઠમા દેવલોકમાં ગયો.

આજનો મહાન દિવસ ક્ષમાપના અને મૈત્રી ભાવનાનો છે. મન, વચન અને કાયાથી પવિત્રતા જાળવવાનો આજનો દિવસ છે. જૈનદર્શનના મત પ્રમાણે એકલુ કાયાથી જ કર્મ બંધાતુ નથી, પરંતુ મન વચન અને કાયા ત્રણે કારણે જીવ કર્મ બાંધે છે. વેર વિરોધની ભાવના મનમાંથી કાઢી નાંખી આજે મનને શુદ્ધ કરવાનુ પર્વ છે. જેની સાથે ક્રોધ કજિયા થયા હોય તેમની પાસે જઈ શુદ્ધ ભાવથી ખમાવવાનુ આજે પર્વ છે. અંતઃકરણ પૂર્વક ક્ષમા માંગવાની છે ને આપવાની છે. અંતરમાં નમ્ર ભાવના હોય તો જ સમજવાનુ કે આજે ક્ષમાપનાદિને સાચી ક્ષમાપના કરી છે. દરેક પ્રાણી પાસે ક્ષમાપના માગશો. વધુ ભાવ અવસરે કહેવાશે.

[ નોંધ – પારણા નિમિત્તે શનિવાર, તા.૨૪-૮-૬૩ ભાદરવા સુદ બીજે દિવસે વ્યાખ્યાન બંધ હતુ ]

# વ્યાખ્યાન ૪૮ મુ

[illegible] સુદ સાતમ રવિવાર તા ૨૪-૮-૧૯૧૩

અનતજ્ઞાની મહાપુરૂષોની શાશ્વતી ને ત્રણે કાળ સિદ્ધ થયેલી વાણી—તેનુ નામ સિદ્ધાંત. તેરમા શતકના છઠ્ઠા ઉદેશાના રાજા ઉદાયનનો અધિકાર ચાલે છે બનાવટી હીરો અને કોહિનૂરનો તફાવત જાણનાર ઈમીટેશનને તીજોરીમા નહિ રાખી મુકે સમજણ આવ્યા પછી સમજાશે કે પૌદ્ગલિક સુખો કોહિનૂર નથી. પુદ્ગલાનદી ન બનો, આત્માનદી બનો કાગ ની દ્રષ્ટિ ખરાબ ચીજ ઉપર પડે છે, હસની દ્રષ્ટિ મોતી ઉપર પડે છે

જેનુ મન જેમાં રમે, તેને તે જ લાગ
મક્ષ તજી તછ માંકડો કાણુ લીમોળા ખાય!"

આત્મહસ સમ્યક્ત્વ મોતીનેજ ઈચ્છશે. સમય વીતી જાય અને પસ્તાવું પડે તે પહેલાં જાગૃત થાઓ અને આત્મામાં વળો જેને શોધો છો તે આત્મામાં છે બહાર નથી. કસ્તૂરીમૃગ પોતાની ડુંટીમા જ રહેલી કસ્તૂરીની શોધમાં ઠેર ઠેર ભટકી મૃત્યુ પામે છે આત્મા સ્વમાં રહેલા સુખને ઓળખી શકતો નથી ને બહાર ભટક્યા કરે છે રત્ન હીરા માણેક સોનુ, રૂપુ ઔષધિઓ, રસ, રસાયણો, સ્ત્રી પુરુષ વગેરેની ઉત્પત્તિ અને સ્થાન વિષે જાણ્યુ છે, પરતુ એટલી વાત છે કે માત્ર પોતાનુ સ્વરૂપ જાણવાનુ અને જોવાનુ જ રહી ગયુ છે શુદ્ધાત્માના સ્વરૂપને ઓળખી છેવટે સર્વ પુદ્ગલ પરાવતનમાં આવી જાવ. બધા શત્રુ ઉપર વિજય મેળવ્યો છે પરતુ સહુના શત્રુ એવા મોહ ઉપર વિજય મેળવ્યો નથી ત્યાં સુધી કાંઇ નથી જ્ઞાનીઓ કહે છે કે આ શરીરમાંથી હસલો ઉડી જશે, પછી કઈ કીમત રહેવાની નથી.

દેહ સાધન રૂપ છે ત્યાં સુધી સાધ્યને સાધી લો. માનવ ભવ અત્યંત દુર્લભ છે.

> ' दुल्लहे खलु माणुसे भवे, चिरकालेण वि सव्व पाणिणं
> गाढा य विवाग कम्मुणो समयं गोयम मा पमायए।"
> (ઉ. સૂ. અ. ૧ ગાથા ૪)

કર્મના વિપાક ગાઢ છે, માટે સમયનો પ્રમાદ ન કરો. મોટી ઇમારત બાંધનાર ઇજનેર ઉપર વિશ્વાસ રાખો છો, રોગ નિવારણ માટે પોતાની બુદ્ધિ કરતાં ડૉક્ટર અને વૈદ્ય ઉપર વિશેષ વિશ્વાસ મૂકો છો તો તત્ત્વની બાબતમાં તત્ત્વ પારગત સર્વજ્ઞ ભગવાન ઉપર વિશ્વાસ રાખવો જોઈએ.

જડ પુદ્ગલ કેરા પૂજારી, સુખ દેહ માનનો મથ્યો
તો યે અરે! ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો!

ભવચક્રના ફેરા દૂર કરવા જડ ચેતનનો વિવેક કરો. પાણીમાં કાદવ એક થઈ જાય છે તેમ આત્મા અને કર્મો એકરસ થઈને રહેલાં છે. આત્માના અને જડના લક્ષણો જુદાં છે. માટીમાંથી સોનું જુદું થાય છે, વસ્ત્રથી શરીર ભિન્ન છે, શેરડીમાંથી રસ જુદો કરીએ છીએ, તલમાંથી તેલ અલગ કરીએ છીએ તેમ ભેદજ્ઞાનથી આત્મા કર્મરૂપી મેલથી અલગ થાય છે.

જ્ઞાની કહે છે: મરણ તો આયુષ્ય પૂર્ણ થતાં પાંચ પચાસ વર્ષે આવશે, પરંતુ ક્ષણે ક્ષણે ભાવમરણથી અજ્ઞાન આત્મા મરી જ રહ્યો છે. દુર્લભ માનવદેહ મળ્યો છે તેમાં યે નિત રાગ પ્રકૃતિ ધર્મને પામ્યા છો. ઘણા જીવો સુલભતાથી ધર્મ પામી શકે છે. થોડી જીવો પાછી જાય તો પણ કેટલાકને ધર્મ ની ખબર પડતી નથી. જ્યારે તમને તો ગર્ભમાંથી જ

ધર્મ સંસ્કારો મળ્યા છે પુણ્યવાન છો. જગતમા સુખના સ્વપ્નો સેવનાર વિવિધ માનવીઓ વસે છે ધન, પ્રિયજન, પુત્ર, કીર્તિ, સત્તા મેળવવાની ઝંખના સેવતા હોય છે, પરંતુ આત્માનુ સ્વરાજ મેળવવાની ઝખના સેવો.

**कुसग्गे जह ओस बिन्दुए, थोय चिट्ठइ लम्बमाणए।**
**एवं मणुयाण जीवियं समयं गोयम मा पमायए॥**

(ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યાય ૧ ગાથા ૨)

ઘાસ ઉપર પડેલા ઝાકળના બિંદુ જેવું જીવન ક્ષણિક છે જીવનની એકે એક ક્ષણનો ઉપયોગ કરતા શીખો. જીવની તૃષ્ણા ઉપર અંગારવાળી જેવા વેપારીનુ એક દૃષ્ટાંત છે

એક કોલસાનો વહેપારી જંગલમા કોલસા પા વા ગયો. સાથે ગાડાના પાણી લેતો ગયો. લાક ાં ભેગા કરી સળગાવ્યાં ભડકા બળે એટલે પાણી છાટે, ધરતી તપે એટલે ત્યા પાણી છાંટે પોતે ત પી જાય એ લે પોતાના ઉપર પણ પાણી છાંટે પાણી ખલાસ થઈ ગયુ પણ કામ અધૂરુ રહી ગયુ તપાસ કરી પણ ત્યા પાણી મળ્યુ નહિ. ધ તી તપી ગઈ તૃષાએ જબરૂ જોર પક ડ્યુ . ત એક ઝાડ નીચે જઈને સૂઈ ગયો. ત્યા એને સ્વપ્ન આવ્યુ જેવું લક્ષ લાની ને હોય તેવું જ સ્વપ્ન આવે. સ્વપ્નમા એણે એક તળાવ જોયુ સ્વપ્ન તરસ્યો ઉઠ્યો ને દો ડ્યો તળાવ તર ને ખોબે ખોબે પાણી પીવા મ ડ્યો, તોય તૃષ્ણા મટી નહિ એટલે મોઢુ તળાવે માંડ્યુ અને એને એનામાં આખુ તળાવ જ પી ગયો છતાં તૃષા મટી નથી. બીજુ તળાવ જોયુ ને તે પણ પી ગયો તેની તરસ ભભીજ! તૃષ્ણા આ એવી અનત છે તૃષ્ણા મટવાની નથી ને જીવન પલકાનમા પૂરુ થઈ જવાનુ છે વિષયત્યાગ એજ તૃષ્ણા મટ વાનો ઉપાય છે

નમજીને વિ પો નહિં છોડો ને મૃ ત્યુ થઈ જશે તો કોઈ થઈ ... ... ...લાવ રાખશો તો ક્રિયારૂપી કર્મનો પ્રવાહ

પાછળ આવશે. ઉદાયનને રાજવૈભવ હોવા છતાં તે આસક્ત નથી. તે સમજે છે કે નાશવંત સુખસાધનો છે જે આત્માનાં સાધનો નથી. આત્માની શુદ્ધ અવસ્થામાં તેના સ્વભાવ પિંજરમાં પુરાવાનો કે જાળમાં ફસાવાનો નથી. તે તો અભાવે જ ઊર્ધ્વગતિ કરનારો છે.

રત્નજડિત સુવર્ણપિંજરમાં દાડમના દાણા ખાતા પોપટને સ્વતંત્રતાના નિર્દોષ આનંદ છે આત્માના આવા આનંદને સમજશો ત્યારે શરી પણ જેલ જેવું લાગશે. પુદ્ગલનું પોષણ કરનાર અખંડ આનંદને નહિ પામી શકે.

એક પોપટ હંમેશ બોલતો કે બિલ્લી આવે ઊડી જઈશ. તે પઢાવેલો એટલે રોજ બોલે. બિલ્લી વિચારે છે કે આ તો રોજ આમ બોલ્યા કરે છે. એક દિવસ બિલ્લી સંતાઈ રહી તો પણ પોપટ બોલ્યા જ કરે. બિલ્લી આવે ઊડી જઈશ. બિલાડી પોપટ નજીક ગઈ તો પણ પોપટ ઊડી જવાને બદલે એમ જ બોલ્યા કરે છે. ધીમે ધીમે પોપટ ઉપર બિલાડીએ છલાંગ મારી તો પણ પોપટ તો બોલ્યા જ કરે—"બિલ્લી આવે ઊડી જઈશ." પણ ઊડી જતો નથી. તે જ રીતે આપણે પણ બોલીએ છીએ, પરંતુ આચરણ કરતા નથી. આત્મા દેહથી જુદો છે અખંડ ને અવિનાશી છે એવી વાતો કરીએ છીએ પણ એ અનુભવનો આનંદ નથી મેળવતા. જ્ઞાની કહે છે: બોલો થોડું પરંતુ આચરણ સારું કરો.

"વચન રત્ન મુખ કોટડી, ચૂપ કર દીજે તાળું,
ઘરાક હોય તો ખોલીએ, વાણી વચન રસાળ."

વચન રત્નને સાચવવાની તીજોરી મુખ છે એને મુખરૂપી તિજોરી તાળી બહાર કાઢીએ ત્યારે એ પ્રિયકર લાગવાં જોઈએ.

મહારાજા ઉદાયને ધર્મજાગરિકા કરતાં ચિંતન કર્યું કે અહો, મારા નાથ ક્યારે પધારે! હું તેમને વંદન કરી કૃતાર્થ

થાઉં! તેના હૃદયહારમાં દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યે શ્રદ્ધા હતી. દેવ કોણ? ગુરુ કોણ? ધર્મ કોણ?

જેના ચાર ઘાતી કર્મનો ક્ષય થયો છે તે અરિહંત, જેણે વિકારો ઉપર વિજય મેળવ્યો છે, પચ્ચીસ પ્રકૃતિનો ક્ષયોપશમ કર્યો છે, તેવા કંચન-કામિનીના ત્યાગી ગુરુ, અને કેવળ જ્ઞાનીઓએ પ્રરુપેલો તે ધર્મ આ ત્રણે તત્ત્વોની ઉદાયનને શ્રદ્ધા હતી.

પરદેશ રહેતા પતિના કુશળ પત્રની એક સ્ત્રી બાર બાર વર્ષથી રાહ જોયા કરતી. ટપાલી આવે ને તેને આનંદ થાય, પણ પત્રની રાહ જોવા છતાં બાર વર્ષ સુધી પત્ર ન આવ્યો છતાં તેની પ્રતિક્ષા ચાલુ જ રહી. પછી બાર વર્ષે પત્ર આવ્યો, તે જાણી તેના આનંદનો પાર રહ્યો નહિ. વાંચતા નહોતુ આવડતુ એટલે વાંચનારને બોલાવીને પત્ર વંચાવ્યો તે સાંભળીને તેના આનંદનો પાર ન રહ્યો તમને ભગવાનની વાણીરૂપી આગમનો પત્ર મળ્યો છે સંતમહાપુરુષો તે વાંચી સમજાવે છે આ દિવ્ય સંદેશ સાંભળતા તમારી બાહ્ય દૃષ્ટિ છૂટી જવી જોઈએ. આત્માના સ્વરૂપમાં એકાગ્ર થઈ સંદેશો સાંભળશો તો ભવના ભુક્કા થઈ જશે. સાંભળવાની આકાંક્ષા રહેતી હોય તો માનજો કે તમે અલ્પ સંસારી છો. જીન વચનામૃત પીતાં રસ આવતો હોય તો માનજો કે આત્મ વિકાસનો અરૂણોદય થઈ ચૂક્યો છે

અંતરને રોમે રોમ મહારાજા ઉદાયનને આનંદ પ્રગટી રહ્યા છે ચંપાપુરી નગરીમાં બિરાજમાન ભગવાન મહાવીર સ્વામી ગ્રામાનુગ્રામ વિચરતા વિતીભય નગર તરફ આવી રહ્યા છે પુણ્યોદય હોય તો જ સંતદર્શન ને સંતવાણી-શ્રવણનો લાભ મળે. ઉદાયનની ભાવના પવિત્ર છે ભગવાન મહાવીર સ્વામી પધારે તેવી ભાવના ભાવે છે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

હવે ચંપકકુંવર પત્નીના મહેલથી જવા તૈયાર થાય છે ધર્મવતી કહે છે: હે સ્વામી, આજે જ હું ઋતુસ્નાતા છું મને ગર્ભ રહેવાનો ભાસ થાય છે તમે માતાપિતાને મળીને જાઓ ચંપકકુંવર કહે છે: ' મારા આવ્યાની વાત તું માતા-પિતાને કરજે તેમ છતાં ન માને તો મારા આપેલાં નિશાનો બતાવજે "

" લે કો મુદ્રિકા હાર હમારા પાસ રહી નિશાના,
નહી અંજની સતી બતાયા, નહી માની મુલતાના કે. " ૪

ચંપકકુંવરે હાથની મુદ્રિકા તેમજ ડોકમાં પહેરેલો હાર કાઢીને ધર્મવતીને આપ્યા ધર્મવતી કહે છે: આપ બા-બાપુજીને મળીને જાઓ. માનવને કર્મનો ઉદય થાય છે ત્યારે આવાં નિશાનો પણ કામ લાગતાં નથી. અંજના સતીને કેવાં કષ્ટો પડ્યાં હતાં? પવનજી નિશાનો આપીને ગયા હતાં છતાં કેતુમતીએ કેવું કર્યું હતું! તેણે કહ્યું તેં તારા બાપનું ને મારું એમ બન્ને કુળ બોળ્યાં છે ' ઘણું કરગરી, પણ અંજનાનું કહ્યું તેણે સાંભળ્યું નહિ. " બાર બાર વર્ષથી મારો પુત્ર તારા તરફ જોતો નથી, એ હું બરાબર જાણું છું અંજનાએ કહ્યું: ' તમારા પુત્ર લંકા ગયા તે જ દિવસે રાત્રે પાછા આવ્યા હતા. અંજનાએ પતિએ આપેલી નામ-અંકિત વીંટી કેતુમતીને બતાવી છતાં તેણે માનવાની ના પાડી અને અંજનાને ઘર બહાર ધકેલી મૂકી કાળો કેર વર્તાવ્યો રાજા મહેન્દ્રે વાત સાંભળીને કહ્યું

મહેન્દ્રની પુત્રી અને મારી પુત્રવધૂ આવું અધમ કૃત્ય કરે જ નહિ. પતિએ ઘણું સમજાવી પરંતુ કેતુમતી સમજી નહિ. સાસરેથી કાઢી મૂકવામાં આવેલી અંજનાને પિયરમાં મા-બાપે કે ભાઈઓએ પણ આવકાર આપ્યો નહિ આ રીતે તેને ભયંકર દુઃખ પડ્યું માટે હે સ્વામિન્ વીંટીની નિશાની નહિ આપતા

તમે છેવટે બા પાસે પણ જઈ આવો કેમકે માતાને પુત્ર માટે બહુ વાત્સલ્ય હોય છે ' હવે ચ પકુવર માતાને મહેલે આવ્યો એ માતાની પાસે જશે અને ત્યા શુ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૪૯ મુ

( સોમવાર ૨૧-૮-૧૯૩૩ )

અનતજ્ઞાની મહાપુરુષોએ ભવ્યજીવોના કલ્યાણ માટે ત્રણે કાળ માટે સિદ્ધ થયેલા સિદ્ધાંતો સમજાવ્યા.

મહારાજા ઉદાયનનો અધિકાર ચાલે છે મહારાજા ઉદાયનના મનોભાવ જાણી મહાવીર સ્વામી ચ'પાપુરી નગરીના પૂર્ણભદ્ર ઉદ્યાનથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા વિતીભય નગરમાં પધારશે. અનાદિ કાળથી જીવ સુખ માટે ફાંફાં મારી રહ્યો છે
જ્યાં ઉપાયો સુખ શાંતિ સારુ તથાપિ દુઃખો જગમાં જણાય
વે દુઃખનુ મૂળ મે આજ શોધ્યુ જ્યાં દુઃખ ત્યાં સુખને / માનુ

મહાપુરુષોને પૂછી જુઓ કે સાચુ સુખ ક્યા છે ! અજ્ઞાની જીવ સ્ત્રી પુત્ર, ધન, આબરૂમાં સુખ માને છે પરતુ તે સુખ દુઃખનુ કારણ બની રહે છે બનશો સુખનુ કારણ છે પરતુ પરસ્ત્રીને જુદો રહે કે ન કરવાનુ કરે ત્યારે દુઃખનુ કારણ બને છે ભોજન આનદ આપે છે પરતુ તબિયત પણ બગાડી શકે છે સુખ સ્વમાં છે સ પત્તિ ભેગી કરવામાં દુઃખનુ મૂળ છે તૃષ્ણા

છે ત્યાં સુખ નથી. દેહમાં જ આનંદનુ સ્વરૂપ ભરેલુ પડ્યુ છે પરંતુ મન તેને ખોળી શકતુ નથી ઘરમાં ખોવાયેલી ચીજ બહાર પ્રકાશ છે માટે બહાર શોધનાર મૂર્ખ છે તેવો જ મૂળ સ્વમાં રહેલા સુખને બહાર શોધનાર છે દુનિયાના તમામ દુઃખનુ મૂળ વાસનામાં છે

આત્મા ગગનવિહારી સુંદર પંખી જેવો છે પંખી માળાને સુંદર અને સુઘડ રાખે છે કાંટા ને કાંકરા આવી તેમાં ખસતો નથી અને જ્યારે ઉડવા ધારે ત્યારે ઉડી શકે છે તેમ પણ દેહનો માળો બાંધ્યો છે પરંતુ આત્માનો માળો ક્યાં છે? આ દેહ આત્માનો માળો છે માનવી બંગલો છોડી ફરવા જાય છે તેમ આત્મા દેહ છોડી પરલોકમાં જાય છે જેને છોડીને જવાનુ છે તેના ઉપર મમત્વ શો? જે બંગલો બાંધી તેમા મમતા રાખો છો તેના કમ્પાઉંડમાં તમારા દેહને બાળવા પણ દેશે નહિ. આનંદઘનજીએ કહ્યું છે:—

આપણો આતમ ભાવ જે એક ચેતના ધાર રે,  
અવર સવિ સાથ સંયોગથી એહ નિજ પરિકર સાર રે શાંતિ

વિભાવથી ઉત્પન્ન થએલાં ક્રોધ માન, માયા, લોભ, રાગ, દ્વેષ વગેરે અજ્ઞાનનુ મૂળ છે આત્માનો સ્વભાવ ચેતનાનો છે જ્ઞાન, ચારિત્ર વીર્ય સુખમય ઉપયોગ છે અનાદિકાળથી આત્મા પોતાને ભૂલી પરમા રમતો રહ્યો છે

મહાત્મા ઉદાયનને પોતાનુ શું છે અને પરનુ શું છે તે સમજાયુ ગયુ છે આત્માની ઓળખાણ થતા વિષયભોગો ઝેરના કટોરા જેવા લાગે છે અપ્પા કત્તા વિકત્તા ય દુહાણ ય સુહાણ ય આત્મા જ સુખદુઃખનો કર્તા છે આત્મા ચૈતન્ય છે કર્મ જડ છે આત્મા વિભાવમાં જાય છે ત્યારે પુદ્ગલ પિંડને એટલે કર્મને ગ્રહણ કરે છે આત્મા સ્વભાવમાં જાય છે ત્યારે કર્મને ખરવું પડે છે કર્મનો કર્તા આત્મા વિભાવે જ બને છે

સ્વભાવે કર્મનો બંધ કોઇ દિવસ થાય નહિ, વિભાવે જ થાય છે, માટે સ્વભાવમા આવો. જેનુ ઉપાદાન શુદ્ધ છે, તે નિમિત્ત મળતાં જાગૃત બની જાય છે એક દ્રષ્ટાંત.

સગર ચક્રવર્તીના સાઠહજાર પુત્રો જ્યારે ગંગા નદીનાં પ્રવાહમા ડૂબી ગયા ત્યારે ગંગા દેવીને થયુ કે કોઈ સાથે એનાં બધાએ પુત્રો ખતમ થઈ ગયા છે તેને હુ ખબર આપવા માટે જઈ સગર ચક્રવર્તીને ઘેર ગંગાદેવી સ્ત્રીના રૂપમાં ગયા. અને તેના આંગણાની અંદર કરૂણસ્વરે રૂદન કરે છે મર્યાદાની અંદર રહેલી બાઈને રૂદન કરતી સાંભળીને ચક્રવર્તીને વિચાર થયો કે મારા રાજ્યમાં આવુ તે કોણ દુઃખી છે કે આટલુ બધુ રૂદન કરે છે? સગરચક્રવર્તી કહે કે હે બાઈ! તને શુ દુઃખ છે? તુ કેમ આટલીબધી રડેછે? જે દુઃખ હોય તે મને કહે! હુ તારૂ દુઃખ દૂર કરવા તૈયાર છુ બાઈ કહે–મહારાજ દુઃખ વિના આંસુ આવતા નથી પણ આપ મારુ દુઃખ દૂર કરી શકો તેમ નથી. ચક્રવર્તી કહે–માતા, આપને જે દુઃખ હોય તે કહો હુ બનતા પ્રયાસે આપનુ દુઃખ દૂર કરીશ. "બાપુ! સંપત્તિનું દુઃખ હોય તો આપ દૂર કરી શકત, પણ મારા દુઃખને તમે દૂર કરી શકો તેમ છો નહિ તો તમારી પાસે કહેવાનું શુ પ્રયોજન! બંધુઓ! કોઈપણ પ્રકારની વાત કરવી હોય ત્યારે વાણીમાં ખૂબ વિવેક રાખવો પડે છે આપે જોયુંને? કે ગંગાદેવી વાત કરતાં પહેલા રાજાના હૃદયની અંદર વાત સાંભળવાની કેટલી અધીરાઈ પેદા કરાવે છે માટે દરેકે એવુ બોલવુ જોઈએ કે જેમાંથી મધુરતા વરસે અને મીઠાશ ઝરે. તમને અનુભવ હશે કે ઘણી વખત કેટલાક માણસોની વાણીમાં એવી મધુરતા ભરી હોય છે કે સાંભળનારને તે એટલુ બધુ પ્રિય લાગે કે ફરી ફરી સાંભળવા માટે આત્મા તલસે. વાત ભલેની ગમેતેવી હોય પણ એક માણસ એવી મીઠાશથી રજુ કરે કે સાંભળનાર પોતાના દુઃખને પણ ભૂલી જાય અને સાંભળવામાં મગ્ન બની જાય. જ્યારે બીજો માણસ

એની એજ વાતને એવા કટુ શબ્દમાં મૂકે કે સાંભળનારો જે ઘડી પહેલાં આનંદથી હસતો હોય તે રડતો થઈ જાય. તમને આવો અનુભવ ઘણીવાર થયો હશે. એક કવિએ કહ્યું છે કે—

શબ્દ શબ્દ તું ક્યા કરે, શબ્દકો હાથ ન પાંવ
એક શબ્દ ઔષધ કરે, એક શબ્દ કરે ઘાવ.

કવિ કહેછે કે શબ્દને હાથ કે પગ નથી પણ એનામાં એવી તાકાત છે કે જો એનો વિવેકપૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો હોય તો એ ગોળી વાગેલા ઘા ઉપર મલમપટાનું કામ કરેછે પણ જો ઉપયોગ વગર વાણી બોલવામાં આવે તો છાતીમાં ગોળી વાગેલી રૂઝાય પણ વાણી રૂપી ગોળીનો ઘા કદી રૂઝાતો નથી સગરચક્રવર્તીને બાઈની મીઠાશભરી વાણી સાંભળતા પૂર્ણ આનંદ થયો પણ સાથે સાથે તેને શું દુઃખ છે અને તે કેમ રૂદન કરે છે તે જાણવાની જીજ્ઞાસા પણ થઈ તેથી તે કહે છે કે હે માતા! તારૂં દુઃખ જે હોય તે મને કહે. બાઈના રૂપમાં રહેલી દેવી બોલી—હે બાપુ! મને ધનનું દુઃખ નથી પણ મારો એકનો એક લાડકવાયો પુત્ર આ ફાની દુનિયામાંથી ચાલ્યો ગયો તેનું મને અપાર દુઃખ છે સગરચક્રવર્તીએ આ સાંભળીને કહ્યું હે માતા! તેમાં શું રૂદન કરો છો! આ તો દુનિયામાં બનતુંજ આવ્યું છે જેનો ઉદય છે તેનો અસ્ત છે જે જન્મે છે તે મરે છે પુષ્પો જે ખીલ્યાં છે તે કરમાવાનાંજ છે

ઉગ્યા કોઈ ફરમાં આશા ધરી, ફૂલ ફુલાઈ સૌ કરમાયા,
ક્ષણ ભંગુર છે કાચી કાયા ને માનવ એના પાયા."

તેમજ જે જન્મે છે તેનું વહેલું કે મોડું મૃત્યુ છેજ માટે હે માતા! આ તો પંખીઓનો માળો છે સાંજ પડે ઝાડપર આવીને પક્ષીઓ બેસે છે અને સવાર પડતાં સૌ ઉડી જાય છે

"પંખીનો મેળો સાંજે થાય મેળો બેસે ઝાડ પર વિસામા,
પ્રભાત પડતાં ઉડે આકાશે, ફરી આ પાન ના આરા રે,
નથી અમર આ પ્રભુના ન્યારા"

હે માતા ! જેમ પંખીઓ સાંજે ભેગા થયાં અને ઝાડ ઉપર બેઠાં પણ સવાર થતા સૌ ઉડી ગયાં તેમજ આ માનવ જીવન રૂપી ઝાડે આપણે બધા ભેગા થયા અને પછી આયુષ્ય પુરૂં થયે ચાલ્યા જવાના છીએ, જેમ ટ્રેઇનમા મુસાફરી કરીએ ત્યારે સૌ એક ડબ્બામાં ભેગા થાય છે, ભલે બધાં એક ડબ્બામાં બેઠાં હોય પણ જ્યા પોતાનુ સ્ટેશન આવે ત્યાં સૌ ઉતરી જાય છે, તેમ આ સંસાર રૂપી ગાડીમા બેઠેલા તારા પુત્રનુ સ્ટેશન આવ્યુ અને તે ઉતરી ગયો. આમા તમારે શોક કરવાનુ કોઈ કારણ નથી બાઈ કહે-બાપુ ! તમારી વાત સાચીછે, પણ મારે તો એકજ પુત્ર હતો તમારે તો સાઠ હજાર પુત્રો છે તેમાથી બે પાંચ ચાલ્યા જાયતો તમને દુઃખ ન લાગે પણ માની લ્યો કે કદાચ તમારા એકી સાથે સાઠ હજાર પુત્રો ચાલ્યા જાયતો શુ તમને દુઃખ ન લાગે ? મહારાજા બોલ્યા; હે માતા ! જો કદાચ સાઠ હજારનાં એકી સાથે આયુષ્ય આવી રહે અને ચાલ્યા જાય તો એમા વિલાપ કરીને શુ કરવાનુ છે ! એમાં મારૂ શુ ચાલવાનું છે ? આ સાભળી દેવી પોતાનુ સ્વરૂપ પ્રગટ કરીને કહેછે-હે રાજન્ ! તારા બધાએ પુત્રો મારી ભેખ માં ભસમ થઈ ગયા છે આ સાભળતાં હૃદયમાં એકદમ આ ઠકો લાગ્યો, પૂજ આઘાત થયો, જુ જાઓ પુરુષ છે જેવી રીતે દેવી કહેનારી ચતુર હતી તમ સાભળનાર પણ મહા વિચક્ષણ છે તેઓ તરતજ ઉપયોગમાં આવી ગયા ને વિચાર કરે છે કે હું આ શુ કરૂ છુ ! હમણાજ હુ એ માતાને ઉપદેશ આપતો હતો એજ મારે ઘેર આવ્યુ છે; તો પછી મારો ઉપદેશ મારે જીવનમાં અપનાવવો જોઈએ. આ રે આપણે જોઈએ છીએ કે પરનેર ઉપદેશ કરનાર ઘણા હોય છે પણ પોતાના જીવનમા અપનાવનાર બહુ ઓછા હોય છે સમઝ્યાઠનર્તી વિચારે છે કે મારે માટે આ એક ઉપદેશનું કારણ બન્યુ છે હવે મારે જાગવુ જોઈએ અને સમયની કિંમત કરી અવસર ઓળખી લેવો જોઈએ. કારણ કે આ મનુષ્ય ભવ ફરીને

ક્યારે મળશે ! પુન્યોદયે જે જીવન પ્રાપ્ત થયુ છે તે હવે મારે વ્યર્થ ગુમાવવુ ન જોઈએ. કારણ કે જીંદગી પૂરી થવા આવી છે જે જીવન ગયુ છે તેની આગળ હવે તો અલ્પ જીંદગી જ રહી છે માટે મારે ચેતી જવુ જોઈએ મહાન પુરુષોનાં જીવનમાં જ્યારે આવા પ્રસંગો ઉપસ્થિત થાયછે ત્યારે તેઓ આત્મ કલ્યાણ કરી લે છે મારા બન્ધુઓ ! ભલે તમને આજે આ વાત ગળે ન ઉતરે, પણ જો મોક્ષ જોઈતુ હોય તો આ બધુ છોડવુ પડશે. જ્યાં સુધી પુન્યાઈ છે ત્યાં સુધીમાં જ છોડી દો, કારણ કે પુન્યાઈ હશે ત્યારે પાડોશી પણ સગો થશે, પણ જ્યારે પુન્ય પૂરૂ થશે ત્યારે પોતાનો પુત્ર પણ સગો નહિ થાય. આજે ઘણીવાર સાંભળવા મળે છે કે સાત-સાત પુત્રોનો બાપ હોવા છતાં તેને જમવાના વારા હોય છે દુકાન ઉપર બેસવાનો હક હોતો નથી, જ્યાં જાય ત્યાં હડધૂત થાયછે આ દશા સંસારની છે માટે આત્મ સાધના કરવાનુ ચૂકશો નહિં.

આ ? દુબળી આઠમ છે ઘણાં કહે છે કે દુબળી આઠમથી મન દુબળાં ! તમે મન શેમાં દુબળા કર્યાં છે ? કષાય ઘટાડવામાં કે ઉપશમ લાવવામાં ! આજે કષાયોને પાતળી કરવાનો ને પ્રકૃતિ ઉપર વિજય મેળવવાનો દિવસ છે વકીલને જોઇ કોર્ટ યાદ આવે, બાળકને જોઈ પાઠશાળા યાદ આવે, તેમ ક્રોધીને જોઈ નરક યાદ આવે છે કર્મો કરી દુવ્યનરકમાં જવાય છે ક્રોધ માન, માયા કે લોભ જે જીતી શક્તો નથી તે ભાવનરકમાં જ રહે છે જ્યારે પાપનો ઉદય થશે ત્યારે ખ્યર અમપૂર લાગશે.

નમિરાજ ઋષીશ્વર, વૈભવશાળી રાજવી હતા. તેને કોઇ સુખની ખામી ન હતી એક દિવસ ભયંકર દેહની કર્મનો ઉદય થયો. ખૂબ વેદના થાય છે ને શાંતિ મળતી નથી. શાંતિ માટે રાણીઓ ચંદન ઘસવા લાગી પરંતુ ઘસતા ઘસતા હાથના કંકણનો અવાજ થવા માંડયો. આવા વખતે એવુ દુઃખ એ અવાજથી તેને થવા

મારકુ આ વાત રાણીઓએ જાણી એટલે હાથ પગ એક જ કકણ રહેવા દઈ ચદન ઘસવાનુ ચાલુ રાખ્યુ મત્રીને રાજાએ પૂછ્યુ – હવે કેમ અવાજ નથી થતો? મત્રીએ કહ્યુ ‘હવે હાથ પર એક જ કકણ છે એથી અવાજ નથી થતો નમિ રાજને આંતરિના ત્રિગાના ૫ થી આ મમત્વનો સ્વીકાર થઈ ગયો. એકત્વ સ્વરૂપનુ ચિંતન કરતા આત્મસ્વરૂપને પામી ગયા કર્મનો ઉદય આ મહાપુરુષ માટે આ મહત્ત્વનુ કારણ બની ગયુ શૂરવીર અને ધીર માણસો ઘા સામે નથી જોતા, પણ ઘા કરનાર સામે જુએ છ સિંહને ગોળી વાગે છે, ત્યારે લોહી નીકળે છે, તેને તે નથી જોતો, પણ ગોળી મારનાર કયા છે તે જોઈ તેના ઉપર છલાગ મારવા તૈયાર થાય છે કુતરાને પથ્થર મારે છે ત્યારે ત ઘા નથી જોતો, પરતુ પથ્થરને બટકા ભરે છે જ્ઞાનીઓને દુ ખ થાય છે ત્યારે નિમિત્તની સામે લડતા નથી પણ ઉપાદાન સામે લડે છે કહ્યુ છે કે –

मप्पाण-मेव जुज्झाहि किते जुज्झेण बज्झओ।
मप्पणा मेव-मप्पाण, जइत्ता सुहमेहए ॥

બહારના સગ્રામ ન કરતાં આત્મા સાથે યુદ્ધ કરો ભૂત કાળથી દસહજાર સુભટોને જીતના જ્યા સુધી આત્માને જીતતો નથી ત્યા સુધી તે સાચો વિજયી બનતો નથી. શુદ્ધાત્માથી દુરાત્માને જીતો

મહારાજા ઉદાયન પૌષધશાળામાં ભાવના ભાવી રહ્યા છે તેઓ આત્મસ્વરૂપને પામ્યા છે જડમાં સુખ નથી એવો નિર્ણય કરો. જ્યારે જીવ આત્મસ્વરૂપનુ ચિંતન કરશે ત્યારે તેના અનતકર્મો બળીને ખાખ થઈ જશે.

‘ભગવાન મહાવીર મારી નગરીમા ક્યારે પધારે’ તે ભાવના ભાવતાં ભાવતાં રાત્રી પૂરી થઈ રાજા ઉદાયન પૌષધ પાળી ઘેર જશે ત્યા શુ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

સાંભળનાર ધન્ય છે એવું વિચારતા મહારાજા ઉદાયનના સાડાત્રણ કરોડ રોમરાય ખીલી ઉઠે છે અહો! રાજા ઉદાયન ૩૬૩ નગરનો ધણી છે રાજનો વ્યવહાર ચલાવે છે અને ન્યાય કરે છે પરંતુ તેને તેમાં આનંદ નથી. તેને સમજાઈ ગયું છે કે....

" જડ ચેતનનો ભિન્ન છે કેવળ પ્રગટ સ્વભાવ,
એકપણું પામે નહીં ત્રણે કાળ દ્વય ભાવ )

જડ ચેતનનો સ્વભાવ જુદો છે ત્રણેકાળમાં ચૈતન્ય જડ બનવાનું નથી અને જડ ચૈતન્ય બનવાનું નથી સૂર્ય પ્રકાશિત હોય ત્યારે ગમે તેટલા વાદળ છવાય તો પણ દિવસ રાત્રી નહિ થઈ જાય. ભૂત, ભવિષ્ય, વર્તમાન પર્યાય સામે દૃષ્ટિ કરશો તો મોહ છૂટશે. રેવડી જોઈ ખાવાનુ મન થાય પરંતુ તે કેવી રીતે બની તેનો પર્યાય વિચારશો તો ખાવાનુ મન નહિ થાય, તે રીતે સંસારના સ્વરૂપ સામે એ દૃષ્ટિ કરશો તો તમને બધુ ક્ષણભંગુર દેખાશે.

મહારાજા ઉદાયન વિચારે છે કે હું જ્યાં વસી રહ્યો છુ તે વિતીભય નગરના મૃગવન ઉદ્યાનમાં ભગવાન પધારે તો સારૂ

જહાજ સમાન તે સંત મુનીશ્વર, ભવ જીવો બેસે આવી રે, પ્રાણી
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ પહોંચાય રે "

મુનિઓ જહાજ સમાન છે સમભાવના સાચા કેપ્ટન છે ચંદન મેળવનાર ચંદનવનમા જાય છે ત્યારે સાથે મોર લઈ જાય છે જેથી ચંદનવૃક્ષ પર વીંટળાયેલા સર્પો મોરના ટહુકારથી પલાયન કરી જાય. આપણો ચૈતન્યસ્વરૂપ આત્મા ચંદનવૃક્ષ જેવો છે, તેને કામ, ક્રોધ મદ, મોહ વગેરે સર્પો વીંટળાએલા છે તેમને ભગાડવા વીતરાગની વાણીરૂપી મોરલાનો ટહુકાર જરૂરી છે સર્પ ભગાડવા સાધુઓ કે મંત્રતંત્ર કામ નહિ આવે પ્રભુની અમૃતમય વાણીમાં કેવળજ્ઞાન ને કેવળદર્શનનો દરિયો ભર્યો છે. એ સાંભળતા તૃપ્તિ નથી થતી. ભવસાગરમાં ડૂબતા જીવોને

જગાવનારી વિતરાગવાણી દીવાદાંડીરૂપ છે કાળી માટીમા બે ઈંચ પાણી પડે તો તરાડ પડી જાય છે તેમ વીતરાગ-વાણી સાભળતાં વૈરાગ્યની તરાડ પડી જશે.

" નગારી વીરની વાણી, વર્ષે અમૃતધાર
ઝીલી શકે ના અતર જેનુ એળે ગયો અવતાર
જાણે એ તો મોક્ષ પ્રમાણી. એવી મારા વીરની વાણી.
સુખ છે થોડુ ને દુખ છે ઝાઝુ એવો આ સસાર."

વીરની વાણી ન ઝીલી શકીએ તો અવતાર એળે ગયો છે એમ માનવુ આત્મા કદી પણ જ્ઞાન અને દર્શન રહિત હોતો નથી આત્મા નિગોદ અવસ્થામા પણ થોડા જ્ઞાનવાળો હોય છે આત્મા કેવળજ્ઞાની બને છે ત્યારે પૂર્ણજ્ઞાની-સર્વજ્ઞ કહેવાય છે કારણકે સર્વ પર્યાયોને તે જાણે છે

આ જીવ ચારગતિમાં પરિભ્રમણ કરી રહ્યો છે તેમા કેવળજ્ઞાન પામવાની લાયકાત એક મનુષ્યગતિમા જ છે દેવોને મહાન સુખ અને વૈભવો મળ્યાં છે પરતુ ત્યા દેશવિરતી કે સર્વવિરતી ચારિત્ર નથી. તેઓ અતરથી ઈચ્છે છે કે અમને માત્ર બે ઘડી સામાયિકની સામગ્રી મળી જાય એટલે ચારિત્રની પ્રાપ્તિ થઈ જાય. દેવાનુપ્રિયા વિચાર કરો. મહાન ભોગમાં પડેલા દેવો પણ ચારિત્રની ઝખના કરે છે સામાયિકની પણ ઈચ્છા રાખે છે પરતુ સામગ્રી મળતી નથી ચારિત્રના અભાવે તેઓ કેવળજ્ઞાન પણ મેળવી શકતા નથી , મનુષ્યભવ વગર ચારિત્ર નથી, ચારિત્ર વગર કેવળજ્ઞાન નથી , કેવળજ્ઞાન વિના મુક્તિ નથી. તેથીજ માનવભવ દુર્લભ મનાયો છે જે દેવ નથી કરી શકતા તે માનવી કરી શકે છે તિર્યંચની હાલત કેવી કરી છે તે તમે નજરે જુઓ છો. પરાધીન દશામાં બિચારા અનેક ઉપદ્રવો સહન કરતાં જીવે છે આ બળતા સસાર દાવાનળમા આત્મલક્ષ કરી શિતળતા મેળવો. મહારાજા ઉદાયન સ્વસવેદન

કરતા સ્થિર થઈ ગયા છે 'મારા ત્રિલોકીનાથ પધારે તો હું વંદણા કરું પર્યુપાસના કરું' વંદન કરતા જીવને કેટલા લાભ થાય છે તે માટે જ્ઞાની કહે છે કે–

वन्दणएणं भन्ते जीवे किं जणयइ ? वंदणएणं नियागोयं कम्मं खवेइ उच्चागोयं कम्मं निबन्धइ सोहग्गं च णं अपडिहयं आणाफलं निव्वत्तेइ दाहिणं भावं च णं जणयइ ॥

હે ગૌતમ, વંદન કરવાથી નીચા ગોત્રનું કર્મ બાંધ્યું હોય તો તે ખપાવી ઉચ્ચગોત્રનું કર્મ બંધાય છે તેની આજ્ઞા પ્રિય લાગે છે ને તેની આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન કરતું નથી. તે વિશ્વવલ્લભ થાય છે કૃષ્ણ મહારાજ ભગવાન નેમિનાથને વંદન કરે છે અને ૧૮ હજાર સાધુને વાંદું એવી ભાવનાના ઉલ્લાસથી તેમણે બારનરકના કર્મો તોડી દીધા સાતમી નરકે જવાના કર્મોને તોડી નાખી, ત્રીજી નરકે જવાનાં કર્મો શેષ રહ્યા !

એક વખત એક શ્રાવક ઉલ્લાસપૂર્વક સંતને વંદન કરવા જઈ રહ્યા હતા, તેવામાં મિથ્યાદૃષ્ટિવાળા મિત્રે આટલા ઉલ્લાસભેર ક્યાં જઈ રહ્યા છો તે પૂછ્યું તો તેણે કહ્યું ભાઈ મારા તરણ તારણ ગુરુ પધાર્યા છે તેમના દર્શને જાઉં છું એમના દર્શનથી ભવના દુઃખ ટળી જશે. શ્રાવકનો ઉલ્લાસ જોઈ મિત્રને પણ દર્શને જવાનું મન થયું પેઢીએ જતાં જેવા ઉલ્લાસભેર પગ ઉપાડો છો તેવા જ ઉલ્લાસભેર આત્માની પેઢીએ જતાં પગ ઉપાડો છો કે ?

સમ્યક્ દૃષ્ટિનો દીવડો પ્રગટી જાય તો તમે સંસારની ભૂલભૂલામણીમાં નહિ પડો. વિષયસુખ ક્ષણના ટુકડા છે ધમ ધમ ચિંતામણિ છે કામ વાસના અગ્નિ જેની છે લોભરૂપી ઘી વિશેષ ને વિશેષ પ્રજ્વલિત થાય છે એના ઉપર વિતરાગની વાણીરૂપી જળ છાંટવું જોઈએ. આત્માની અંદર રહેલા એવા મહાસુખનો ભંડાર પુણ્યાનો મોહ છૂટતાં પ્રગટ થાય

છે ને મુક્તિના સુખને પામી શકાય છે ઘણા જીવો એમ માને છે કે મુક્તિમા શુ છે? તે વિચ ચિત્ર (વચિત્ર વિચારો કરે છે તેનુ એક દષ્ટાંત

એક પંડિત ઢોર ચારતા ને હુક્કો પીતા રબારીને કહે છે કે ભાઈ,તુ ધર્મ કર કેમકે ધર્મથી મુક્તિ મળે. ભરવાડે પૂછયુ "મુક્તિ મા હોકો પીવા મળશે કે ?" પંડિતે કહ્યુ "ત્યા હોકો ન મળે પરતુ બીજુ બધુ સુખ મળે " ત્યારે ભરવાડે કહ્યુ " મારે બીજુ બધુ સુખ નથી જોઈતુ હોકો ન મળે તો મને ઘડી પણ ન ચાલે મુક્તિ શુ તે ન જાણનાર આવા ઉત્તરો આપે

સાંસારિક સુખ અલ્પ છે ને અનર્થની ખાણ છે સાચુ સુખ મુક્તિમાં છે ધર્મથી અજ્ઞાન એવા જીવો કહે છે કે પ્રત્યક્ષ કામ ભોગાદિ વિષયો જે અમને મળ્યા છે તે ભાગામી જ મના મળશે કે કેમ તે સદેહયુક્ત છે

"हत्थागया इमे कामा कालिया जे अणागया ।
को जाणइ परे लोए, अत्थि वा नत्थि वा पुणो " ॥

જ્યાં સુધી પરલોકનો નિશ્ચય થયો નથી તો પછી હસ્તગત કામભોગોને ભાનદ માની ભોગવી લઈએ સ્વરૂપની વિસ્મૃતિ થનારની આ વિચારણા છે; કાચમાં પોતાનુ પ્રતિબિંબ નહિ ઓળખનારના જેવા જ મૂર્ખ પોતાના સ્વરૂપને નહિ જાણનારા છે જ્ઞાનનુ અજન આંજી દિવ્યચક્ષુ મેળવી સ્વરૂપ સ્વજનને ઓળખી લો

મહારાજા ઉદાયન ભાવના ભાવે છે કે પ્રભુ મહાવીર સ્વામી મારી નગરીમાં ક્યારે પધારે! આગળ શુ બનશે તેના ભાવ અવસરે કહેવાશે

## ચપક ચરિત્ર

ચંપકકુવર હૂડી વટાવવા નીકળે છે એના ચહેરા ઉપરથી વેપારી સમજી ગયા કે આ કોઈ ખાનદાન વેપારી છે તેને આદર

સત્કાર આ રીતે વેપારીએ રૂપી લઈને કહ્યું: 'હે બંધુ તારો એવો કોણ દુશ્મન નીકળ્યો કે પરદેશમાં તને એ ગીરૂ રૂપી હબી આપી?" આ સાંભળી ચંપકકુંવરને ખૂબ દુઃખ થયું. સમજી ગયા હશે કે હંસના કરકસર આપવાની વાતમાં આનંદમગ્ન થયેલા મુનિ મહારાજ જ આ કરાવનારું હતું. ક્રોધ સાચા યોગનું ભાન ભૂલાવે છે ને પ્રેમને પી જાય છે. માન વિવેક મિત્રાચારી અને સર્વ ગુણોનો નાશ કરે છે. વેપારી કુંવરને કહે છે: ભાઈ તારું લલાટ જોતાં તું તેજસ્વી બુદ્ધિ લાગે છે છતાં એવી રૂપી તારી પાસે કેમ છે?" ચંપકકુંવરે કહ્યું: 'મુનિમહારાજની ભૂલ થઈ ગઈ હશે. મારા પિતાની આજ્ઞાથી તેમણે હજારી ભાઈની હદ રૂપીઓ બગાવાઈ જાય ઉતાવળથી આમાં કોઈ ભૂલ થઈ હશે. વેપારીએ તેને ધીરજ આપી કહ્યું "તારે જોઈએ તેટલા નાણાં હું આપીશ.

વણિક કહે લો નાણાં હમ સે, કરો આપ રુજગાર,
લેના નહિ કામ કિમી સે, નહી કરના કોઈ કારકેડ. ક '

લે નાણાં, સુખેથી વેપાર કર." ચંપકકુંવર કહે–"મારે કોઈ પાસેથી નાણાં લેવા નથી. કોઈના નાણાં ઉપર મારે વેપાર કરવો નથી" કુંવર વેપારી પાસેથી નાણાં લેતો નથી અને પોતાની પાસે કંઈ નથી. હવે આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન ૫૧ મુ

બુધવાર તા ૨૮–૮–૧૯૬૩

મહારાજા ઉદાયન ભાવના ભાવી રહ્યા છે કે સર્વજ્ઞ મહાપુરુષ અહીં પધારે ત્યારે તેમને વદણા નમસ્કાર કરી તેમની વાણીનો મહાન લાભ લઉં

જ્ઞાનીઓએ બાર પ્રકારની ભાવના બતાવી છે તેમાં પહેલી અનિત્ય ભાવના છે દ્રવ્યાનુપ્રેક્ષાએ આત્મા નિત્ય છે ને પર્યાયાનુપ્રેક્ષાએ અનિત્ય છે સસારના સર્વ પદાર્થો અને સુખો અનિત્ય છે ભરત ચક્રવર્તીને આત્માનુ સ્વરૂપ સમજાઇ ગયુ હતું આત્મા શુ ભૂલ કરે છે તે તેમને સમજાઈ ગયું હતું માનવે કયાં વિજય મેળવવો જોઇએ અને કયો વિજય સાધ્યો છે તેનું ભાન હોવુ જોઈએ.

न एवे विजयाच्छूरोऽध्ययनान्न च पण्डित
न वक्ता वाक्पटुत्वेन न दाता चार्थदानत ।
इन्द्रियाणां जये शूर धर्मं चरति पंडितः
सत्यवादी भवेद् वक्ता दाता भूतहिते रत ॥

રણમા જીતે તે જ શૂર નથી, ભણનાર જ પંડિત નથી માત્ર ભાષણ કરી રીઝવનાર જ વક્તા નથી ધન આપનાર જ દાતા નથી પરતુ જ પાચ ઈન્દ્રિયોને જીતે છે તે શૂર છે સત્ય, અહિંસા તપોમય જીવનને જે ધમ્રે છે ને વિચારે છે તે જ્ઞાની છે સત્યથી પવિત્ર ને કોઈને દુઃખી ન કરે એવી વાણી જે ઉચ્ચારે છે તે જ સાચો વક્તા છે સૌની અનુકપા કરી બધાને અભયદાન આપે છે તે જ દાની છે

શુભાશુભ જાણનારો નહિ પરંતુ આમાં ઇન્દ્રિયો અને મનને જાણનારો આત્મા બિરાજતો છે અજ્ઞાનવશ શુભ ભોગ ભોગવવામાં આનંદ માને છે પરંતુ તેને ખબર નથી કે તે ભોગને ભોગવતો નથી પરંતુ ભોગ તેને ભોગવે છે

भोगा न भुक्ता वयमेव भुक्ता स्तपा न तप्तं वयमेव तप्ता ।
कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णा ॥

બીડી તમાકુ પીનારને પીતી વખતે આનું પરિણામ શું આવશે તે ખબર નથી પરંતુ વ્યસનો જીવનના ભયંકર દેખાવ છે બીડી તમારા કાળજાની મજા માણી લે છે ને તમે આખી ગત ધૂ ધૂ કરી ઊંઘવા નથી ને બીજાને ઊંઘવા દેતા નથી વ્યસનો પાછળ પરાધીન બનવાનું છોડી આત્માની અનંત શક્તિ અનુભવશો ત્યારે સમૃદ્ધિથી છલકતા કોઈ રાજાધિરાજનો વૈભવ પણ તુચ્છ લાગશે.

એક વખતના મહાન સમ્રાટ સિકંદરના જીવનનો પ્રસંગ છે ઇ. સ. પૂર્વ ૩૨૫માં એરિસ્ટોટલને આવેલા વિચાર અનુસાર મેસિડોનીઆના મહાન વિજયી સિકંદરે દિગ્વિજય કરવા પ્રયાણ કર્યું અને ભારતભણી કુચ આદરી. ત્યારે તેના ગુરુ એરિસ્ટોટલે એના જીવનની મહત્તાનું ભાન કરાવવા સિકંદર પાસે એક માગણી કરી.

"यदि जो हो सके राजन् ! तो जैनी गुरुके ले आना ।
निर्मोहि बालके पाकर, गहरे तत्व को जाना ॥"

હે સિકંદર! જો તને યાદ રહે તો એક જૈન સાધુને લેતો આવજે સિકંદરે તે વાતને માન્ય કરી. અને પોતાના કામમાં આગળ વધ્યો. યુદ્ધને અંતે પંજાબથી પાછા ફરતાં સિકંદરને યાદ આવ્યું કે મારા ગુરુની માગણી છે કે 'જો તને યાદ રહે તો જૈની ગુરુને લઈ આવજે' સિકંદરને ખબર નથી કે જૈન સાધુ એ વળી શું? એરિસ્ટોટલે જે માગણી કરી છે તે માટે પૂરી

જલ્દી જોઈએ તેમ વિચારી પોતાના સુભટોને કહે છે કે, ગુરૂએ આજ્ઞા કરેલા સાધુને શોધી લાવો. સૈનિકો ચારે તરફ ફરી વળ્યા અને ઘણુ ફરવા છતાં જૈન મુનિને જોયા નહિ. ફરતા ફરતાં અંતે એક મહાન સંયમી—ચારિત્રસંપન્ન મુનિરાજ એક વૃક્ષ નીચે ધ્યાનાવસ્થામાં બેઠેલા જોયા. સૈનિકો વિચાર કરે છે કે આ જ મુનિ હોવા જોઈએ. મુનિને આત્મસમાધિમાં મસ્ત જોઈને થોડી વાર તો બોલ્યા નહિ, પણ જ્યારે મુનિ સમાધિથી મુક્ત થયા ત્યારે સૈનિકોએ કહ્યું: મહારાજ! ચાલો, જલ્દી કરો. દિગ્વિજયી સિકંદર તમને યાદ કરે છે. તમારું તો કામ થઈ ગયું. માટે જલ્દી કરો. આ બિચારા સૈનિકોને ખબર નથી કે આ પુરુષ કોણ છે. તે તો એમ જ સમજે છે કે અમારા મહારાજાની જેના ઉપર અમીદૃષ્ટિ પડી તેનું તો કામ થઈ ગયું. કેમ તમે પણ એવો જ વિચાર કરશોને? આજે કદાચ તમારા ઉપર કોઈ રાજા મહારાજાની અમીદૃષ્ટિ થઈ જાય અને તમને એની જોડે જ ખુરશી નાખીને બેસાડવામાં આવે તો તમને પણ અત્યંત હર્ષ થાય ને? 'અહો! શું મારું માન છે કે રાજામહારાજાની જોડે મારી ખુરશી પડે છે!' પણ અહીંયા તો મહાન ચારિત્રવાન સંત હતા. તેને તો કોઈ સત્કાર કરે, સન્માન કરે તો પણ એ જ ભાવ રહે અને કદાચ સિંહ, વાઘ વગેરે પ્રાણી પાસે આવે છતાં ધીરજવાન થઈ એ જ ભાવ રાખે. કષ્ટ આપનાર પ્રતિ વૈરભાવ નહિ અને સત્કાર આપનાર પ્રતિ રાગભાવ નહિ એવા મહાન સંત બોલ્યા કે સિકંદર કોણ છે? હું જાણતો નથી. તમે કહો છો કે દિગ્વિજયી છે તો ઘણા આનંદની વાત છે. સુભટો! તમારા મહાન વિજેતાને મારો એક પ્રશ્ન પૂછજો કે તમે દિગ્વિજય તો કર્યો પણ ઇન્દ્રિય વિજય કર્યો કે નહિ? જો તમારા સિકંદરે ઇન્દ્રિય વિજય કર્યો હોય તો એટલે કે પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન—એના ઉપર વિજય મેળવ્યો હોય તો હું આવવા તૈયાર છું. પણ જો તારા રાજાએ માત્ર જગતને જીત્યું હોય તો મારે આવવાની

